# પાટીદાર

## પ્રગતિ . . . . પરિવર્તન

– ડૉ. મંગુભાઈ પટેલ

# પાટીદાર
# પ્રગતિ - પરિવર્તન

: લેખક :
ડૉ. મંગુભાઈ રા. પટેલ
રીડર, ઇતિહાસ વિભાગ,
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

પ્રકાશક :
પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર
અમદાવાદ-૧

PATIDAR : PRAGATI — PARIVARTAN
By *Dr.* **MANGUBHAI R. PATEL**



**પ્રકાશક** : શ્રી જયંતીભાઈ પટેલ
પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર
૩૩૪, સર્વોદય કોમર્શીયલ સેન્ટર,
જી. પી. ઓ. પાસે, અમદાવાદ ૩૮૦ ૦૦૧
ટે. નં. (ઓ) ૫૫૦૫૬૫૦ (ઘર) ૪૬૬૩૯૫

**ટાઇટલ ડિઝાઇન** : જય પંચોલી

**મુદ્રક** : **નયન પટેલ ● દર્શન પ્રેસ**
૧-બી, કલિંગ, માઉન્ટ કાર્મેન્ટ સ્કૂલ સામે, બાટા શો-રૂમ પાસે
આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯ ● ૫૫૦૫૬૫૦

# પ્રસ્તાવના
## કુર્મી-કણબી-પટેલ-પાટીદાર

પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર દ્વારા પ્રકાશિત થતું આ અગિયારમું પુસ્તક રૂપી નજરાણું પાટીદાર બંધુઓના કરકમલમાં મૂકતાં ભાવવિભોર બની આનંદ અનુભવું છું. પાટીદારના લુપ્ત થતા ઇતિહાસની રખેવાળી કરવાની જવાબદારી આ ટ્રસ્ટે ઉપાડી છે. આર્થિક મૂંઝવણો વચ્ચે પણ તેના હિતેચ્છુઓ આ કાર્ય નિ:સ્વાર્થપણે કરી રહ્યા છે તે મારે મન ગૌરવની વાત છે.

આ પુસ્તકમાં સમગ્ર ગુજરાતના મુલકમાં વસતા કડવા-લેઉવા પાટીદારના સમાજજીવનને આવરી લેવાનો પ્રયાસ કર્યો છે. એટલું જ નહિ પણ દસ્તાવેજી પુરાવાઓ રજૂ કરી તેની સત્યતા પૂરવાર કરી છે જે સમાજશાસ્ત્રીઓ અને ઇતિહાસકારો માટે તેમજ સંશોધકો માટે સીમાચિહ્ન બની રહે છે.

કુર્મી-કણબી-પટેલ-પાટીદાર-કુમ્બી જેવા શબ્દો એક અર્થ માટે પ્રયોજાયેલા છે.

'કુમ્બી'નો અર્થ થાય એક ગૃહસ્થ, પશ્ચિમ ભારતની એક મહાન કૃષક જ્ઞાતિ (વેદો પરાન્તકાળનો સંસ્કૃત શબ્દ 'કુટુમ્બિક') જોકે આદિ શબ્દનું સંસ્કૃત રૂપ હોઈ શકે. આ નામ ઉત્તર ભારતમાં કુર્મી (કુર્મી) રૂપે પણ પ્રચલિત છે. જ્યાં આ જ્ઞાતિના લોકો ગંગાનદીના કિનારા વિસ્તારમાં, તેના તટપ્રદેશમાં તથા દક્ષિણનાં ક્ષેત્રોમાં બહોળી સંખ્યામાં વસેલા છે. આ જ જ્ઞાતિના લોકોને ગુજરાતમાં કણબી-કુનબી-કુણબી તથા મહારાષ્ટ્રમાં અને મધ્યપ્રદેશમાં કુનબી તથા દક્ષિણ ભારતના કુનબીની તુલના મદ્રાસ તેલુગુ પ્રદેશના નાયડૂ, કામ્પૂસ, રેડ્ડી અને અન્યત્ર વિવિધ નામે આ જ્ઞાતિ ઓળખાય છે.

કણબી અને અન્ય જ્ઞાતિના ઉલ્લેખવાળું આ કાવ્ય રસપ્રદ છે :

કુર્મવંશ, કુશવંશ, રાના પવાર આદિ,
ઠાકુર, ચંદેલ, ગુજરાતી જય સવાર હૈ,
છોડેચડે સિંગશોર, કાન્યકુબ્જ કચ્છવાહ!
ઔર સેંગર, સોલકી, યદુવંશ, સૈઠવાર હૈ!
કર્મકુલ લવવંશ તેલંગ, મૈસલ આન્ધ્ર,
કુર્મી ચંદેરી ચન્દ્રનીય કટિયાર હૈ!
વૈસવાર, વંશબાર ઔંધિયા સયાન ઔર,
ચૌધરી, ચૌહાણ, રાજપૂત પરુવાર હૈ!

પાદરી ડૉ. જ્હોન વિલિયમના મતાનુસાર કુર્મી, કુનબી અને કુમ્બી એક જ જ્ઞાતિનાં રૂપાંતરિત નામ છે. જોકે સંસ્કૃત ધાતુ 'કૂમ' યા કુલમીથી બને છે, જેનો અર્થ થાય છે કૃષિય કાર્ય કરનાર. પાછળથી હિંદીમાં 'કુર્મી', ગુજરાતીમાં 'કણબી'

અને મરાઠીમાં 'કુનબી' થઈ ગયું. પ્રસિદ્ધ સમાજશાસ્ત્રી ડૉ. જી. ઓવર્ટ આ મત સાથે જોકે સંમત નથી. કારણ શબ્દ સંસ્કૃતમાં જોવા મળતો નથી.

પ્રો. જે. એફ હેવિટને પોતાના સંશોધન કાર્યમાં ખાસ કરીને પ્રાચીન કાળમાં કુર્મિઓની શું ભૂમિકા રહી છે તે પર વિદ્વતાપૂર્ણ અભ્યાસ કર્યો છે. તેમના મત મુજબ કુર્મી (Kurmis), કુરમ્બસ (Kurmbus), કુદમ્બસ (Kudambus), કુદમ્બીસ (Kudambis) વગેરે ભારતની સીંચિત ખેતી કરનારી મહાન જ્ઞાતિઓ હતી. (Where the great irrigrating agricultural races of India) જે કુર (કચ્છપ) એટલે કે કૂર્મનાં સંતાનો છે.

કૂર્માવતાર ભગવાન વિષ્ણુનો કૂર્મ એટલે કચ્છપ રૂપમાં થયો. આ હિંદુઓ માટે ધર્મમત અનુસાર એક મહત્ત્વપૂર્ણ ઘટના હતી. પ્રો. હેવિટના ઉપરોક્ત વિવરણને કારણે આ વાતને અનુમોદન મળે છે કે, પ્રાચીન કાળમાં આ લોકો ભગવાન કૂર્માવતારના ઉપાસકો હતા અને આ લોકો પોતાના ઇષ્ટદેવ કૂર્મ ભગવાનના ઉપાસક હોવાના કારણે પાછળથી કુર્મી તથા કુર્મી જ્ઞાતિબોધક નામથી ઓળખાવા લાગ્યા. કુર્મિઓની વધુ ઓળખાણ આપતાં તેઓ લખે છે કે, 'પરમ પવિત્ર અને પુરાતન જૈન પૂજા સ્થળ ઊિન જિલ્લામાં આવેલું છે, જેને પ્રાચીન કાળમાં સિંધુ સુવર્ણ અને સૌરાષ્ટ્ર કહેતા હતા. ઉત્તરમાં જ્યાં શતલજ નદી છે અને પશ્ચિમ ઘાટના બંદરગ્રાહોની આસપાસના પ્રદેશના તે બધાને મહાભારતમાં ભગદત્ત (BHGADATTA) કહ્યો છે. ભગ જોકે ખાદ્ય ફળોનો દેવતા છે, જેના દ્વારા આપવામાં આવેલ કુર્મી ખેડૂતોની ઉદ્યાન ભૂમિ જેમાં કપાસ, ગળી, શેરડી, પુરાતન સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડ અને ગુજરાતની ફળદ્રુપ ભૂમિમાં ઉગાડ્યા હતા.

પુરાણમાં વિષ્ણુ ભગવાનના પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે. જો શરીરનો આધારસ્તંભ ન હોય તો, શરીર સીધું ઊભું રહી શકે નહીં. શરીરને સીધું રાખવાનું કાર્ય મેરુદંડનું છે. એટલા માટે કૂર્મ-કશ્યપના સમાન કઠોર પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે. એવી જ રીતે સમાજને સારી રીતે ચલાવવા માટે મેરુદંડ અને પૃષ્ઠ ભાગની જવાબદારી જે વર્ગને આપી હતી તે કૂર્મનામ. તેમનું દાયીત્વ હતું ખાદ્ય અનાજ ઉત્પન્ન કરવું અને સમાજના પેટને પોષવું અને દુશ્મનોના આક્રમણની સ્થિતિ વખતે યોદ્ધાનું રૂપ ધારણ કરવું અને શત્રુનો નાશ કરવો. પ્રો. જયસ્વાલના મતે કુર્મી લોકો દાતરડું અને તલવાર કુશળતાથી ચલાવી શકતા.

કૂર્મ ભગવાન કઠોરતા, કર્મઠતા, સહનશીલતા, પૌરુષતા અને લોકકલ્યાણની ભાવનાના દ્યોતક હતા. સાગરમંથનના હેતુથી કૂર્મરૂપ ધારણ કરીને જગતના કલ્યાણની રક્ષા કરનાર વિષ્ણુને આદિકૂર્મ તરીકે સંબોધિત કરવામાં આવે છે.

કુર્મી શબ્દ વેદોમાં વિશેષ ગુણોથી સંપન્ન દેવરાજ ઇન્દ્ર માટે પ્રયોજાયો છે. ઇન્દ્રને પરાક્રમી ક્ષત્રિય તથા કુશળ ખેડૂત પણ કહ્યો છે અને તે પોતાના અનુયાયીઓને બધા

પ્રકારની વિપત્તિઓમાંથી સુરક્ષા આપે છે. તેનાથી તે નિષ્કર્ષ નીકળે છે કે કુર્મી શબ્દનો પ્રયોગ ઋગ્વેદમાં દેવરાજ ઇન્દ્રને અનેક વાર તૂવી કુર્મી અથવા 'તુવી કુર્મનિ' અને તુવી કર્મતમ શબ્દોથી સંબોધિત કરવામાં આવે છે. અહીં તૂવી શબ્દ મહાનતાનું સૂચક છે અને કુર્મી પૃથ્વીને ખેડનાર કર્મશીલ ખેડૂત માટે પ્રયુક્ત થયો છે. સાયણના મત મુજબ તુવિ કુર્મીનો અર્થ છે સંગ્રામે નાના વિધિ કર્મણાકર્તા (ઇન્દ્ર) અને તૂવિ કુર્મનિનું બહુકર્માનિન્દ્ર તથા તુવિ કૂર્મતમનો અર્થ છે.

અતિશયેન બહુવિધિકર્મા ઇન્દ્ર : ઇન્દ્રની સ્તુતિ પ્રસંગમાં ઋગ્વેદમાં ગૃત્સમય ઋષિની અનંત દૃષ્ટિ પોકારી પોકારી કહી રહી છે. ઇન્દ્ર એ ચલાયમાન પર્વતોને સ્થિર કર્યા છે. આર્યે એ સમાજનું વિભાજન કર્યા અનુસાર કુર્મીઓ ક્ષત્રિય હોવા છતાં કુર્મી વ્યવસાયમાં જોડાયા. વ્યાકરણ અનુસાર 'કૂ' શબ્દનો અર્થ 'ભૂ' અથવા ધરતી થાય છે અને 'રમી'નો અર્થ રચનાર અર્થાત્ 'ભૂપતિ' એટલે 'કૃષક.'

ઋગ્વેદમાં પરિવારને કુટુમ્બ અથવા કુળ કહ્યું છે. પ્રત્યેક કુળના વડાને કુલુપ અથવા ગૃહપતિ કહેવાતો. તેવા પ્રકારના કુળ ભેગા થાય તો ગ્રામ બનતું અને ગ્રામનો વડો ગ્રામણી કહેવાતો. આજે પણ મોટા ભાગનાં ગામોમાં પટેલ અને મુખીનાં મહત્ત્વનાં પદો પર પાટીદારો છે. આ પાટીદારો શબ્દના જુદા જુદા અર્થો ભગવદ્ ગો મંડલમાં આ પ્રમાણે છે :

(૧) પું. ખાતેદાર

(૨) પું. ખેડૂત

(૩) પાટી ટોળી + દાર વાળું

પું ખેતરો નીહારની હાર જેના તાબામાં હોય તે જમીનદાર વતનદાર

(૪) પું. વંશ પરંપરા જમીનનો માલિક

(૫) સ્ત્રી. અને એ નામની એક ખેડૂત જાતિ ખેતી કરનારી એક ઊંચ વર્ણ. પાટીદાર અથવા કણબીના ત્રણ તફા છે : લેઉવા. કડવા અને આંજણા.

(૬) ના. એ નામની જાતિનું માણસ

(૭) વિ. સેનામની જાતિનું

પાટીદાર અને પટેલ બંને શબ્દો એક જ છે, એવું સામાન્ય રીતે ઘણા લોકો માને છે. પણ આ માન્યતા ખોટી છે. કણબી શબ્દ ઘણા પુરાણા કાળથી ચાલતો આવે છે. તેમ પટેલ શબ્દ પણ એટલો જ જૂનો છે. પટેલ માટે મૂળ સંસ્કૃત શબ્દ પટ્ટલિક છે. ગામના ખેતરોની જમીન અને ઘરથાળની જમીનના જે વેચાણ કે ગીરો દસ્તાવેજ થતા તેની એક નકલ ગામમાં રહેતી અને તે નકલ ગામનો જે મુખ્ય માણસ હોય તેની પાસે રહેતી. આ માણસને પટ્ટલિક કહેતા. કારણ કે પટ્ટાઓ (પટ્ટ = વસ્ત્ર) ઉપરના લેખો સાચવવાની જવાબદારી એની હતી. સેંકડો વર્ષથી આ શબ્દ ગામના આગેવાન માટે વપરાતો આવ્યો છે અને તે આજે પણ ચાલુ છે.

કણબીઓને વેચાણ કે ગીરો દસ્તાવેજ સાચવવાનું કામ રાજાઓ એટલા માટે સોંપતા હતા કે, તેઓ પ્રમાણિક અને ઉદાર હતા. કોઈનું કદી હરામનું પચાવી ન લેવું, બીજાને મદદરૂપ બનવાની ભાવના રાખવી, ન્યાયની બાબતમાં સ્પષ્ટ કહેવું, આ બધા જન્મજાત ગુણોથી કણબીઓ તરફ બીજી જ્ઞાતિઓ આકર્ષાઈ હતી ને ગામનો વહીવટ જ્યાં કણબીઓ હોય ત્યાં તેઓને સોંપાતો. આથી પટ્ટલિક ઉપરથી 'પટેલ' શબ્દ આવ્યો.

પટેલ એટલે જેને પટલાઈ કુટવાનું ગમે છે તે સામાન્ય રીતે પટેલો જે પટલાઈ કૂટતા હોય છે. આખા ગામમાં પટેલનું એક જ ઘર હોય તો પણ આખા ગામની પટલાઈ કરે. વીર વિક્રમે હૂણ, શકોને હરાવીને હિંદુસ્તાનની સરહદ બહાર કાઢી મૂક્યા અને અવંતી (માળવા)નો પ્રદેશ કબજે કર્યો. આ પ્રદેશ ઉજ્જડ હતો. એને ફળદ્રુપ બનાવવા શું કરવું? છેલ્લે વીર વિક્રમને મનમાં થયું કે કણબીઓને આ વિસ્તારમાં વસાવવામાં આવે તો તેઓ આ વિસ્તારને પોતાની મહેનતથી ફળદ્રુપ બનાવશે. આથી વીર વિક્રમે પંજાબમાંથી કુર્મી કુટુંબોને માળવામાં તેડાવીને તેઓનું સન્માન કર્યું અને દરેક કુટુંબને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી. તેથી કુર્મીઓએ પોતાની યોગ્યતા પ્રમાણે નાનાં-મોટાં ગામો વસાવ્યા. રાજાએ ત્રણસો ગામોના કુર્મીઓને પટેલના ખિતાબો આપ્યા. સમય જતાં તેમની વસ્તી વધતી ગઈ અને પોતે પટેલ તરીકેની પોતાની અટક લખાવવા લાગ્યા. માળવામાંથી ગુજરાતમાં પટેલો આવ્યા અને ગુજરાતમાં પણ એક આ અટક શરૂ થઈ ગઈ.

પાટીદાર શબ્દ હિંદીમાં 'પત્તિદાર' તરીકે વપરાય છે જે અપભ્રંશ થઈ 'પતીદાર' બન્યો છે. 'પતી' અગર 'પાતી' એટલે પાટી ગુજરાતમાં 'પાંતી' શબ્દ પણ પ્રચલિત છે. પાટી એટલે જમીનનો એક ટુકડો પતીદાર શબ્દનો ગુજરાતીમાં 'પાટીદાર' શબ્દ થયો.

રાજાઓ કુર્મીઓને જમીનનો મોટો ભાગ ખેડવા આપતા અથવા જમીન ખેડતા કુર્મીઓ પાસેથી રાજાઓ રાજ્યભાગ માગતા. રાજ્યભાગ તરીકે કુર્મીઓને અનાજ કે રોકડ રકમ ચૂકવવી પડતી હતી. રાજ્યભાગ કેટલો લેવો તે જે તે રાજા નક્કી કરતો. જુદા જુદા વિભાગોમાં રાજ્યભાગ જુદી રીતે લેવાતો હતો. ૧/૧૦, ૧/૮, ૧/૬ કે ૧/૪ ભાગ લેવાતો. જ્યાં જતા ત્યાં તેઓને પૂછવામાં આવતું, તમારો ધંધો શો? તો તેઓ પત્તિદાર છીએ એમ કહેતા ને જમીનની કોઈ પાટી રાખીને ખેતી કરનારા પાટીદારો કહેવાયા.

આ ઉપરથી સમજી શકાય છે કે 'પાટીદાર' શબ્દ ધંધા ઉપરથી આવ્યો છે. ને 'પટેલ' શબ્દ ખિતાબ કે પદવી ઉપરથી આવ્યો છે. સમય જતાં પાટીદાર શબ્દ લખવામાં લાંબો હોવાથી ને પટેલ શબ્દમાં માનસિક રીતે ખુમારી અને ગૂરાતનનો ભાવ છુપાયેલો હોવાથી સમગ્ર પાટીદાર કોમે આજે પટેલ શબ્દ અપનાવી લીધો છે.

કુટુંબ સંસ્કાર અને સંસ્કૃતિનો પાયો છે. કુટુમ્બીમાંથી 'ટુ' નીકળી ગયો અને

કુમ્બી, કુર્મી, કણબી શબ્દો પ્રચલિત થયા. કુણથી કુલમ્બી થયો અને પછી કુલુમ્બીમાંથી કુલવદી, કુલમી, કુલમ્બી, કુર્મી, કુમ્બી, કૂર્મા, કાપુ, કમ્મા, કુર્મી ક્ષત્રિય, કૂર્મવંશીય, ક્ષત્રિય વગેરે શબ્દો ભારતના જુદા જુદા ભાગોમાં જાણીતા બન્યા. કુર્મી એટલે એ વ્યક્તિ જે જ્ઞાતિ અને જેનું કર્મક્ષેત્ર ભૂમિ છે.

કૂર્મ અને કશ્યપ એક જ છે એમ આપણે માનીએ છીએ. વૈદિક સાહિત્યમાં સૃષ્ટિકર્તા ને કૂર્મ-કશ્યપ કહ્યો છે કારણ કે તેમનામાં જ્ઞાનના બળ પર સૃષ્ટિ સંચાલન કરવાની અદ્‌ભુત ક્ષમતા અને યોગ્યતા છે. શતપથ બ્રાહ્મણમાં પણ કહ્યું છે કે, આ સૃષ્ટિ-કર્તાનું નામ પણ કૂર્મ છે. સૃષ્ટિ અને પ્રજાનું પાલન કરતા હોવાથી તેને પ્રજાપતિ અને આદિત્ય બંને કહ્યા છે. કૂર્મી વંશાવલીમાં ચંદ્રવંશના ઋષિઓના નામ મળે છે. તેમાં કૂર્મઋષિનું નામ જોતા આપણી શંકા દૂર થાય છે. ૪૬મા ઋષિઓના વંશમાં જે ઋષિઓનો ઉલ્લેખ કર્યો છે. તેમાં કૂર્મઋષિની પ્રામાણિકતા જોવા મળે છે. પાછળથી કૂર્મ ઋષિને લોપ કરવા માટે વાચાલના ઋષિઓએ પ્રયત્ન કરેલો. કૂર્મવંશાવલી જોતા કડવા પટેલો કૂર્મવંશના હતા તે સિદ્ધ થાય છે.

ઉપરોક્ત વિવરણને આધારે એમ સાબિત થાય છે કે, 'અતિ પ્રાચીન કાળથી આ મહાન ઋષિ કૂર્મના વંશજો કૂર્મવંશી કહેવાયા કારણ કે કૂર્મ અને સૂર્ય એક જ છે એટલે તેઓ સૂર્યવંશી તરીકે ઓળખાયા. 'આકરણની દૃષ્ટિએ પણ ઉપરોક્ત કૂર્મ શબ્દમાં ઇનિ (ઇન્) પ્રત્યય લાગવાથી કુર્મિન શબ્દ બને છે. કુર્મિનથી પ્રથમ વિભક્તિમાં એકવચનમાં પુંલ્લિંગ કુર્મી શબ્દ બને છે.

કૂર્મ શબ્દના અનેક અર્થો થાય છે. પૃથ્વી, રસ, સ્વર્ગ અને પ્રાણ એટલે કૂર્મી શબ્દનો અર્થ થયો. અત્યંત પરાક્રમી, તેજસ્વી, પ્રાણવાન, બળવાન, પૃથ્વીપતિ, ભૂપતિ આ બધા ગુણો એક ક્ષત્રિયનાં છે. માટે કૂર્મવંશી ક્ષત્રિય હોય તે અશક્ય નથી.

**કુર્મીઓ ક્ષત્રિય હોવાના ઐતિહાસિક સંદર્ભો**

કોઈ પણ સમાજના જ્ઞાતિ અધ્યયન માટે જ્ઞાતિની પરિભાષા જાણવી ખૂબ જ આવશ્યક બને છે. ચાર્લ્સ કૂલેના મત મુજબ જ્યારે એક વર્ગ દૃઢતાપૂર્વક વંશાનુક્રમણ પર આધારિત હોય ત્યારે આપણે તેને જ્ઞાતિ કહીએ છીએ. પાટીદારો ક્ષત્રિય છે કે નહીં? તેના વિશે ઘણાં વાદ-વિવાદો ચાલે છે. તેના સંદર્ભમાં ઐતિહાસિક આધારો તપાસીએ તો તેઓ ક્ષત્રિય સાબિત થાય છે.

આગળ જણાવ્યું તેમ કશ્યપના વંશજો પૈકી કૂર્મ ઋષિના પુત્રો અસલ પૃથ્વીપતિ હતા અને પાછળથી તેઓ પંજાબના એક ભાગમાં રાજ્ય ભોગવતા હતા. જોકે તેઓ કૃષિકાર જેવા થઈ ગયા છે, છતાં આધુનિક સમયમાં પણ તેઓ હાથીમલ્લ, દરબારશ્રી, દેસાઈશ્રી, રાજા, જાગીરદાર, દેશપતિ, વતનદાર, તાલુકદાર, જમીનદાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરી રહ્યા છે.

મહર્ષિ કશ્યપ એક મહાન વિચારક, અઠંગ વૈજ્ઞાનિક, વિદ્વાન, કલાકાર,

સાહિત્યકાર, કવિ અને અત્યંત કુશળ કૃષિકાર હતા. તે સાધક, નાયક અને મહાન સમાજસેવક હતા. તેમણે જનહિત માટે પોતાની જાતને ઘસી નાખી હતી. કશ્યપસાગર, કુમુન્દી, કુર્મ પર્વત અને કુમાચલ પ્રદેશ વગેરે તેની કીર્તિની યશસ્વી કીર્તિ સ્તંભો છે અને અમે પાટીદારો તેના વંશજો કૂર્મવંશી ક્ષત્રિયો છીએ. અઢાર પુરાણોમાંથી એક પુરાણ કૂર્માવતારની કથારૂપ છે.

જે પાટીદાર ભાઈઓને આપણા પૂર્વજોના ઇતિહાસ માટે ગૌરવ છે અને આ કાર્ય લોકશિક્ષણનું છે એવું માને છે. તેઓએ આ ગ્રંથના પ્રકાશનમાં યોગદાન આપ્યું છે. આ બધા દાતાઓનો સહયોગ ન મળ્યો હોત તો આ ભગીરથ કાર્ય પાર પડ્યું ન હોત. પાટીદાર સમાજ આ દાતાઓનું ઋણી રહેશે. ભૂતકાળમાં શેઠશ્રી કેશવલાલ અને શ્રી ભક્તિભાઈ પટેલના આર્થિક સહયોગથી પ્રકાશનો થયાં હતાં. આ પુસ્તકના પ્રકાશનમાં સાંકળચંદ પટેલ જનકલ્યાણ ટ્રસ્ટના શ્રી ભોળાભાઈ પટેલનો મુખ્ય આર્થિક સહયોગ સાંપડ્યો છે.

શ્રી જયંતીભાઈના સુપુત્રો શ્રી હરેશભાઈ અને નયનભાઈએ પોતાની ચીવટ અને કાળજી ઉમેરી આ પુસ્તકને આકર્ષક બનાવ્યું. 'ક્યારેય કશા કામની ના નહીં. ખરાબ કશું જ ગમે નહિ એવા, બંધુ બેલડીના ગુણોએ આ સઘળા પ્રકાશનોમાં સિંહફાળો આપ્યો છે. પ્રો. મહેશભાઈ ત્રિવેદી, પ્રો. ચંદ્રબાળાબહેન દુદકિયા, પ્રો. મીનળ શેલત, પ્રો. અંજના પટેલ, પ્રો. દક્ષાબેન પટેલ, કુ. ધર્મિષ્ઠા ગોહિલ, કુ. હીના વાઘેલા અને શ્રીમતી નયનબાળા પટેલ વિગેરેના મારા માર્ગદર્શન હેઠળ તૈયાર થયેલ પીએચ.ડી. અને એમ. ફિલ.ના પાટીદાર પરના પ્રગટ-અપ્રગટ સંશોધનો આપણી જ્ઞાતિના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે. શ્રીમતી નયનબાળાનો સવિશેષ આભાર માનું છું.

પુસ્તકની સફળતા - નિષ્ફળતાનો આધાર તેના વાચકો પર છે. તેઓ જ સાચા માપદંડો છે. સંશોધકો માટે આ પુસ્તક શિરમોર સમાન છે. કારણ પાટીદાર પ્રગતિ અને પરિવર્તનનો અકબંધ ઇતિહાસ સચવાયેલો છે.

**પટેલ સમાજની પ્રગતિ ઊભી,**
**ચાર પાયાને ટેકે,**
**નીતિ, મહેનત, દયા,**
**ચોથો વિશ્વાસ લાગ્યો લેખે.**

આભાર.

૩૧ ઓક્ટોબર, ૧૯૯૭
સરદારજયંતી

**ડૉ. મંગુભાઈ રામદાસ પટેલ**
૬, અરુણોદય પાર્ક,
સેંટઝેવિયર્સ કૉલેજ કોર્નર,
નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ફોન : ૬૪૪૦૨૩૮

# ધૂળ ઢાંક્યા રતન


## શ્રી ભોળાભાઈ ચ. પટેલ (વિસનગર)

માજી રાજ્યકક્ષા મંત્રીશ્રી, પંચાયત અને સહકાર ગુજરાત રાજ્ય


પ્રાચીન સમયથી ગુજરાતનું આગવું વ્યક્તિત્વ ગૌરવશાળી રહ્યું છે અને તેનું પ્રગટીકરણ ઇતિહાસના પાને આલેખાયેલું છે. તેમાં પણ આનર્ત પ્રદેશની વાત અનોખી છે. ગુજરાતની પ્રજા કોમળ, સંસ્કારી, વ્યવહારકુશળ તથા વ્યાપારકુશળ દેખાય છે.

ઉત્તર ગુજરાતની અસ્મિતાને જગાડનાર પરિબળોમાં સાહસ, શિક્ષણ, સંસ્કારવારસો નોંધપાત્ર ગણી શકાય. ગુજરાતની અસ્મિતાના ઘડતરમાં પરોક્ષ અને પ્રત્યક્ષ યોગદાન આપનાર સ્વ. સાંકળચંદભાઈ ઉત્તર ગુજરાતના નૂર હતા. શ્રી ભોળાભાઈ પટેલ આપણા સમાજના ઘરદીવડા છે. સ્વ. સાંકળચંદભાઈનું સ્વપ્ન સાકાર કરવા માગતા અને તેમના 'માનસપુત્ર' તરીકેનું ગૌરવ અનુભવતા શ્રી ભોળાભાઈ સાચા અર્થમાં 'ભોળા', મિતભાષી અને નિખાલસ વ્યક્તિત્વ ધરાવે છે.

તા. ૨૭ જાન્યુઆરી, ૧૯૩૦ના રોજ મોસાળ કેલીસણામાં જન્મેલા, તેમણે ચાર ધોરણ સુધીનો અભ્યાસ ગોઠવા ગામમાં કર્યો. એક વર્ષ સારસ્વતનગરી વિસનગરમાં પસાર કર્યું. ત્યાર બાદ ઉત્તર ગુજરાતમાં 'કાશી' તરીકે પ્રસિદ્ધ થયેલ કડી સર્વવિદ્યાલય અને કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમમાં ધો. ૬થી મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો.

ગાંધીબાપુએ પણ જેમને 'ભા' કહી સંબોધ્યા હતા તેવા કડી સંસ્થાના પ્રાણસમા 'ભા'નો પ્રેમ અને મમત્વ તેમજ પૂ. બાપુભાઈ ગામી, પૂ. છગનભાઈ કા. પટેલ અને પૂજ્ય પોપટભાઈ પટેલ તરફથી સંસ્કારવારસો મળ્યો. દેશાભિમાન, ત્યાગ, પુરુષાર્થ, બલિદાન, સહકાર, પ્રેમ, ભાતૃત્વ જેવા ઊંડા ગુણોનું સિંચન આ સંસ્થામાં થયું.

૧૯૫૦માં ઉચ્ચ અભ્યાસાર્થે વડોદરા ગયા અને બોમ્બે યુનિવર્સિટીના રસાયણ વિજ્ઞાનના સ્નાતક બન્યા. ત્યાર બાદ સર એલ. એ. શાહ લૉ કોલેજમાંથી એલ.એલ.બી.નો અભ્યાસ કરી ૧૯૫૩માં વિસનગરમાં વકીલાત શરૂ કરી.

૧૯૫૧માં ગુજરાતના લોકાભિમુખ નેતા સ્વ. સાંકળચંદભાઈના સુપુત્રી શાંતાબહેન સાથે લગ્ન થયાં. સુખી દામ્પત્યજીવનના ફળ સ્વરૂપે ચિ. કૌશિક, ચિ. નયના અને ચિ. પ્રીતિનું અવતરણ થયું.

૧૯૫૬માં મહાગુજરાતની ચળવળે ઉત્તર ગુજરાતમાં જોર પકડ્યું. સ્વ. સાંકળચંદભાઈ અને સ્વ. પૂ. ર. પટેલ (દાસકાકા)એ આગવું નેતૃત્વ પ્રગટાવ્યું. આચાર્ય કિપલાણી 'ભૂક્કા બોલાવી દેનાર' તરીકે ઇન્દુલાલ યાજ્ઞિકને ઓળખે છે

તેવા શ્રી યાજ્ઞિકના નેતૃત્વમાં મહાગુજરાતની ચળવળ ચાલી. શ્રી ભોળાભાઈનો તેમની સાથે ભેટો થયો. તેઓ મહાગુજરાત જનતા પરિષદના સભ્ય બની રાજકારણના ઉંબરે પગ મૂક્યો. જનતા પરિષદનું વિસર્જન થતાં તે કૉન્ગ્રેસમાં જોડાયા. ત્યારથી અનેક જિલ્લા, તાલુકાની સમિતિઓમાં ચેરમેનપદે અને ડેલિગેટ તરીકે રહ્યા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. લોકોપયોગી કામો કરી સ્વ. સાંકળચંદભાઈનું નામ ઉજ્જવળ કર્યું.

ગુજરાત રાજ્યની અલગ રચના થતાં ૧૯૬૨ની ચૂંટણીમાં ગુજરાત વિધાનસભામાં તેમનાં પત્ની શાંતાબહેન ધારાસભ્ય તરીકે ચૂંટાયા. સહચારિણીના સહયોગે તેમના વ્યક્તિત્વને પલટી નાખ્યું અને ભોળાભાઈના રાજકીય પ્રતિભામાં ચાર ચાંદ લગાવી દીધા.

૧૯૬૯માં મદ્રાસમાં સ્વ. ઇન્દિરાબહેન ગાંધીની કૉન્ગ્રેસે શોષણરહિત સમાજની નવરચનાનો જનતાને કોલ આપ્યો. શ્રી ભોળાભાઈ અને શાંતાબહેનનો જીવાત્મા શ્રમજીવીઓ અને ખેડૂતો સાથે ઓતપ્રોત થઈ ગયેલો હતો. એટલે આ અભિગમને વ્યવહારમાં મૂકવા બંને ઇન્દિરા કૉન્ગ્રેસમાં જોડાયા હતા.

૧૯૭૦માં બનાસકાંઠાની અછતગ્રસ્ત પરિસ્થિતિને ધ્યાનમાં લઈ ઇન્દિરાજી ડીસા પધાર્યા. રાજકીય કાર્યકર્તાઓના અસંતોષ વચ્ચે એક લાખની મેદનીને તેઓએ સંબોધી. મુ.શ્રી સાંકળચંદભાઈના આગ્રહને માન આપી વિસનગર મજૂર સહકારી મંડળી લિમિટેડ દ્વારા તૈયાર થયેલ કચ્છ અને સૌરાષ્ટ્રને જોડતા 'સૂરજબારી ડેમ'નું ઇન્દિરાજીએ ઉદ્‌ઘાટન કર્યું. આ પ્રસંગનો લાભ લઈ શ્રીમતી શાંતાબહેને કેન્દ્ર સરકારમાંથી 'ગ્રામ્ય વીજળીકરણ યોજના' મેળવી વિસનગર તાલુકાનાં ત્રીસ ગામોને વીજળીનો લાભ અપાવ્યો. ધરોઈ ડેમની મંજૂરી મેળવી. સ્વ. વડાપ્રધાન ઇન્દિરાજીના શુભહસ્તે તેનું ખાતમુહૂર્ત કરાવી ઉત્તર ગુજરાતમાં હરિયાળી ક્રાંતિનું બીજારોપણ કર્યું. પીવાના પાણીની સવલતો ઊભી કરી. શ્રી ભોળાભાઈ અને શ્રીમતી શાંતાબહેન જાણે છે કે રાજકારણમાં ફૂલો મળે અને સમાજસેવામાં ખાસડા મળે. એટલે જ તેમણે રાજકારણને રોટલાનું સાધન બનાવ્યું નથી અને સમાજસેવા માટે ફકીરી પણ લીધી નથી. એટલે બંનેનું સમન્વય કરી સમાજલક્ષી કાર્યોને તેમણે પ્રાધાન્ય આપ્યું છે.

શિક્ષણ ક્ષેત્રે રાજ્યકક્ષાની સમિતિઓમાં શાળા-કૉલેજ અને યુનિવર્સિટીઓમાં વિવિધ સ્થાનો પર હોદ્દાઓ ધરાવે છે. તેમ છતાં તેનું તેમને ભારણ નથી. બધું જ કાર્ય સહજ રીતે કરે છે. શિક્ષણ સંસ્થાઓમાં નવી નવી યોજનાઓ દાખલ કરે છે. દા.ત., તેમના જ વેવાઈ શ્રી નરસિંહભાઈ પટેલની મદદથી કડીની સંસ્થામાં પ્લાસ્ટિક એન્જિનિયરિંગનો કોર્સ શરૂ કરાયો. શ્રી નરસિંહભાઈના દીકરા એટલે કે ભોળાભાઈના જમાઈ મહેન્દ્રભાઈ સમૃદ્ધ પુસ્તકાલય ધરાવે છે. શ્રી ભોળાભાઈ જ્ઞાતિ

વિકાસનું ધ્યાન રાખે જ છે. પરંતુ બીજા વર્ગના લોકો પણ ભણે તેવો પણ તેમનો આગ્રહ છે. વિસનગર અને કડી જેવી સંસ્થાઓ-ના પ્રગતિમાં રસ્યાપચ્યા રહે છે એટલું જ નહીં પણ દાનની સરિતા પણ વહાવે છે. તેમને પોતાની કર્મભૂમિ વિસનગરમાં શૈક્ષણિક અને આરોગ્ય માટેના સંકુલો ઊભા કર્યા છે.

વિસનગર તાલુકા પંચાયતના ૧૯૮૦-૮૧માં પ્રમુખ બન્યા અને ગામડાઓમાં પીવાના પાણીની સગવડ, નિશાળના ઓરડા, રસ્તાઓ, આરોગ્ય કેન્દ્રો વગેરે ઉપલબ્ધ કરાવીને પંચાયત ક્ષેત્રે તેમનું યોગદાન નોંધપાત્ર રહ્યું છે.

૧૯૮૫માં અપક્ષ ઉમેદવાર બની વિધાનસભામાં વિસનગર તાલુકામાંથી પ્રવેશ કર્યો અને ખેડૂતોના પ્રશ્નોની વિધાનસભામાં વાચા આપી પુનઃ ૧૯૯૦માં વિધાનસભ્ય બન્યા અને વિધાનસભાની કમિટિઓના ૧૯૮૫થી ૯૦ સુધી સભ્ય રહ્યા હતા અને ૧૯૯૦થી ૯૪ સુધી અંદાજ સમિતિના ચેરમેન તરીકે સરકારનાં અનેક ખાતા તપાસી તે અંગેના રિપોર્ટ તૈયાર કરી વિધાનસભામાં મૂક્યા છે. છેલ્લે રાજ્યકક્ષાના પંચાયત અને સહકારમંત્રી તરીકે રહ્યા. એ રીતે વિધાનસભામાં તેઓએ સુંદર કામગીરી બજાવીને તંત્રને સાબદુ કરવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. તેમના વિસ્તારમાં વિસનગર તાલુકાનું કોઈ પણ ગામડું અગર ગામડાનું પરૂ રસ્તા, નિશાળ, પીવાના પાણીની સગવડ વિના બાકી નથી. આ રીતે ગામડામાં પ્રાથમિક સગવડો ઊભી કરી આપી છે તે કારણસર તેઓ લોકમાન્ય આગેવાન તરીકે પ્રસ્થાપિત થયા છે.

તાલુકા કક્ષાએ માર્કેટ યાર્ડ જેમાં ખેડૂતો ખેતીના ઉત્પન્નો માલ લાવે છે તે માલનો પુરેપુરા ભાવ મળે તેનું સરખું તોલમાપ થાય, કસરના નાણાં વેપારી કાપે નહિ અને ચોખ્ખું નાણું ખેડૂતને મળે તે વ્યવસ્થા ગોઠવી શક્યા છે. ખેડૂતોને પેટભર જમવાનું મળે તે પણ ફક્ત ૬ રૂપિયામાં તે વ્યવસ્થા પણ માર્કેટ યાર્ડમાં કરી છે અને આ યોજનાનો લાભ અંદાજે ૨૦૦૦ ખેડૂતો દરરોજ લે છે તથા દવાખાનાઓમાં પણ ટીફીન પહોંચાડીને દર્દીઓને આ યોજનાનો લાભ મળે છે. શ્રી વલ્લભભાઈ પટેલ જનકલ્યાણ ટ્રસ્ટ અને સાંકળચંદ પટેલ, જનકલ્યાણ ટ્રસ્ટ આ બંને ટ્રસ્ટોના નામે પ્રસુતિ વિભાગ, આંખ વિભાગ, ઓર્થોપેડિક વિભાગ, ચીલ્ડ્રન વિભાગ વગેરે વિભાગો દ્વારા વિસનગર અને આજુબાજુના વિસ્તારના લોકોને ઓછા ખર્ચે આ દવાખાનાઓનો લાભ મળે છે. આંખ વિભાગમાં ફક્ત પાંચ રૂપિયામાં મોતિયો ઉતારવામાં આવે છે અને ગરીબ લોકોને નેત્રમણી મફત મૂકી આપવામાં આવે છે. આ રીતે આ સેવાઓ ઉપલબ્ધ કરી છે.

વિસનગર નાગરિક સહકારી બેન્કના સને ૧૯૮૧-૮૨ની સાલથી પ્રમુખ બની આ બેન્ક પ્રગતિના પંથે આગળ વધે અને ગરીબથી માંડીને તવંગર ઉદ્યોગપતિ બધા

જ માણસોને આ બેન્કનો લાભ મળે તે વ્યવસ્થા તેઓ ગોઠવી શક્યા છે. વિસનગરનો ૮૫ થી ૯૦ ટકા વેપારધંધો આ બેન્ક દ્વારા થાય છે અને હવે તો આ બેન્કની ૧૨ શાખાઓ કામ કરતી થઈ છે. છેક દક્ષિણમાં સુરત સુધી આ બેન્કનું કામકાજ કુદકે અને ભુસકે આગળ વધી રહ્યું છે. સુરતમાં દોરી લોટો લઈને ઉત્તર ગુજરાતમાંથી જે લોકો ગયા છે તે આજે સુરતમાં બંગલા અને મોટરગાડીઓ ફેરવતા થયા છે. આજે આ બેન્ક નાના માણસથી માંડી મોટા ઉદ્યોગપતિને સુરત શાખા દ્વારા મદદરૂપ બની છે. સુરતમાં પોતાનું મકાન રીંગ રોડ ઉપર મેળવી આ સેવાઓ સુરતવાસીઓને ઉપલબ્ધ કરે છે.

અમદાવાદમાં છેલ્લા ૧૭ વર્ષથી બેંકની શાખા કરવામાં આવી છે તે ઉસ્માનપુરા શાખા જે આશ્રમ રોડ ઉપર આવેલી છે અને પોતાનું મકાન ધરાવે છે. જેનું નામ 'સાંકળચંદ પટેલ સહકાર ભવન' રાખવામાં આવ્યું છે. આ શાખા ખૂબ સારી રીતે આજુબાજુના વિસ્તારના લોકોને બેન્કિંગ ક્ષેત્રે વિવિધ રૂપે ઉપયોગી બની છે અને બાર શાખાઓમાં સૌ પ્રથમ નંબરે ધિરાણમાં અનેક ડીપોઝીટોમાં આગળ વધી રહી છે. તેની સાથે બીજી બે શાખાઓ સેટેલાઈટ અને ડ્રાઈવ-ઈન શાખા પણ છેલ્લા બે વર્ષથી કામકાજ કરે છે. ઉત્તર ગુજરાતમાં વેપારના ક્ષેત્રે એશિયામાં પ્રથમ નંબરની મંડી ઊંઝા ગણાય ત્યાં પણ આ બેન્કની શાખા સારી રીતે છેલ્લા બે વર્ષથી કામકાજ કરે છે. એ જ રીતે મહેસાણા શહેરમાં માર્કેટ યાર્ડની શાખા પોતાના મકાનમાં કામકાજ કરે છે. આ રીતે બેન્કિંગ ક્ષેત્રે ઉત્તર ગુજરાતની પ્રથમ નંબરની આ બેન્ક ગુજરાતમાં સહકારી ક્ષેત્રે છઠ્ઠા નંબરનું સ્થાન ધરાવે છે અને બેન્ક દ્વારા લોકોના વેપાર ધંધામાં પ્રાયોરીટી સેક્ટરને ૭૦ ટકા જેટલું ધિરાણ આપીને ઉપયોગી બની છે.

શ્રી ભોળાભાઈ પટેલ આર્થિક ક્ષેત્રે બેન્ક દ્વારા સામાન્ય મજુર, હાથલારીવાળા, શાકભાજીવાળા, નાના વેપારીઓ, નાના ઉદ્યોગપતિઓ, કારખાનાવાળા બધાને ઉપયોગી બન્યા છે તે લોકો માટે આનંદની અને ગૌરવની વાત છે. શિક્ષણ ક્ષેત્રે ઉત્તર ગુજરાતની ના.મ. નૂતન સર્વવિદ્યાલય અને કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ અને ના. વિ. કન્યા વિદ્યાલય જેવી માતબર સંસ્થાઓને પાળી પોષી પ્રગતિના પંથે આગળ લઈ ગયા છે. પોતાના વતન ગોઠવામાં પોતાના દાદા જેઠાભાઈ બનેસિંગના નામથી જે. બી. વિદ્યાલયની સ્થાપના કરી છે. શ્રી ગોઠવા જૂથ કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપના કરી છે અને આ ટ્રસ્ટ દ્વારા આ જે. બી. વિદ્યાલયમાં ૭૦૦ થી ૮૦૦ છોકરા-છોકરીઓ ઉચ્ચતર માધ્યમિક શાળામાં ૧૯૬૨થી શિક્ષણ મેળવે છે.

પોતાના વતન ગોઠવામાં વોટર વર્કસની વ્યવસ્થા પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર પ્રાથમિક શાળાના ૨૫ હોલની વ્યવસ્થા તેઓ કરી શક્યા છે અને એક આદર્શ ગામ

તરીકે ગામ લોકોને બધી જ સુવિધાઓ પ્રાપ્ત છે. ગામમાં ત્રણ ઠાકોરભાઈઓનાં પરાં છે ત્યાં પણ પ્રાથમિક શાળાના હોલ બાંધી બધા બાળકો કેળવણી લઈ શકે તેવી સુવિધા કરી છે. આ રીતે પાયામાં સમાજ પરિવર્તન લાવવા માટે શિક્ષણને પ્રથમ સ્થાન આપી ૧૯૬૨થી સમાજ પરિવર્તનના પ્રયત્નો ચાલુ છે અને એ રીતે વિસનગર અને આજુબાજુના વિસ્તારમાં શિક્ષણનો ફેલાવો ઉદ્યોગક્ષેત્રે વિકાસ આરોગ્ય ક્ષેત્રે સારા સુવિધાવાળા દવાખાના જે ઓછી ફીથી સમાજને સેવા આપી શકે અને માર્કેટિંગમાં ખેડૂતો છેતરાય નહિ અને પોતાના માલના પૂરા દામ મેળવી શકે તે પ્રકારની વ્યવસ્થા વર્ષોથી શ્રી ભોળાભાઈ અને તેમના મિત્રો અને સાથીઓ દ્વારા ગોઠવી શક્યા છે તે સમાજ માટે આનંદની વાત છે.

ઉદ્યોગના ક્ષેત્રે સ્વ. સાંકળચંદ પટેલે સ્થાપેલું 'વિસનગર તાલુકા ઔદ્યોગિક સહકારી મંડળી લિ.' નામનું લેમીનેટેડ શીટ્સનું કારખાનું જે ૨૦૦ માણસોને રોજી આપે છે તે પણ તેમની દોરવણી નીચે આવે છે. જે કારખાનું બંધ સ્થિતિમાંથી ચાલુ કરી અત્યારે લોકોને રોજીરોટી મળે તેવું ગોઠવી શક્યા છે.

મહેસાણા હાઈવે ઉપર ગુજકોમાસોલની દિવેલા પીલવાની મીલ છે તે ભાડેથી મેળવી રોજના ૧૦૦ ટન દિવેલા પીલવાનું કામ તેઓએ સ્થાપેલી શ્રી કર્મવીર સાંકળચંદ પટેલ કેસ્ટર કોમ્પ્લેક્ષ કો. ઓપરેટીવ સોસાયટી લિ. દ્વારા શરૂ કર્યું. વિસનગર નગરપાલિકાના સુકાની તરીકેના તેમનાં કાર્યો ઉલ્લેખનીય છે. ગામડાના પ્રશ્નો સમજવાની અને ઉકેલવાની તેઓ ભારે સૂઝ ધરાવે છે. તેમના મહત્ત્વના પ્રશ્નોમાં રસ્તા, ગટર, વાહન સુવિધા, પ્રાથમિક શિક્ષણ અને આરોગ્ય જેવી સુવિધાઓ ગામડાને મળે તે તેમનું લક્ષ્ય છે, એટલે કે સ્વ. સાંકળચંદભાઈનું સ્વપ્ન સાકાર કરવાની તેમની નેમ છે.

દેશ-વિદેશના પ્રવાસો તેમણે જ્ઞાન ઉપાર્જન માટે કર્યા છે, ટહેલ મારવા માટે નહીં. ઇઝરાઈલ જઈને 'ટપક પદ્ધતિ'નો અભ્યાસ કર્યો અને ખેડૂતો તે અપનાવે તે માટે અનુરોધ કર્યો. સિંગાપુર અને અમેરિકા જઈ શિક્ષણ સંસ્થા ઉપરાંત ઉદ્યોગલક્ષી સંકુલોનો પણ અભ્યાસ કર્યો.

તેમની પ્રવૃત્તિમાં વિસનગર મજૂર સહકારી મંડળી લિ. જે ભારતના નકશામાં આગવું સ્થાન ધરાવે છે અને સહકારી પ્રવૃત્તિના ઇતિહાસમાં મોખરે છે. તેના તેઓ અત્યારે દેહસમાન છે. જ્યારે પૂ. સાંકળચંદભાઈ સહકારી પ્રવૃત્તિના આત્મા હતા. શ્રી ભોળાભાઈએ ખેડૂતો સાથે આત્મીયતા બાંધી છે. સહકારી પ્રવૃત્તિથી તેમને વધુમાં વધુ લાભો કેવી રીતે થાય તે માટે તેઓ રાતદિવસ મહેનત કરે છે.

આપણી જ્ઞાતિનો વૈભવ-વારસો જે અદૃશ્ય થઈ રહ્યો છે તેનાથી તેઓ ચિંતિત

છે. ભારત અને ગુજરાતનો ઇતિહાસ લુપ્ત ન થાય તેની પણ તે ચિંતા સેવે છે. તેનું ઉત્તમ ઉદાહરણ એ છે કે ગુજરાતી વિશ્વકોશની રચના માટેના ભગીરથ કાર્યના પ્રણેતા સ્વ. સાંકળચંદભાઈ હતા. આજે અનેક વિદ્વાનો પલોઠી વાળીને વિશ્વકોશનું કામ કરી રહ્યા છે. તેના તેઓ ટ્રસ્ટી છે.

કડી સંસ્થાની કારોબારીની મિટિંગમાંથી ભોજનકક્ષ બાજુ જતાં ભોળાભાઈએ મને કહ્યું, "સ્વ. સાંકળચંદભાઈનું જીવનચરિત્ર લખાય તો યુવા પેઢીને માટે દીવાદાંડી સમાન બને તેમ છે." મેં પ્રત્યુત્તરમાં કહ્યું, સ્વ. સાંકળચંદભાઈ ગાંધીયુગના રચનાત્મક કાર્યકરોની હરોળમાં બેસી શકે તેવા હતા. તેમનું જીવનચરિત્ર લખતાં મને આનંદ થાય પણ હમણાં મારાં બે-ત્રણ પુસ્તકો પ્રેસમાં છે. તે માટે આર્થિક વ્યવસ્થામાં ગૂંચવાયેલો છું. તેમણે તરત જ કહ્યું, એ બધાં જ પુસ્તકોમાં આર્થિક સહયોગની જવાબદારીમાં સ્વ. સાંકળચંદભાઈ જનકલ્યાણ ટ્રસ્ટ તમને સહયોગ આપશે. આ સંસ્થામાં તેમના મુખે પ્રગટેલા આ શબ્દોમાં પૂજ્ય 'ભા', શ્રી સયાજીરાવ ગાયકવાડ, દરબાર શ્રી ગોપાળદાસ, સ્વ. શ્રી બાપુભાઈ ગામી, સ્વ. શ્રી પોપટભાઈ અને સ્વ. શ્રી છ. કા. પટેલ, સ્વ. શ્રી દાસકાકા, સ્વ. શ્રી સાંકળચંદભાઈ, શ્રી માધવદાસ અને શ્રી રામચંદ્ર અમીન જેવા પુણ્યાત્માઓના અવાજનો રણકો હતો.

'પાટીદાર', 'પાટીદાર પ્રગતિ અને પરિવર્તન', 'સાધુ ચરિત સ્વ. બાપુભાઈ ગામી' જેવાં પ્રકાશનોમાં માતબર ખર્ચ ઉપાડી તેમના ટ્રસ્ટે અને શ્રી ભોળાભાઈએ મોટી સમાજસેવા કરી છે. ઇતિહાસ એ છઠ્ઠી ઇન્દ્રિય છે. કોઈ પણ સમાજને ઇતિહાસ વિના ચાલ્યું નથી અને ચાલશે પણ નહીં. કારણ કે સમાજ ઇતિહાસ પર જીવે છે. તેના રીતરિવાજો, તેના ઉત્સવો, તેની ખેતી, તેનો ધર્મ, પ્રગતિ, પરિવર્તન એ બધું જ સમાજનો ઇતિહાસ છે. ધૂળ ઢાંક્યા રતન જેવા શ્રી ભોળાભાઈ પટેલને આ ગ્રંથ અર્પણ કરતાં ગૌરવની લાગણી અનુભવું છું. સમાજ હશે ત્યાં સુધી શ્રી ભોળાભાઈ પટેલનો ઋણભાર સમાજ પર રહેશે.

*- ડૉ. મંગુભાઈ પટેલ*

# સહાયક શુભેચ્છકો

## સ્વ. અંબારામ ત્રિભુવનદાસ પટેલ (ટુંડાવ)

નાની વયે માતાની છત્રછાયા ગુમાવી રમવા-ખેલવાના દિવસોમાં કાળી મજૂરી શરૂ કરી. 'સંઘર્ષ એ જ સાધના છે' તેવો મંત્ર આત્મસાત કર્યો. શામળદાસ ભટ્ટની 'વિક્રમ ભાભારામ' વાર્તાના ભાભારામ જેવું નિર્મળ વ્યક્તિત્વ ધરાવનાર તેઓ હતા. તેઓએ અન્ન-દાંતને છેટું પડી જાય તેવી કારમી ગરીબાઇ અનુભવી હતી. કામેશ્વરદાદાની કૃપાએ તેમને સંપન્ન બનાવ્યા. પણ તેઓ તો અસલ ખેડૂત જ રહ્યા. ઇજનેરી જ્ઞાનની કોઠાસૂઝ અદ્‌ભુત હતી. કોઇ પણ બાંધકામમાં તેમની નિપુણતા કામે લાગે. આમ તેઓ અભણ ઇજનેર હતા. સારા તરવૈયા હતા. કન્યા કેળવણીના હિમાયતી હોવાથી દરેક દીકરીઓને શિક્ષણ આપ્યું. ગરિબાઇ છતાં દીકરાઓને સારૂં ભણાવ્યા. સાટાપેટાના રિવાજમાં નહીં પડતા તેમને યોગ્ય કુટુંબ સાથે પોતાના સામાજિક વ્યવહારો બાંધ્યા. બાળક સાથે બાળક, હસમુખો સ્વભાવ, મહેમાન જોઇ રાજીપો થાય તેવું વ્યક્તિત્વ, કામેશ્વરની કૃપા અને તેમના આશીર્વાદ નીચે કામેશ્વર પરિવાર આજે વટવૃક્ષ બનીને ફાલ્યું છે.

## સ્વ. ગોવિંદદાસ હીરદાસ (દીગડી)

કડી તાલુકાના દીગડી ગામે સામાન્ય ખેડૂત પરિવારમાં જન્મ પામી ગાયકવાડી રાજમાં છઠ્ઠું ધોરણ પાસ કરી નોકરી ન સ્વીકરતાં ખેતીના વ્યવસાયમાં પડ્યા. દસ વર્ષ સુધી ગ્રામપંચાયતના સરપંચ તરીકે રહી પોતાની સેવાઓ દ્વારા દીગડીને આદર્શ ગામ બનાવ્યું. કેળવણીના ભારે હિમાયતી હતી. એટલે ચાર દીકરી અને બે દીકરાઓને તેમણે શિક્ષણ આપ્યું. એટલું જ નહીં પણ ગામમાં પ્રાથમિક કેળવણીની સુવિધા ઊભી કરી જ્ઞાનયજ્ઞ શરૂ કર્યો. તેમના દીકરા જી. જી. પટેલે ત્રણ વિઘા જમીનનું દાન આપી આ ગામમાં હાઈસ્કૂલ ઊભી કરી અને પિતાનું સ્વપ્ન પુરૂં કર્યું. જી. જી. આજે નાની કડીમાં આવેલ કન્યા સંકુલને તન-મન-ધનથી સહયોગ આપે છે. તેમના પિતાશ્રી સ્વભાવે પ્રેમાળ અને છેલ્લા ૨૫ વર્ષ સુધી ભક્તિ માર્ગે વળેલા તેમના સઘળા ગુણોની અસર આજે પરિવાર ઉપર દેખાય છે.

## સ્વ. લવજીભાઇ ભીમદાસ પટેલ (દેવપુરા)

સાથે મેથાણીયા તરીકે જાણીતા શ્રી લવજીભાઇ પટેલનો જન્મ દેવપુરા ગામે થયો હતો. બિનહરીફ સરપંચ તરીકે વર્ષો સુધી ગામની સેવા કરી. તેઓ સ્વાતંત્ર્ય સેનાની પણ હતા. શ્રી મગનભાઇ રણછોડભાઇ સાથે મિત્રતા ઉપરાંત સહકાર્યકર પણ હતા. તેમણે ખાખરીયા કડવા પાટીદાર સુધારા મંડળના આગેવાન તરીકે વર્ષો સુધી સેવાઓ આપેલી. સમાજ સુધારણામાં પણ પોતાનું યોગદાન આપેલું. તેમણે પોતાના પરિવારને ભણાવી અમેરિકા સુધી મોકલ્યા. કડી પ્રાંત ખેડૂત સભા ઉપરાંત પાટડીની સભાઓમાં પણ ખેડૂત આગેવાન તરીકે આગેવાની ભરેલો ભાગ લીધેલો. સ્વામીનારાયણ સંપ્રદાયના ૨૦૦ જેટલા કિર્તનો તેમને કંઠસ્થ હતા. તેઓ મહાસંતોની જોગમાં આવેલા. તેમની પ્રેરણાથી નારણપુરામાં શ્રી સ્વામીનારાયણ મંદિરનું નિર્માણ થયેલું ૧૦૦ વર્ષ સધી પોતાના કુટુંબને શીતળ છાંય અને હૂંફ આપતા રહ્યા. સામાજિક ક્ષેત્રે, ધાર્મિક ક્ષેત્રે અને શિક્ષણ ક્ષેત્રે આ પરિવારનું યોગદાન ઘણું મોટું છે.

## સ્વ. રતિલાલ ખોડીદાસ પટેલ (બેચરાજી)

બાળપણથી જ વતનમાં રહી પ્રાથમિક શિક્ષણ લીધું. ભણતર કરતાં ગણતર પાકું કર્યું. પોતાની આગવી સૂઝથી વતનમાં ઇમારતી લાકડાના વેપારમાં ઝૂકાવ્યું. એમના અથાગ પરિશ્રમ અને કોઠાસૂઝથી વેપાર ક્ષેત્રમાં સારી પ્રગતિ કરી. ધંધાનો વિકાસ કર્યો જે તેમના ભાવિ વારસો માટે અમૂલ્ય વારસો સાબિત થયો.

તેઓશ્રી ધાર્મિક અને પ્રમાણિકતાને વરેલા હતા. કુટુંબની આર્થિક, સામાજિક અને વ્યાવસાયિક પ્રગતિ તેમણે સિંચેલા સંસ્કારોને જ આભારી છે.

શ્રી નરેન્દ્રભાઇ (દર્શના ટ્રેડર્સ, અમદાવાદ), શ્રી ચંદ્રકાંતભાઇ અને ચાર બહેનો સહિત સમસ્ત પરિવાર એમના આશીર્વાદથી સુખી અને સંપન્ન છે.

# પ્રકાશકીય નિવેદન

મા ઉમિયાની કૃપાથી આપ સૌના કરકમળોમાં આ પુસ્તક મૂકતાં અનેરો આનંદ અનુભવું છું. ચારેક વર્ષના વિરામ બાદ પાટીદાર જગતને અતિઉપયોગી પુસ્તકો પ્રકાશિત કરવાનો સઘળો યશ મારા વિદ્વાન મિત્ર ડૉ. મંગુભાઈ પટેલને ફાળે જાય છે. ગુજરાત યુનિવર્સિટીમાં ઇતિહાસ વિષયના રીડર હોવાના નાતે ઘણા વ્યસ્ત હોવા છતાં તેઓ હંમેશાં પાટીદાર જગતના લુપ્ત થઈ રહેલા ઇતિહાસને સજીવન રાખવા માટે દિન-રાત મથતા જ રહ્યા છે. પરિણામે છેલ્લા દસેક વર્ષના ગાળામાં સમાજને અતિઉપયોગી પુસ્તકો આપી શકાયા છે.

'પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર'ના પાયામાં મુ. શેઠશ્રી કેશવલાલ વિ. પટેલ તથા અમેરિકાસ્થિત શ્રી ભક્તિભાઈ પટેલ રહ્યા છે. તેઓશ્રીની પ્રેરણાથી જ આવાં સમાજોપયોગી પુસ્તકો પ્રકાશિત થતા રહ્યા. છેલ્લા થોડા સમયથી આવા અતિઉપયોગી પુસ્તકોનું પ્રકાશન કોઈની આર્થિક મદદ વિના કરવું અમારા માટે શક્ય જ નહોતું. પરંતુ લાલચૂડા કડવા પાટીદાર ટ્રસ્ટના પ્રમુખ શ્રી જગુભાઈ પટેલ, વિસનગરના મુ. ભોળાભાઈ પટેલ, શ્રી અમરશીભાઈ પટેલ, શ્રી જી. જી. પટેલ, કામેશ્વર પરિવાર અને દર્શના ટ્રેડર્સના શ્રી નરેન્દ્રભાઈ પટેલનો આર્થિક સહયોગ મળતાં આ પુસ્તકનું પ્રકાશન સુલભ બન્યું છે.

દાન માટે અપીલ કરતાં એકાદ વર્ષ પહેલાં સુરત જિલ્લા લાલચૂડા કડવા પાટીદાર સમાજે પુસ્તક પ્રકાશન માટે દાન મોકલી આપેલું. આ સમાજ ઓલપાડ, ચોર્યાસી, કામરેજ તાલુકામાં ઘનિષ્ઠ અને પલસાણા, માંડવી, માંગરોળ તાલુકામાં બાવીસ હજારની વસ્તી ધરાવતો સમાજ છે. સુરતમાં 'કૃષિ મંગળ હૉલ' ઊભો કરી આ સમાજ પાટીદાર યુવક મંડળ અને મહિલા મંડળના નેજા નીચે કેળવણી, સમાજસુધારણા વગેરે કાર્ય ઉત્સાહથી કરે છે. અને 'ઉમા વાણી' નામનું મુખપત્ર પણ ચલાવે છે. આમ 'કૃષિ મંગલ' એ પાટીદાર સમાજ માટેનું સાંસ્કૃતિક ધામ બની ગયું છે. પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે આ પ્રકાશનમાં મદદ કરનાર સૌ કોઈનો આભાર માનું છું.

*- શ્રી જયંતીભાઈ પટેલ*
પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર
૩૩૪, સર્વોદય કૉમર્શિયલ સેન્ટર, જી.પી.ઓ. પાસે,
અમદાવાદ-૧ ● ફોન : ૫૫૦૫૬૫૦

# અનુક્રમ

## પ્રકરણ : ૧

# પાટીદારોનો અપ્રગટ ઈતિહાસ

### પાટડીના દેસાઈની ખ્યાત

એ દેશાઈ ન્યાતે કૈડવા કણબી છે. તેઓના પૂર્વજો અસલ ઇડરવાડામાં રહેતા હતા. મૂળ પુરૂષનું નામ જોધા, રણમલ, વેણા, મકન, મહીન, ત્રિકમ, અને ભાણજી. એ રીતે એક પછી એક થયા. તેમાં વેણા દેશાઈનું નામ વેરશી દેશાઈ પણ હતું. તેઓ અસલ ઇડરવાડામાં કાવર ગામમાં રહેતા હતા. ત્યાર પછી ઇડરના રાજાએ સન્માન કરીને ઇડરમાં રાખ્યા અને ઇનામી ગામ છ આપ્યાં. તેથી બે ત્રણ પેઢી સુધી ત્યાં રહ્યા.

પછી એક સમયે ચાંપાનેરના પતાઈ રાવળનાં ઠકરાણાંને પીયરથી આવતાં કોઈ મુસલમાન રાજાએ પકડીને રાખ્યાં ત્યારે પતાઈ રાવળે ઘણી તદબીર કરી પણ તે ઠકરાણું પાછું મળ્યું નહિ. ત્યારે ઇડરમાં વેરશી પટેલ ઉપર પતાઈ રાવળે કાગળ લખી મોકલ્યો કે કોઈ તરેહથી અમારૂં ઠકરાણું પાછું અપાવો તો તમારી ઉપર ઘણી મહેરબાની રાખીશું. ત્યારે પટેલે કહ્યું કે બે ત્રણ હજાર માણસો આપ્યાં. તે લઈને પટેલ જાત્રા કરવાને મિષે નીકળ્યા અને રસ્તામાં એક મુસલમાનના ગામ પાદર મુકામ કર્યો. ત્યાંના મુસલમાન રાજાને કહ્યું કે અમારે જાત્રા કરવા જવું છે માટે તમારાં માણસો વળાવું સારૂ આપો.

પછી તેના માણસો સાથે લઈને જાત્રા કરી આવ્યા અને વળતાં પાછાં તેજ ગામે મુકામ કર્યો. ત્યારે તે મુસલમાનને મળવા સારૂ પોતાને ઉતારે બોલાવ્યો. અને પ્રથમ તેનું ઘણું સન્માન કર્યું. પછી કાંઈ વાત કરવાને મિષે એકાંત લઈ જઈને કટાર ઉઘાડી કરીને કહ્યું કે : હું તમને મારી નાંખીશ અને મારૂં મોત તમારી સાથે થશે. તમારા જીવવા માટે તમે ચાકરોને કહો કે તેઓ છેક વેગળા રહે. તમે મારા રથમાં બેસો, નહિ તો મારી નાંખીશ. ત્યારે તેણે ચાકરોને પણ વેગળા રાખ્યા, અને પોતે વેરશી પટેલના રથમાં બેઠો. પછી પટેલે કહ્યું કે અમારા રાજાનું ઠકરાણું પાછું સોંપો. એટલે તે ઠકરાણું તેણે સોંપ્યું. ઠકરાણું તેમ જ તે મુસલમાન રાજાને લઈને ચાંપાનેર આવ્યા. ત્યાં તેનું સન્માન કરાવીને સામસામો સીરપાવ અપાવીને ચાંપાનેરમાં રાખ્યા. ત્યાં રહીને તે પટેલે રાજાનું કારભારૂં કર્યું.

પછી માતા કાલિકાના કોપથી ચાંપાનેરનું રાજ મુસલમાનોએ તોડ્યું, ત્યારે વેરશી પટેલ અમદાવાદ આવ્યા. તેવામાં અમદાવાદ પરગણાની આબાદી બાદશાહ કરતા હતા, અને મુલકનો બંદોબસ્ત કરતા હતા. પણ વીરમગામમાં મેવાસ ઝાડી વગેરે ઘણી હતી અને તેમાં વાઘેલા રહેતા હતા તેઓ પાદશાહને ગાંઠતા નહોતા. એ સમયે વેરશીભાઈએ અરજ કરી કે સરકાર મહેરબાની કરીને મને ફરમાવો અને મદદ કરો તો મારાથી બની શકે એવી ચાકરી હું કરૂં. ત્યારે સરકારે મહેરબાની કરીને હુકમ

કર્યો અને મદદ આપી. તેથી તેણે વીરમગામ પાદશાહને તાબે કર્યું. તેથી પાદશાહે વીરમગામ ઇનામમાં આપ્યું. એટલે વેરશીભાઈએ આબાદી કરી અને પરગણાંનો બંદોબસ્ત રાખીને ઘણાં વર્ષ સુધી ત્યાંની ઉપજ ખાધી. પછી વેરશીભાઈ ગુજર્યા.

તેમના પછી બીજી તથા ત્રીજી પેઢી સુધી વાણીઆ કારભારી હતા. તેઓ ખૂટીને થાણું લઈ આવ્યા. અને નાગરોને કારભારી રાખીને સરકારી થાણાંને મારફતે પરગણાંનો વહીવટ ચલાવ્યો. પછી ત્રિકમજી દેશાઈ થયા. તેણે એ નાગર તથા વાણીઆઓને મારી નાંખીને પોતે સરકારની વતી એ વહીવટ ચલાવ્યો.

પછી તેના દીકરા ભાણજી દેશાઈએ વહીવટ ચલાવ્યો. એ ભાણજી કાશીએ જઈને કાવડ ભરી લાવતા. તેઓ દર મુકામથી દશ પગલાં પોતે કાવડ ઉપાડતા હતા. તે કાવડ ફૂટી જવાથી ઘણા દિલગીર થયા. ત્યારે દેવે કહ્યું કે તેં સોળ કન્યાદાન કર્યાં છે તેને જોર આનાં માટલાંમાંથી ગંગાજળના શીશા નીકળશે. પછી તેમ થયું. તે ભાણોજીના દીકરા અદેકરણ દેશાઈ તથા ભૂખણદાસજી થયા, અને પરભુદાસ તથા લાલદાસ એ પાંચમા.

પાદશાહીની પડતી દશા અને પેશવાઈની ચઢતી હતી એવામાં વીરમગામથી થાણું ઉઠી ગયું. ત્યારે દેશાઈએ સરબંધી રાખીને વીરમગામ હાથમાં રાખ્યું. સંવત ૧૭૮૦ની સાલમાં ગામને કિલ્લો ચણાવ્યો. અદેકરણ દેશાઈ ગુજર્યા પછી તેના મોટા દીકરા ભાવસિંહજી બાર વર્ષની ઉમરના હતા. તેમને ગાદીએ બેસાડીને કાકા ભૂખણદાસજીએ વહીવટ ચલાવ્યો. તે પછી જોધપુરના મહારાજની તરફથી અમદાવાદથી રતનસંઘ ભંડારી ફોજ લઈને વીરમગામ ઉપર આવ્યા. ત્યારે ભૂખણદાસજીએ તેના સામો મોરચો માંડીને લડાઈ કરી. ભાવસિંહજીને લડાઈમાં ચાલતા હતા તે વખતે લાગ્યાની નિશાનીઓ દરવાજાના કમાડમાં આજ સુધી છે. પછી વીરમગામ લેવાનો કાંઈ લાગ ફાવ્યો નહિ ત્યારે ભંડારીકૂચ કરીને ઉપડી ગયો. તે સમયનાં ગીત :-

### ગીત પહેલું

**तरां वाखरां साजीये साखबाणां तणां दीनदारां धरां बांध दावां;**

**ढीम गोधाणरा नाखीया ठाकरे भईरे भाई देशाई भावा.-१**

અર્થ- ભલાભાઈ દેશાઈ, તે બખતર પાખર સજીને બાણનો માર કર્યો અને મુસલમાનોની જમીન સાથે દાવો બાંધ્યો અને જોધપુરના રજપુતોને ઘસાવી નાંખ્યા. ૧.

**गुड उडत निशाण नाणां गजे, शीशू लाजेबजे राग सिंधु,**

**बप हो बाप उजारा जवारिया हारवे सारिया मारहिंदु-2**

વાવટા ઉડે નિશાન અને નાળો ગાજે, કંઈકનાં માથાં ભાગે અને સિંધુ રાગ વાગે. ઓ લડવૈયા બાપ ! તારા ઓવારણાં લઉં. તે હિન્દુને મારીને ઠામ બેસાર્યા. ૨.

**अदरा मदातुं सदा लेतो अयो ढाण में जदारी जदो ढाणे**

**खेद कीधोरतो खोड तेंखालीयो वाळीयो चोड राठोडवाळो-३**

ઓ અદેકરણના વંશના ! તું હંમેશાં બાપદાદાનો ચાલ રાખતો આવ્યો છે અને લડાઈમાં જ્યારે ત્યારે તારો એ જ ઢાળો (રીત) છે તેં રતનસિંહને ખેદ્યો અને પડખે ચઢતો તેને અટકાવ્યો અને તે રાઠોડવાળાને પાછો વાળ્યો. ૩

**होयुजा भाण धूफाळ मेळे हळां पाण देखाडीया बाण पारे;**
**केफ वाढे गया छेक छेकां गया हेक मारु गया टेक हारे-४**

તું બીજો ભાણજી દેશાઈ થયો. અને તેં લશ્કરનું ધમસાણ મેળવી હાત દેખાડ્યા અને તારાં બાણ આરપાર ઉતરી ગયાં. શત્રુ કેટલાએક કપાઈ ગયા, કેટલાએક છેકછેકાં નાશી ગયા અને કેટલાક આદમી ટેકને હારી ગયા. ૪

ગીત બીજું

**गोळा उछळे धमसां रोळ मचे सोर पड धर सारी**
**बे गजराज अमल बाथे भावो ने भंडारी १**

ગોળા ઉછળે અને કિલ્લા ઉપર રોળ મચે અને આખી પૃથ્વી ઉપર સોર પડ્યો. ભાવસંઘજી અને રતનસિંહજી એ બે હાથી બે મલ્લની પેઠે બાથોબાથ લથડાવ્યાં.

**प्रत सजाण भडां धड झडे शूर रह्या स्वखडग साही**
**विश हजार दूळाशुं वढीया डगीया नहि देशाई २**

લડવૈયાનાં ધડમાંથી આંતરડાનાં ગુંચળાં ઉડ્યાં અને કેટલાએક શૂરા તરવાર પકડીને રહ્યા. અને વીશ હજારની ફોજ સામે લડ્યા પણ તે દેશાઈ હઠયા નહિ ૨

**वदे अदावत रावत वंफा, मांडे कंकण मोटो;**
**काटे अबोह - आपरी कीयो काढ दीयो नव कोटो-३**

અદેકરણના વંશનો વાંકડો રાજા બોલ્યો; અને તેણે મોટું યુદ્ધ માંડ્યું અને પોતાનો કિલ્લો લોટવા દીધો નહીં, અને નવકોટી મારવાડના ધણીને કાઢી મૂક્યો. ૩

**जणजण तणतण वात जोधाणे के महाराज कमायो**
**वीरमगाम तणो गढ वंकोनर वंको वश नायो-४**

જોધપુરમાં દરેક જણ વાત કરે છે કે: અરે મહારાજ તમે શો નફો કાઢ્યો ? વીરમગામનો વાંકો ગઢ અને વાંકો નરતાબામાં આવ્યો નહીં. ૪

અદેકરણ દેશાઈએ વીરમગામના કસબાતી ટાંકઅલીને કોઈ ઠેકાણે કામે મોકલ્યો હતો. તે કામ બરાબર ન કર્યાથી તેને કચેરીમાં ગાળો દીધી; તેથી તેણે એક સમે રાત્રિએ આવીને કટારથી દેશાઈને મારી નાંખ્યો. તે વખતે તેમના નાના ભાઈ ભૂખણદાસ ચુંવાળ પરગણાના બંદોબસ્ત વાસ્તે ત્રણ હજાર માણસો સાથે દેતરોજ મુકામે હતા અને ભાવસંઘજી નાની ઉમ્મરના હતા. તેથી ટાંકસલીએ પૈસા ખરચીને કાંઈ અબડાઈ કરી હતી. માટે તેને અદેકરણજીએ મારવા માંડ્યો, ત્યારે ભૂખણદાસે તેને ધંધુકે મોકલ્યો હતો. તે અદેકરણજીના મોતને વખતે ધંધુકે હતો, તેથી સગાંવહાલાંએ માણસો મોકલીને દેતરોજથી ભૂખણદાસજીને તેડાવ્યાં; તેણે આવીને દેન દીધું, અને કહ્યું કે મારનારનું નામ જાહેર કરવું નહીં. કેમકે કસબાતીનું જોર

છે, વાસ્તે આ સમયે લડાઈ કરવામાં ફાયદો નથી અને કોઈ વખતે જોઈ લઈશું.

ત્યાર પછી વીરમગામમાં પરકોટો એટલે રાજગઢ કરાવ્યો અને બંદોબસ્ત રાખ્યો. તે સમે કસબાતી મુસલમાનો ૪૦૦૦) વીરમગામમાં હતા, માટે દેશાઈએ ઉપરથી કાંઈ અદાવત રાખી નહીં, પણ મનમાં વેર રાખ્યું; અને પુરબીઆ, આરબ, સિંધી તથા મારવાડી વગેરે બે હજાર શિરબંધી રાખ્યા.

પછી એક સમે મોજે બાવળા પાસે ગામ રજોડે ગાયકવાડની ફોજ ૪૦૦૦) માણસોની હતી. તેના ટાંક અલીભાઈ તથા વેલુએ કાગળ લખી મોકલ્યો કે તમને રૂપિયા વીશ હજાર અમે આપીએ, અને તમે અમારી મદદમાં આવો; તે દેશાઈ ઘણા ઉન્મત્ત થયા છે, તેઓને કબજે કરીએ. તે કાગળ બાવળાના અમીન માલજીભાઈ જે દેશાઈના વેવાઈ હતા તેને હાથ આવ્યાથી તેણે દેશાઈ ઉપર તરત કાગળ લખ્યો. ત્યારે દેશાઈએ પણ ગાયકવાડની ફોજવાળા ઉપર લખ્યું કે અમારી મદદમાં તમે આવો તો અમે તમને વીશ હજાર રૂપિયા આપીએ, અને કસબાતીને કબજે કરીએ. ત્યારે ગાયકવાડી સૂબે વિચાર્યું કે મુસલમાનોને મદદ કરવા કરતાં હિંદુઓને મદદ આપવી તે ઠીક છે. પછી તે ફોજ વીરમગામ આવી અને તેઓએ મુસલમાનોને દિલાસો આપ્યો હતો કે અમે તમારી મદદે આવીએ છીએ. પચી ફોજે આવીને મોણસર તળાવ પછવાડે મુકામ કર્યો. ત્યારે દેશાઈએ રાજગઢને બારી પાડીને રાતની વખતે ફોજનાં ૨૦૦૦) માણસોને તે માંહી લીધાં અને બીજા પોતાનાં માણસો લઈને કસબાતીઓને ઘેર જઈને તેઓનાં બાઈડીઓ છોકરાં સુધાંને મારી નાંખ્યાં. એ સમે અલીજી નાસીને ગામ બહાર ગયો અને બીજા પણ કેટલાક સિપાઈઓ નાસીને વઢવાણ, લીંબડી તથા ધ્રાંગધ્રા વગેરેમાં જઈને રહ્યા. તેના વંશના ત્યાં હાલ સુધી વીરમગામી સિપાઈઓ કહેવાય છે. આ વાત આશરે સંવત્ ૧૭૮૯ની સાલમાં બની. પછી અલીજી બહારવટે ફરતો હતો તેને ભાવસંઘજી દેશાઈનાં માણસોએ દસાડા ગામ પાસે ઠાર માર્યો.

આ ભૂખણદાસ દેશાઈએ વીરમગામમાં સદાવ્રત બાંધ્યું, કે તીર્થવાસી સાધુ તથા બ્રાહ્મણોને સીધું આપવું તથા પરદેશી વિદ્યાર્થી બ્રાહ્મણો વીરમગામમાં ભણવાના હોય તેઓને રોજ અન્ન આપવું. તે હાલ સુધી ચાલે છે અને પાટડીમાં તીર્થવાસીઓને સદાવ્રત અપાય છે તે પણ ભૂખણદાસનું જ બાંધેલું છે.

જ્યારે પેશ્વાની તરફથી દામાજી ગાયકવડ વૈઢાને મુકામે આવ્યા હતા અને જ્યારે અમદાવાદ મારવાડીઓ પાસેથી છોડાવ્યું ત્યારે પણ ભૂખણદાસ દેશાઈને દામાજીએ પોતાની મદદમાં બોલાવ્યા હતા.

પછી સરકારે દેશાઈને અમદાવાદમાં રોકીને કહ્યું કે તમે વીરમગામનો કિલ્લો અમને સોંપો, તેને બદલે તમને જુદું ઇનામ આપીએ. પછી એવો ઠરાવ કર્યો કે દેશાઈને પાટડી વગેરે વીશ ગામ આપવાં અને વીરમગામ પરગણાની ઉપજમાંથી સેંકડે રૂ. ૩ાા આપવા. પછી દેશાઈ ઘેર આવીને પોતાનું કુટુંબ તથા સરસામાન લઈને પાટડીએ ગયા અને વીરમગામમાં સરકારી અમલદાર મૂકીને વહીવટ ચલાવ્યો.

આ દેશમાં કોળી, કાઠી, જત, જોઠી, ટેચી વગેરેનો ઉપદ્રવ ઘણો લાગ્યો તેથી પરગણું અને કસબામાં પણ વસ્તીનો જીવ ઉંચો થયો. ત્યારે સરકારે ભૂખણદાસજીને કહ્યું કે તમે આવીને કસબામાં રહો, સરકાર તમારી ઘણી બરદાસ્ત રાખશે. તે ઉપરથી સરકારની મહેરબાનીથી વીરમગામમાં આવવાનો વિચાર કરીને પાટડીનાં વીશ ગામમાંથી પોતાનાં હિસ્સાના ગામ બે મોજે ઘોડાપુલેટા તથા સૈકેડરૂ ગામ મધ્યેનો હિસ્સો લઈને વીરમગામમાં આવીને રહ્યા અને મેવાસી વગેરેનો બંદોબસ્ત રાખીને પરગણાની આબાદી કરી. તેથી સરકારે મહેરબાની કરીને ગામ સયાણું ઇનામમાં આપ્યું, તથા સુખપાલનો શિરપાવ આપ્યો. તે દિવસથી તેઓએ એવો બંદોબસ્ત કર્યો કે ફટાયા અને ટિલાયતને ગરાસની વહેંચણી તાલુકદારોની રીતે કરવી અને ફટાયાને જીવાઈ આપવી, અને ટિલાયત ભાવસંઘ દેશાઈ પાટડીની ગાદીએ રહ્યા.

| પાટડીએ | વીરમગામે |
|---|---|
| ૧. ભાવસંઘ દેશાઈ તેના પુત્ર | ૧. ભૂખણદાસજી |
| ૨. નથુભાઈ | ૨. દયાળભાઈ |
| ૩. વખતોભાઈ | ૩. નરસીદાસજી |
| ૪. કુબેરભાઈ | ૪. બાપુ દેશાઈ |
| ૫. જોરાવર સંઘજી | ૪. કુબેરજીભાઈ |
| ૬. કુંવર હિમ્મત સંઘજી | |

## વીરમગામનો કોટ

વીરમગામના ત્રીકમજી દેસાઈ, તેના દીકરા ભાણજી દેસાઈ, તેના દીકરા અદેકરણ દેસાઈ તથા ભૂખણદાસજી હતા. અદેકરણ દેસાઈના વખતમાં વીરમગામમાં પાદશાહી થાણું હતું અને પાદશાહી ડૂબવાના અને પેશ્વાઈ ઉગવાના અરસામાં દેસાઈએ સરબંધી રાખીને વીરમગામ હાથમાં રાખ્યું. સંવત્ ૧૭૮૦ની સાલમાં કિલ્લો ચણાવ્યો તથા પોતાને રહેવા પરકોટો (રાજગઢ) કરાવ્યો. પરગણું આબાદ કરી ઉપજ ખાધી.

દેસાઈના મરણ પછી તેના મોટા દીકરા ભાવસિંહજી જે ૧૨ વર્ષની ઉમરના હતા, તેને ગાદીએ બેસાડી મુલકનો બંદોબસ્ત તેના કાકા ભૂખણદાસજી રાખતા હતા.

તે પછી જોધપુરના મહારાજા તરફથી અમદાવાદથી રતનસંગ ભંડારી ફોજ લઈને ત્યાં આવ્યો, ત્યારે ભૂખણદાસજીએ તેની સામે મોરચો માંડી લડાઈ કરી. તે લડાઈમાં ગોળા લાગ્યા તેનાં નિશાન હાલ સુધી દરવાજાનાં કમાડમાં દેખાય છે. પછી વીરમગામ લેવાનો લાગ ન ફાવવાથી ભંડારી ત્યાંથી કૂચ કરીને ઉપડી ગયો.

## રાય સાંકળી

આ રાય અને સાંકળી એ બે ગામનો તાલુકો છે, તેથી તે રાયસાંકળીને નામે ઓળખાય છે. તે ખાસ ઝાલાવાડ પ્રાંતના ભોઈકા થાણાના હદમાં છે. તેના તાબામાં ૬ ચોરસ મૈલ જમીન, ૨ ગામ અને આશરે ૭૦૦ માણસની વસ્તી છે. વારસિક

ઉપજ સુમારે રૂ. ૯૦૦૦ થાય છે. તે પૈકી નામદાર ઇંગ્રેજ તથા શ્રીમંત ગાયકવાડ સરકારને જમાબંધી બદલ રૂ. ૨૯૩૮ આપે છે.

જમીન સપાટ અને ફળદ્રૂપ છે. ઇતિહાસ - અહીંના તાલુકદારો ગુજરાતમાં વસોના પાટીદાર છે અને તે દેસાઈની પદવીથી ઓળખાય છે. તેમના વડીલ ગાયકવાડ સરકારના પ્રખ્યાત દીવાન બાપાજી આપાજીના મળતીયા હતા. અને તેમને તે દિવાનની મદદથી આ ગાનો ઈ.સ. ૧૮૦૭માં મળ્યાં હતાં. તેમના વંશજ હાલના તાલુકદાર દેસાઈ અંબાઈદાસ જીવાભાઈ વિગેરે છે. આ તાલુકો દશ્રા વર્ગની પંક્તિમાં છે. રાય એ ગામ સાંકળીથી દક્ષિણમાં ૪ મૈલ અને સાંકળીથી એ વઢવાણ શહેરથી અગ્નિકોણમાં ૫ મૈલને છેટે છે. રાયમાં ૫૦૦ માણસની વસ્તી છે. (ઈ.સ. ૧૮૮૪ની માહિતી) ત્યારબાદ દરબાર ગોપાળદાસ દેસાઈ રાયસાંકળી અને ઢસાના તાલુકદાર બન્યા હતા.

## પાટડીનાં ગામ

આ તાલુકાનાં જરવળા વિગેરે ૭ ગામ કાઠિયાવાડ એજન્સિની હકુમતમાં અને પાટડી સાથેનાં ૧૫ ગામ અમદાવાદ જિલ્લાના વિરમગામ પ્રગણાની બ્રિટીસ હદમાં છે. જે ગામો કાઠિયાવાડ એજન્સિની હકુમત નીચે છે, તેને ઝાલાવાડ પ્રાંતમાં ગણેલાં છે. એજન્સિની સતા નીચેનાં ૭ ગામની જમીનનું ક્ષેત્રફળ ૪૦ ચોરસ મૈલ અને વસ્તી ૪૦૦૦ માણસની છે. તેની વારસિક ઉપજ[3] રૂ. ૯૦૦૦ થાય છે, તે પૈકી રૂ. ૫૨૩૫ નામદાર બ્રિટીશ સરકારને જમાબંદીના આપે છે.

હાલના રાજ્ય કર્તા સુરજમલજી, એ જાતના કૈડવા કણબી અને તે "દેસાઈ શ્રી"ની પદવીથી ઓળખાય છે. ઇતિહાસ સંબંધી એમ કહેવાય છે કે, મૂળ પુરૂષ વેરસીજી, કે જે ચાંપાનેરના પતાઈ રાઓળના એક મુખ્ય અમીર હતા. ઇ.સ. ૧૪૮૪માં પતાઈ રાઓળ અને મહંમદ બેગડા એમની વચ્ચે છેલ્લી લડાઈ થઈ, તે વેળા વેરસીજી મુસલમાનો સાથે બહુ બહાદુરીથી લડ્યા. પણ છેવટ પતાઈ રાઓળ પકડાયો તથા શાહે તેને માર્યો અને વેરસીજી વિગેરે અમીરોને પકડી અમદાવાદ લાવ્યો. તે વખત વીરમગામમાં વાઘેલાનું રાજ્ય હતું, ત્યાંનો રાજા વીરમદેવ બાદશાહ ઉપર બહારવટે હતો. ઘણી વખત તેના ઉપર ફોજો મોકલી પણ તે વશ થયો નહીં. છેવટ બાદશાહે પતાઈ રાઓળના અમીરો કે જે કેદમાં હતા, તેમને કહ્યું કે કોઈ વીરમદેવને વશ કરે તેવો છે. વેરસીજીએ હા કહી અને તે કામ કરવા માથે લીધું તથા તેના ઉપર ચઢાઈ કરી વીરમગામ સર કર્યું. બાદશાહે આ વખત વેરસીજીને વીરમગામ પ્રગણું બક્ષીસ આપ્યું. વેરસીજીના પછી કીસોરદાસ, રામદાસ, ગંગાદાસ, કરમણદાસ, મલકાજી, સોમાજી, રણમલજી અને નાથોજી, એમણે અનુક્રમે વીરમગામની ગાદીએ રાજ્ય કર્યું. આ નાથોજીના કુંવર વેણીદાસને મુગલ બાદશાહ તરફથી "દેસાઈ શ્રી" એવી પદવી અને ઝાલાવાડ તથા ધંધુકા પ્રમાણાનાં ગામો ઉપર સેંકડે સાડાસાત ટકા પ્રમાણે વતન બાંધી આપ્યું. વેણીદાસ પછી મકનદાસ,

ત્રીકમદાસ, ભાણજી, અદેકરણજી અને ભાવસિંહજી, એમણે અનુક્રમે રાજ્ય કર્યું. આ ભાવસિંહજીએ વીરમગામની ગાદી ઇ.સ. ૧૭૪૧માં છોડી દેવી પડી અને તેમણે પાટડીમાં સ્થાપના કરી. તેમના પછી કુંવર નથુભાઈ પાટડીની ગાદીએ બેઠા. નથુભાઈ ઇ.સ. ૧૭૯૬માં મરણ પામ્યા. તેમના પછી ઇ.સ. ૧૮૨૯ સુધી વખતસિંહજી. ઇ.સ. ૧૮૩૬ સુધી હરીસિંહજી. ઇ.સ. ૧૮૪૬ સુધી કુબેરસિંહજી, ઇ.સ. ૧૮૭૫ સુધી જોરાવરસિંહજી અને ઇ.સ. ૧૮૮૪ના ચોમાસા સુધી હીમ્મતસિંહજીએ રાજ્ય કર્યું. હીમતસિંહજીને કુંવર નહીં હોવાથી તેમના ભાઈ સુરજમલજી ગાદીએ બેઠા, જે હાલના રાજ્ય કર્તા છે. પાટડીનું મીઠું આખા હિંદુસ્થાનમાં વખણાય છે. તે મીઠાના અગર કેટલાએક વરસોથી પાટડીના રાજાએ નામદાર ઇંગ્રેજ સરકારને આપી દીધા અને તેના કંપનસેસન તરીકે તેમને દર સાલ રૂ. ૧૨૦૦૦ મળે છે. વળી દરબાર ખરચ માટે મીઠું જોઈએ, તે તેમને દર વરસે બંગાળીમણ ૩૪૦ અને ૨૦ શેર મફત મળે છે.

હાલના રાજ્ય કર્તા દેસાઈ શ્રી સુરજમલજી કાઠિયાવાડ ઇલાકાના ગામોને અંગે પાંચમા વર્ગના સરદારની પંક્તિમાં છે. તેથી તે વર્ગના અધિકાર પ્રમાણે ફોજદારી દીવાની કામોના ફેંસલા કરે છે, પણ તળ પાટડી અને તેના તાબાનાં વીરમગામ પ્રગણાનાં ગામોની ફોજદારી દિવાની હકુમત ઇંગ્રેજ સરકારની છે.

પાટડી - એ શેહેર વીરમગામથી ખારાઘોડા સુધીની જે રેલવે બ્રાન્ચ છે, તેના ઉપર તે એક રેલવે સ્ટેશન છે, તેમાં રાજ્ય કર્તા દેસાઈ શ્રી સુરજમલજીનો દરબાર, ગુજરાતી નિશાળ અને પોસ્ટઓફીસ છે. આ શહેર બજાણાથી ઉત્તરમાં ૫ મૈલ અને વીરમગામથી પશ્ચિમમાં ૧૭ મૈલને છેટે છે.[*] આ હકીકત ઈ.સ. ૧૮૮૪માં નોંધાયેલ છે.

## માંડલની હકીકત

માંડલમાં અસલ મંડલીક રાજાનું રાજ હતું. તે મંડલીક સિદ્ધરાજ જયસિંહ અથવા પાટણવાળા રાજાનો ભાયાત હતો અથવા પટાવત હતો. તે સિદ્ધરાજની તરફથી માંડલ ફરતે મેવાસનો બંદોબસ્ત રાખવા સારૂ થાણું લઈને ત્યાં રહ્યો હતો. તેણે માંડલમાં મોટું શિવનું દહેરૂં બનાવ્યું હતું. પછી જ્યારે મુસલમાનોએ તેની પાસેથી રાજ્ય લીધું ત્યારે એ શિવના મંદિરની મસ્જીદ બનાવી.

પછી જ્યારે પૂનેથી રાઘોબા અમદાવાદ ઉપર આવ્યો, ત્યારે ત્યાં બાબી કમાલદેખાનનું રાજ હતું. તેની સાથે ટંટો થયો અને ૧ વર્ષ લડાઈ ચાલી, પણ તે શહેર હાથ થયું નહોતું. ત્યારે વીરમગામથી પ્રથમ જેઠા પટેલને તેડાવ્યા. તેણે કહ્યું કે અમારા ટીલાયત નથુભાઈને પણ તેડાવો, એટલે એમને પણ તેડાવ્યા, અને અમદાવાદ હાથ કર્યું. નથુભાઈને પાટડી વગેરે ગામો આપ્યાં અને જેઠા પટેલને માંડલ ગામ જીવાઈમાં આપ્યું.

પછી જેઠા પટેલે માંડલનો કિલ્લો સંવત્ ૧૮૧૩ની સાલમાં કરાવ્યો. આ જેઠો પટેલ પાટડીવાળાનું કારભારૂં પણ કરતા હતા.

આ વખતે વીરમગામ વાળાને અને પાટડીવાળાને અદાવત ચાલતી હતી. તેવામાં

ગામ ચરીઆલું વસાવવા સારૂ પનારના સીમાડા ઉપર જેઠો પટેલ પેશવાની તરફથી ગયા, ત્યારે વીરમગામ વાલા પ્રાણદાસે પનારવાલા માનાજીના બાપ સામતાજી-તેના બાપ કુંપાજીને રૂ. ૭૦૦ આપવાના કરીને જેઠા પટેલને સંવત્ ૧૮૨૭માં ત્યાં મારી નંખાવ્યા.

તે પછી દેવીદાસ પટેલે પનારગામ માર્યું અને ત્યાં ગધેડા પાસે રાઈ મીઠું વવરાવ્યું, ત્યારે તેણે કુંપાજીએ દેવીદાસને ચરીયાલું ગામ માથામાં આપ્યું તથા ગામ વેકરિયાની વોલ હર વર્ષ રૂ. ૧૮ આપવા કર્યા ત્યારે ઠાકરડા સાથે કસુંબો પીધો.

પણ ભુખાણદાસના ભાઈ પ્રાણદાસ દેશાઈ સાથે અદાવત રહી. પ્રાણદાસનું ગામ ત્રેંટ દેવીદાસ પટેલે માર્યું. તેથી પ્રાણદાસે જઈને ગાયકવાડની ફોજ લાવીને માંડલ માર્યું-સંવત્ ૧૮૩૫ની સાલમાં.

એ બાબતની ફરિયાદ અંગ્રેજી સરકારની ફોજ જામનગર ઉપર આવી હતી, તે વીરમગામ મુકામે હતી ત્યાં કરી; આથી અંગ્રેજ સરકારે માંડલ પાછું અપાવ્યું.

ફરી સંવત્ ૧૮૪૬માં પ્રાણદાસ વિગેરેએ જઈને પેશવા સરકારને કહ્યું કે માંડલવાળા બહુ મેવાસી છે, અને ઘણો જુલમ કરે છે, તેથી તેને કબજે કરવા જોઈએ. આથી સરકારની ફોજ માંડલ આવી અને કહ્યું કે તમે જમાબંધી આપો. માંડલવાળાએ આ વાત કબુલ ન કરવાથી પેશ્વાએ માંડલ લૂંટી લીધું; ને કાગળ પત્ર સુદ્ધાં લઈ લીધું.

કારભારી રજપુત કરશન ભડકીઓ તથા વોહરો અસમાલ પટેલ હતા. તેણે ખુટીને દેવીદાસને નાસી જવાની સલાહ આપી તેથી તે ગામ બહાર નીસર્યા, એટલે ગામ લૂંટાવ્યું.

દેવીદાસજી કબીલો લઈને પાટડીએ આવ્યા, ત્યારે નથુભાઈએ કહ્યું કે તું મુલકમાં કેલકીતુર કરે નહીં તો તને જીવાઈમાં બામણવું ગામ આપું. દેવીદાસે તે વાત કબુલ કરી નહીં, અને કુટુંબ ત્યાં રાખીને દેવીદાસજી (આ વખતે તેની ઉંમર ૪૫ વર્ષની હતી), તેનો દીકરો ઉમોભાઈ (૨૫ વર્ષનો) ઘરનો સિંપાઈ બાલેખાં, કણબીનો છોકરો રસોયો તથા એક હજામ એટલા પૂને ફરિયાદ કરવા ગયા, તેની ૧૫ વર્ષ સુધી ખબર આવી, પછી આજ સુધી ખબર આવી નથી.

દેવીદાસનો બીજો દીકરો ફત્તેસિંહ ૪ વર્ષનો હતો તે ઘેર હતો.

અગાઉ જ્યારે માંડલ ગામ જીવાઈમાં મળ્યું હતું. ત્યારે પણ વીરમગામની પટેલાઈ તેજ (દેવીદાસજી) કરતા હતા, તથા પટેલાઈ બાબતનો ગરાસ પણ ખાતા હતા. તે જ્યારે પૂને ગયા ત્યારે પેશવાના મજમુદાર દિવાનજી રામાજી હરિ હતા, તે પટેલ પાસે કાંઈ લેણું બાકી કાઢીને ખાતા હતા.

પછી બાબા સાહેબ કાઠીયાવાડની મુલકગિરી કરવા આવ્યા. ત્યારે ભાવનગર મુકામે ફત્તેસિંહ પટેલે ફરિયાદ કરી, ત્યારે તેમણે તેનો પટેલાઈનો ગરાસ અપાવ્યો અને વીરમગામ રાખ્યા.

## વાલવોડ

ગાંગજી રતનજીના પુત્ર તાપીદાસ કહેવાયા. તાપીદાસ ચાર પુત્ર છાતી આગળ કરી લશ્કર સહ જીતાજી ગાયકવાડ સાથે લડ્યા. ગાયકવાડ હારી ગયા. ત્યારપછી

ગાયકવાડનું ઘણું જોર થયાથી ભાવનગરના રાજાનો આશ્રય લીધો. ત્યાં પણ તાપીદાસનું દેરું એ એક પ્રસિદ્ધ જગા છે. તેમને બ્હેનબઈ માતાએ સ્વપ્નું દીધું કે તું રાજાનો છત્ર રાજવી થઈશ. જે કાઠી લોકો મહિકાંઠા ઉપર લૂંટફાટ કરતા તેમને તાપીદાસે હરાવી આવતા બંધ કીધા. તેમનો પાટવી ધર્મદાસ ધર્મનો અવતાર ગણાતો. તેમણે બંધાવેલા દહેરાની પરીક્ષા કરવા સારુ પિતાની આજ્ઞાથી તોપ ભરી મૂળરાજ કહેવાતા તે બખ્તર પહેરી લડાઈએ જતા. તેમણે નવસારીની સૂબાગીરી કીધી. તેમના આગળ ચઉદ ચોબદારો હલકો દેતા. તેઓ વાઘ મારવામાં એક્કા ગણાતા. તાપીદાસના વંશમાં ઘણા પુરુષો પરાક્રમી થઈ ગયા. તાપીદાસ સોનારૂપાની ગોળીઓથી ગાયકવાડ સાથે લઢ્યા તે પ્રસિદ્ધ છે, અને જેમાંની તોપો હાલ જોવામાં આવે છે, તથા બખ્તર વગેરે જોવામાં છે. સંવત ૧૩૯૬ માં શંકો પટેલ અડાળજ આવ્યા ને પછી તેમના વંશજો વાલવોડે આવ્યા.

સંવત તેર છન્નુ નવે શંકો જીત્યો રાડ;
અડાળજથી આવીયા પણ ધારી બીલાડ.

## ભાદરણ વગેરે

પદ્મપુર શહેર ભાગી ભદ્રકાળી પાસે સંવત ૧૨૩૨માં ભદ્રપુર વસ્યું. ત્યાં રાંધ નામનો પટેલ પાઠી ગયો. તે ઉપરથી શીધ ભાદરણ કહેવાય છે. ભાદરણ જીણા કહેવાય છે. તારાપર ગામના પાટીદાર મુગલાઈ ઠાઠવાળા છે. નવામી રાજ્યમાં આ ગામવાળાએ મોટાં મોટાં કારભારાં કીધાં છે. આ ગામ તારાસુર દૈત્યના માથા ઉપર વસ્યું છે. હાલ પણ દૈત્યનો ટેકરો જોવામાં આવે છે.

તરકે જેમ દિલ્લી તવાં ચક્રવતીયે ચિતોડ;
ઘટ ભાદરણ ગૂજરાતમાં શેહ લેઉવા શરખંડ.

## સોજીત્રા

ગ્રાગ્રેન ગઢમાં જયસિંહની દેવકરણ પટેલે વજીરાત કીધી. રણથંભોરમાં હમીરદે ચહુઆણની વજીરાત વજેકરણ પટેલે કરી. જેસંગ પટેલે સોજીત્રે છાસઠસો રાવળ રાજા રોળ્યા ને ત્યાં પોતાનો વંશ સ્થાપ્યો. હાલના સોજીત્રાના પાટીદારો તેમના વંશજ છે. પરાક્રમી જેશંગ પટેલના પૂર્વજ કરુણાભાઈએ જૂનાગઢ તથા નવસારીનાં પરગણાં મેળવ્યાં હતાં. દિલ્હીનો પાદશાહ સિંહાસનથી નીચે ઊતરી બ્રહાદુર કરુણા પટેલનું સન્માન કરતો તેમજ તેમની પરંપરામાં સુંદરદાસ પટેલે પઠાણો ઉપર વિજય મેળવ્યો. કેશરીયાના પૂર્વજો ૫૧ અંકે એકાવન વાર ન્યાત મેળાવા કરી લેઉવાની સાગરન્યાતમાં જગજાહેર થયા છે.

## વસો

વસોમાં જૂના વખતમાં કાળા કોઝા નામના પ્રખ્યાત પટેલ થઈ ગયા. તેમને માટે એવું કહેવાય છે કે તેઓ ગંગાજીનું પાણી મંગાવીને નાહતા. વસોમાં આવો બીજો પુરુષ અદ્યાપિ પર્યંત કોઈ પાક્યો નથી. વણીશાહ બાજીશાહ પ્રખ્યાત અમીર થઈ ગયા.

વસોના મહાન શૂરવીર પાટીદાર બાજીશાહની એક તસવીર મળી આવેલ છે. તેની આજુબાજુ ઉર્દૂમાં જે લખાણ છે તેનું ભાષાંતર નીચે મુજબનું છે.

"આપ કિરતાર... તેને માટે એ પ્રમાણે કહેવું લાયક છે મોટાંનાં કામ મોટાં છે.** તેનું નામ શહેબાજ બાજી છે. એની પદવી મોટી છે. જેનું નામ પહેલવાન બાજી છે. તેનું અંતઃકરણ સિપાઈના અંતઃકરણ કીર્તિ જેવું છે. ગુજરાતના મુલકમાં તે બાજી પટેલના નામથી જાણીતો છે. તેની હંમેશાં જુગ જુગ રહેશે. તે હંમેશાં આ જગતમાં ખુશી રહે ** દોલત અને મોટાઈ હજો, અને લક્ષ્મી તેની ઉપર પ્રસન્ન છે એ ખોટું નથી ** બીજો રાજા ધર્મ છે. આ જગત્‌માં તે ઘણો ધર્મિષ્ઠ છે ** મહાચતુર મહારાજ. મોટો ખાનદાન અને ઘણો વિદ્વાન ** દુનિયામાં જો અરબી ઘોડો દોડાવે તો એકલો એક લશ્કરને હઠાવે. ** અને તે મહાજ્ઞાન સ્વરૂપ છે, અને રામના સોગન ખાઈને કહું છું કે તે રામરૂપ છે *** ભગવાન તેને સવારીમાં નિશાન આપે, વાવટો, હાથી, હોદો અને અંબાડી આપે. ** કહેવાય નહિ, સમુદ્ર શબ્દોમાં કેવી રીતે સમાય ? ભગવાન બાજીની ચઢતી રાખે. પરમેશ્વર અને જગત્‌ના બધા લોકો તેનાથી રાજી રહે."

વેણીશાહ અને બાજીશાહ અમીર થઈ ગયા. તેમણે લાખ પાસો કવિઓને આપ્યો કહેવાય છે. તે જાતે કવિ હતા. કવિઓની કિંમત કરતા. કવિ તથા વિદ્વાનને આશ્રય આપતા. કશીયાભાઈ રામદાસનું નામ અને તેમનાં કામ જગજાહેર છે. એ તથા એમના કુટુંબી જનવાભાઈ તથા તેમના પિતા દેશાઈભાઈ મોતીયાવાળા કહેવાય છે. કેમ કે તેઓ પાઘડીમાં મોતીની માળા રાખતા. કાઠિયાવાડ વશ કર્યું. હાલ તેમના વંશજ તાલુકદાર છે.

વસો ગામ નડીઆદથી પાંચ ગાઉ પર આવેલું છે; આ ગામ પેટલાદ તાલુકાની હદમાં ના. ગાયકવાડ સરકારના તાબામાં છે. વસોની વસાયત સંવત ૧૨૨૪ ના આશરે થયેલી માનવામાં આવે છે. આ ગામના મૂળ સ્થાપક વાછા પટેલ હતા. વાછા પટેલનું મૂળ વતન ઉંઢેળા હતું. હાલ જ્યાં વસો ગામ છે ત્યાં આગળ વાછા પટેલના તાબાનો સીમાડો પ્રથમ હતો. જે સીયાનગરના રાજા મયુરધ્વજનાં કુળદેવી હતાં તે વસોમાં વસુંધરામાતાના નામથી ઓળખાય છે. મયુરધ્વજનો સ્વર્ગવાસ થયા પછી તાલીક ગામના લોકો આ દેવીની યથાવિધિ પૂજા કરતા હતા. વાછા પટેલની આસ્થા-શ્રદ્ધા દેવી પર ચોંટી ગઈ હતી; અને પ્રભુની પ્રેરણાથી તેમની આ દેવીની આસપાસ વસ્તી કરવાની ઇચ્છા થઈ હતી. મયુરધ્વજના સીયાનગરનો નાશ થઈ હાલ સીહોલડા ગામ કાયમ રહ્યું છે. પુરાતની પાયાઓ કોઈ કોઈ ઠેકાણે નીકળી આવે છે. વાછા પટેલે દેવીની કૃપાથી વસાયત કરી ગામનું નામ વસો રાખ્યું. આ વસુંધરા દેવીની ભયડા લોકોએ ઠીક જમાવટ કરી હતી. કણબી કેડ કરોડ એ કહેવત પ્રમાણે પટેલોના તાબામાં તેઓને કોઈ પ્રકારની ન્યુનતા હતી નહિ.

વાછા પટેલના પછી તેમના પુત્રનું બરોબર નામ અગર ચરિત્ર મળી આવતું નથી; પણ વાછા પટેલની ત્રીજી પેઢીએ રામજી નામનો શૂર પુરુષ ઉત્પન્ન થયાનું જણાઈ

આવે છે. આ રામજીને પ્રભુ અને દેવીની કૃપાથી બે પુત્ર થયા તેમાં એ પુત્રનું નામ અજા અને બીજાનું નામ રામજી[૬] હતું. ભાટલોકોનાં કવિત **"અજા અકબર ને અજાઈ એ તીનોરી સરખી સજાઈ"** ઉપરથી તેમનો જન્મ ઈ.સ.ના પંદરમા સૈકામાં થયાનું જણાય છે. જન્મતિથિ મળી આવતી નથી. આના વખતમાં પટવાની પટેલાઈને ઝંડો ફરકતો હતો અને ગામની વસ્તી બરોબર જામી હતી. પટવાઓની પટલાઈ ઉડાવી દેવા માટે અજુએ પ્રયત્નો કર્યા પણ તે ઘણા મુશ્કેલ થઈ પડ્યા. આ વખતે દિલ્હીની ગાદીએ મોગલવંશનો રાજા હુમાયુ હતો. આ વરસે હુમાયુ ચાંપાનેર પર ચઢાઈ લઈ જતો હતો તે એકાએક વસો આવી પહોંચ્યો. રામજીએ તેની ખરેખરી બરદાસ કરી. ખડ તથા અન્ન પૂરું પાડ્યું અને અનેક પ્રકારની સગવડ કરી આપી. રામજીની સેવાથી હુમાયુ સંતુષ્ટ થયો. કદરદાની હુમાયુ કરેલા ઉપકારને ભૂલી જાય તેવો ન હતો તેથી રામજીને કંઈ બદલો માગવાનું કહ્યું ત્યારે રામજીએ પ્રીતિ યાચના કરી. કેવી નિર્લોભતા ! 'લક્ષ્મી ચાંલો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાય' શું એમ બન્યું ? નહિ જ. એક પ્રીતિથી જેટલાં કાર્ય થાય છે તેટલાં પાંચ પ્રગણાં મળવાથી નથી થતાં. પ્રગણાં લઈ પુરપતિ થાય તો પણ પાછળ તેના યથખાવિધિ વહીવટની પંચાત. જેવું સુખ સાધારણ સ્થિતિ-સાદાઈમાં છે તેવું સુખ સંપત્તિમાં નથી, લક્ષ્મી ચંચળ છે, આજ છે ને કાલે ને કે તે ? નથી પણ પ્રીતિનો અંકુર અમર રહી શકશે એમ સમજીને રામજીએ પ્રીતિની જ માંગણી કરી અને તેથી હુમાયુ અતિશય ખુશ થયો; તેના પરિણામે વગર માગે પોતે (રામજી) જેટલી જમીનનો ઉપભોગ કરે તેનો સરકાર ધારો નહિ લેવા ઠરાવ્યું. અહિંથી હુમાયુ ચાંપાનેર ઊપડ્યો. ત્યાર બાદ થોડા વખતમાં રામજીનું મરણ થયું.

રામજીના સ્વર્ગવાસ પછી અજુને પટવાઓ સાથે વારંવાર તકરારો થવા લાગી. આ વખતે હુમાયુ પણ હયાત ન હતો અને સદ્‌ગુણશાળી, વિવેકશીલ, સમાન-વૃત્તિવાળો અકબરશાહ દિલ્લીની ગાદી પર હતો. અજુ પટેલની મા પટવાઓની તકરારથી કાયર થઈ ગયાં. તેથી અજુને દિલ્લી જવા માટે કહ્યું પણ (ગુણી પુરુષનાં બાળકો ખરેખર ગુણીજન થાય છે) અજુના અંતઃકરણે તેમ કરવા સારુ ના પાડી અને સ્પષ્ટ કહી દીધું. હવે માજીએ જાણ્યું કે અજુ માને તેમ નથી ત્યારે પોતે જાતે જરૂરનું સાહિત્ય વગેરે લઈ દિલ્લી જવા નીકળી પડ્યાં. દર મજલ કરતાં તે દિલ્લી પહોંચ્યાં. અકબરશાહે પોતાના પિતાને મદદ કરનાર રામજીની સ્ત્રી આવ્યાં જાણી માતા પ્રમાણે યોગ્ય સત્કાર કર્યો. અજુની માતુશ્રીએ યથાવિધિ હકીકત શાહને કહી સંભળાવી. પોતાની પાસેથી પ્રીતિ માગી લેનારને તે ભૂલ્યો ન હતો. તરત જ પટવાઓની પટેલાઈ લઈ અજુને વસોની પટેલાઈનો અક્ષયપટો આપવો. અમલદારોએ તે પ્રમાણે અમલ કર્યો. પોતાના પિતાને મદદ કરનાર એક શૂરવીરના શૂરપુત્રની કદર અકબરશાહે કરી. હવે અજુ પટેલ જમીનદાર બન્યા. અજુ પટેલ શરીરે મજબૂત, કદરદાની, શૂરવીર અને કુશળ હતા. તેમજ દાનશૂર એવા હતા કે દાન કરવામાં કદી તેમનો હસ્ત ખેંચાયો નથી; તેવી જ રીતે હથિયાર ધરવામાં ચતુર

હતા. દેશ- પરદેશમાં તેમના ગુણોની કથા ભાટ લોકો ગાતા. પ્રભુને જે જેવો ખર્ચ (યોગ્ય) તેવી રીતે આવક આપે છે જ. અજુની ઉદારતા જેમ જેમ વધવા લાગી તેમ તેમ આવકમાં પણ વધારો થવા લાગ્યો.

અજુ પટેલને બે સ્ત્રી હતી; તેમાંની એક કયા ગામનાં હતાં એ જણાઈ આવતું નથી પણ બીજી સ્ત્રીની એવી દંતકથા ચાલે છે કે, "અજુ પટેલ એક વખત હિંદુઓના મુક્ત ક્ષેત્ર કાશીની યાત્રાર્થે નીકળ્યા. કાશી તે કાશી જ, કાશીવિશ્વનાથના નામથી, રામ નામની, ગમે તેવા અધમોને ગંગાના આચમનથી પાવન કરનારી, યમપુરીના માતાનો વિધ્વંસ કરનારી, મનુષ્ય ઇચ્છાઓની કરવત મુકાવી તૃપ્ત કરનારી વગેરે અનેક ગુણોથી ગાજી રહેલી કાશી અજુ પટેલ આવી પહોંચ્યા, અને યાત્રા પૂર્ણ કરી માર્ગમાં અનેક ભાટ લોકોના મુખથી ગુણગાન સાંભળતાં સાંભળતાં જન્મભૂમિ તરફ પાછા વળ્યા તે વખતે રસ્તામાં એક કૌતુક થયું. અગાઉના વખતમાં હાલની માફક ઘોડાગાડીઓ (વિકટોરિયા આદિ) ને માન ન હતું. તે વખતે રથને વધુ પસંદગી મળતી હતી. અજુનો રથ ધમધમ કરતો જાણે અજુની પધરામણીની વધાઈ આપતો હોય તેમ એક રજપૂતવીરના ગામમાં આવી પહોંચ્યો. ત્યાં જ અજુએ વિશ્રામ માટે મુકામ કર્યો. વસોનો જમીનદાર, અકબરનો માનીતો લોકોને દાનથી સંતુષ્ટ કરનાર ભાટ લોકોને ઇનામ-બક્ષિસથી નવાજનાર અજુ પોતાનો ઠાઠમાઠ એક રાજવંશી જેવો જ રાખતા હતા. તે વખતે રાજપૂત પોશાક ઉત્તમ ગણાતો હતો તેથી તેવા પોશાકમાં સજ્જ થયેલા ઉત્તમ રથ પર આરૂઢ થયેલા, જેના કંઠમાં ઘૂઘરમાળથી ધમધમ અવાજ થાય છે તેવા બળદોથી ખેંચાતા અજુને જોવા લોકોની ઠઠ જામી ગઈ હતી. આ જોનારામાં એક રજપૂત કન્યા પણ ઊભી હતી. અજુનો રથ વિશ્રામ ભુવનમાં ગયો પણ રાજપૂત કન્યા વિચારમાંથી જાગ્રત થઈ નહોતી. છેવટે એકાએક તે શુદ્ધિમાં આવી અને ઘેર ગઈ. આટલો વખત ક્યાં રોકાઈ હશે અને આટલી રાત્રીએ દીકરી ક્યાં જઈ આવે વગેરે વિચારો તેની માતાના હૃદયમાં ઊછળવા લાગ્યા. અરે પુત્રી ! તેં મારી કૂખ લજવી. તું ક્યાં ગઈ હતી વગેરે પૂછતાં કન્યાએ પોતાની માતાને અજુની હકીકત કહી તેના વખાણ કરવા લાગી. માતાએ પોતાની પુત્રીનું ચિત્ત પરપુરુષ તરફ ગયાનું જાણી કેટલાંક કઠોર વચન કહ્યાં. માતાના કઠોર શબ્દ સાંભળવાને કુમારિકાની શક્તિ નાશ પામી અને અજુના ઉતારામાં જઈ પ્રેમની ભિક્ષા માગી કહ્યું કે જો કદાચિત તમો મારી યાચના સ્વીકારશો નહિ તો જુઓ, આ કટાર મારા ઉદરમાં જવાને વખત ગુમાવે તેવી નથી. આ વચનથી અજુના હૃદયમાં પ્રેમની સૂરતી થઈ તેના પરિણામે અજુએ તેના પ્રેમનો અંગીકાર કર્યો. તે સમયે હાલના જેવો વ્યવહાર ન હતો. પ્રેમને માટે કંઈ પ્રતિબંધ ન હતો. એ અનેક દૃષ્ટાંતોથી-ઇતિહાસથી સાબિત છે. અજુએ ઘેર આવી વિધિપૂર્વક લગ્ન કર્યું અને ઘેરઘેર આનંદોત્સવ થયો. જનસમાજ અજુને ઘેર લક્ષ્મીનું આવાહન થયું માનવા લાગ્યા. અજુને અદ્યાપિપર્યંત પુત્રરત્ન પ્રાપ્ત થયું ન હતું અને ઘણા વખત સુધી ન જ થયું. આ વખતે મુસલમાનોના પીરનું પદ ધરાવતા દરિયાઈ સાહેબ હયાત હતા; સર્વ સ્થળે તેમની બાધા આખડી-સારી ચાલતી હતી.

(અજુના ભાઈ લાલ હતા પણ તે તો મૂળથી તદ્દન સાદાઈમાં રહેતા હતા. તેમનામાં અને અજુમાં ઘણો ફેર હતો અને તે જુદા રહેતા હતા.)

અજુ પટેલને ધીમે ધીમે દરિયાઈ સાહેબ સાથે દોસ્તી થઈ. હાલ જે વડુતલાવ કહેવાય છે ત્યાં આગળ બડાસીત નામે પીર છે, ત્યાં દરિયાઈ સાહેબનો અખાડો હતો. યોગ સાધક દરિયાઈને અજુની ચિંતાની ખબર પડી ગઈ. દરિયાઈની માનતા ઘણા લોકો રાખતા અને તેથી તેમની મનોઇચ્છા પૂર્ણ થતી. દરિયાઈ સાહેબે અજુને પ્રીતિ ખાતર એક ફળ આપ્યું અને તેની બન્ને પત્નીઓને પ્રાશન કરવાનું કહ્યું અને વધારામાં કહ્યું કે, દેખો અજુ ! એ ફળથી બે પુત્ર રત્ન પ્રાપ્ત થશે. તેમાંથી એક અમોને આપવું પડશે. ના મામાથી કહેવાનો મામો સારો અને બેમાં એક આપણો પુત્ર રહેશે એમ સમજી દરિયાઈ સાહેબનું કહેવું કબૂલ કર્યું. તે ફળ પોતાની બન્ને પત્નીને ખવડાવ્યું. દેવ તથા યોગીઓના આશીર્વાદો કદી પણ ખોટા હોતા જ નથી. આપણે જેટલા રૂપમાં ખોટા કહી તેટલા જ પ્રમાણમાં આપણે શક્તિહીન છીએ એમ સમજવું જોઈએ. રામચંદ્ર જેવા પરમાત્માને રાજકુંવર કહેનાર ખોટા છે. વિશ્વાસ એ સત્ય સમીપ પહોંચાડનારું એક વહાણ છે. હજારો કથાઓ સાંભળી ગાઈ પણ તેમાં વિશ્વાસ ન હોય તો તેનું સાર્થક ? જે જે મહાન્ ભક્ત થઈ ગયા છે તે તે વિશ્વાસથી જ થયા હતા. ખરું કહીએ તો વિશ્વાસના વહાણથી જ હિન્દુઓનો વ્યાપાર ખીલી રહ્યો છે અને સર્વ કાંઈ વિશ્વાસથી જ થાય છે. દરિયાઈ સાહેબ પરના વિશ્વાસથી અજુની બન્ને પત્નીઓ સગર્ભા થઈ અને બે પુત્ર થયા. અજુ હવે ઘણા જ આનંદી બન્યા અને ગામમાં ઘેરઘેર સાકર વહેંચી. દિનપ્રતિદિન પુત્રો મોટા થતા ગયા. રાજપૂત પત્નીથી થયેલા પુત્રનું નામ કાશીદાસ અને બીજા કુંવરનું નામ પ્રયાગદાસ પાડ્યું. ભાટ લોકો આ પુત્રોને તીર્થ સમાન લેખવા લાગ્યા.

'અજુ કે ઘર દો તીરથ એક કાશી ઑર પ્રયાગ' વગેરે અનેક પ્રકારના છપ્પા જોડાયા હતા. પુત્ર બરોબર પાંચ વર્ષના થયા. હવે અજુ પટેલને દરિયાઈ સાહેબને આપેલા વચનનું સ્મરણ થયું. આ વખતે દરિયાઈ સાહેબ વસો છોડી હાલ જે દરિયાઈ છે ત્યાં ગયા હતા. કયા પુત્રને દરિયાઈ સાહેબને આધીન કરવો તેના વિચારમાં અજુ પટેલ ગૂંચવાઈ ગયા. પુત્રનો સ્નેહ કંઈ જુદા જ પ્રકારનો છે; પુત્રનું બાળપણ આનંદમય જ છે. એ આનંદ શ્રીમંત અને ગરીબ બન્નેને સમાન છે, તવંગરને પોતાના પુત્ર પર જેટલો પ્રેમ હોય તેટલો જ એક ગરીબને પણ હોય છે. ખરેખર પુત્રસ્નેહ અલૌકિક છે. પશુપક્ષી સર્વ સ્થળે તેમજ છે. આ સંસારીની ઘટમાળમાં પુત્ર પરના પ્રેમનો આનંદ શ્રેષ્ઠ છે. પોતાની પાછળ પિંડદાન દેનાર પુત્રનું સ્મરણ અને તેના પરના સ્નેહનો અવર્ણનીય આનંદ દરેક આર્ય હૃદયમાં હોય તે સ્વાભાવિક છે. અજુને હવે ભારે વિમાસણ થઈ. બે પુત્રમાં કાશી રૂપમાં વધારે હતા જ્યારે પ્રયાગ સહજ શ્યામવર્ણ હતા. તેથી કાશી તેમને અતિ પ્યારો હતો. જેથી પ્રયાગદાસને લઈ દરિયાઈ જવા નીકળ્યા. દરમજલ કરતાં તેઓ દરિયાઈ આવી પહોંચ્યા. યોગ સાધક દરિયાઈ

અજુ પટેલનો હૃદયવિચાર જાણી ગયો. તે પોતાના યોગબળથી કાશીદાસને પોતાની પાસે બોલાવી સોટીથી ફટકારવા લાગ્યો. એક, બે, ત્રણ અને ચાર એમ સાત સોટી મારીને આઠમી સોટી મારવા જતા હતા પણ એવો ક્યો કઠોર હૃદયનો પિતા હોય કે જે પોતાના વહાલા, માનીતા અને રૂપાળા પુત્રને માર ખાતો જોઈ શકે ? અજુએ તરત જ દરિયાઈના બન્ને હસ્ત પકડી લીધા. બસ કરો, મહારાજ ! મારો ગુનો માફ કરો. દરિયાઈએ કહ્યું, અજુ ! તું પુત્ર- વાત્સલ્યમાં પડી ગયો છું અને વચનભંગ થયો છું. મારે તો બેમાંથી એકની પણ જરૂર ન હતી. આ સઘળું ફક્ત તારી મનોવૃત્તિ જોવા સારુ જ કર્યું છે. કાશીદાસને સાત સોટી મારી છે માટે જા તેની સાત પેઢી સુધી રાજદ્વારી ઠાઠમાઠ અને સુખ ભોગવશે !! ચાલ્યો જા હવે.

મહાત્માના આશિર્વાદથી કાશીદાસનું ભવિષ્ય જાણી આનંદ સાગરમાં ડુબકાં ખાતાં અજુ વસો આવી પહોંચ્યા. અહા ! મહાત્મા શું તારી મહત્ત્વતા ! મહાત્માઓ તમે યોગ ક્યાં મુક્યા ? તમે જ ભૂલ્યા, કળીકાળ તમે જ બનાવો છો ? પંદરમા સૈકામાં શું કળીકાળ ન હતો ? હતોજ; પણ દરીઆઈ જેવો યોગીન્દ્ર એક મુસલમાન કોમમાં હતો. મહાત્માની કેવી મહત્ત્વતા ! તેમના વચનનું સારજ બન્યું અને કાશીદાસની સાત પેઢીએ રાજદ્વારી દમામ ભોગવ્યોજ. યોગ તું શું ન કરી શકે ? પણ તારા સાધક કોણ ? વિષય જાળમાં લપટાયલા સંસારના ક્ષુદ્ર પ્રાણીની શી સત્તા ? ભલે સંસારી તો બાજુએ રહ્યા પણ સંત સાધુ અને વેરાગીના વતનીઓ તમે પણ હવે ક્યાં સંત બનો છો ? સંસારનો મીઠો પવન શું તમને થોડો લાગ્યો છે ? હવે તમે ફક્ત વસ્ત્રથીજ યુક્ત સંત બનો છો, પણ દૃઢ ટેકી થઈ પરમાત્માની હજુરમાં પડવા ક્યાં શક્તિમાન નીવડો છો ? તમારે તો સારામાં સારો યોગ્ય માળાને ગોમુખી છે. વિના પરિશ્રમે મણકા ફરે, કાન ગમે તે સાંભળે, નયનો રૂચે તે જુવે, ચરણ ગમે તે બાજુ ગતિ કરે પણ હાથની માળા તો મણકોજ ખસેડી જાણે ! યોગમાં અઢળક પરિશ્રમની જરૂર છે. મોદકના સ્વાદ અને પલંગની પથારીઓ સંન્યાસી મહારાજને વ્હાલી નથી. તેને તો ફળનો આહાર અને જંગલની હવાજ ફળદાતા છે. પરંતુ તમારે તો સંસારમાં રહેવું છે, સંસારના પાસમાં લેવો છે, વ્યવહારના રંગ જોવા છે એટલે યોગને તો કળીકાળમાં અસાધ્ય કહેવાની ફરજ પડે તો તેમાં શું આશ્ચર્ય ? હિન્દુસ્થાનની હાલતબગાડનાર ઠગ ભક્તનાં ટોળાં મફતના માદક ખાવા ક્યાં અલમસ્ત નથી ? માલપુડાની માવા અને ઘંટાના નાદો વિના તમને ક્યાં ચેન પડે છે ? ભલે બાપુ, ભલે, ભક્તિ કરો પણ તમે પ્રભુના પ્રત્યક્ષ અનુભવને કેમ ઓળખી શકતા નથી ? જરી વિષયની ઉલટ બાજુએ ગયો છે માટે વાંચનાર ક્ષમા કરજે હવે આપણે આપણી મૂલ વાત શરૂ કરીશું.

અજુ ઘેર આવ્યા; કાશીદાસ અને પ્રયાગદાસ વિદ્યાભ્યાસમાં જોડાયા. યુદ્ધકળામાં કાશીદાસ એક રાજપૂત વીર સમાન થયા, અજુએ ઘણા રાજાઓને મદદ કરેલી છે. અકબરની કારકીર્દીમાં અજુ પટેલે શૌર્ય બતાવ્યું હતું પણ તેમના પુરા ઇતિહાસો મળી શક્યા નથી; તો પણ જે રણસંગ્રામમાં આપણા વડિલો જતા, રાજાઓને મદદ કરતા

વગેરે વીરતાનું માન શું આપણી જ્ઞાતિને ઓછું છે ? નહિજ, અહા, આશરે ચારસો વર્ષ ઉપર આપણી જ્ઞાતિમાં કેવા વીર થયા છે ! આજે તેનો અંશ માત્ર પણ ક્યાં જોવામાં આવે છે ? આમ એકાએક જમાનો બદલાઈ ગયો તેનું શું કારણ ?

અજુ પટેલની એક ભાટે એક રાજા આગળ ઓળખાણ આપતાં કહ્યું છે કે :

સુનપતિ રજ રાઠોડ, ભયો ઉજવલ ક્ષત્રીસે;
સોળ ચિન્હ સરસીગ, દીયો સુરરાજ મંત્રીસે.
જાનસબન કેસરી, ચરીત ચીતા અરૂ હરણાં;
જાનન શેષ પાતાળ, જાનત ટેકી રત સુકરણાં.
જાનત વ્યોમ શવિરશિ, શીવ વિષ્ણું સબ જાનહો;
ઝલકત જગજગ અજુકિરણ, તું ક્યાં નહિ પીછાનહો.

શું આ કવિત અજુની વીરતા નથી દર્શાવતું ? એક રાજાના આગળ આપણી જ્ઞાતિના વીરરત્નની આટલી પ્રસંશા થાય એ શું આપણને મગરૂર બનવા જેવું નથી ? વાચક, હાલ આપણે તો નવો જમાનો ગોખી મારી વાતોજ કરવાનો છે. હવે તેવી કીર્તિ પ્રાપ્ત કરવાનો જમાનો જોઈ શકવાની હાલ તો આશા નથી. સુધારાને કુધારા, કેળવણીને જ્ઞાન આદિ તેમજ જ્ઞાતિના થઈ ગયેલા વીરપુરુષોની વાત કરીને જ સર્વ કોઈ બેસી રહે છે તે શું યોગ્ય છે ? બાપદાદાઓનાં કૃત્યોનું સ્મરણ કરી કેટલા જ્ઞાતિનો કુધારો દુર કરવા કે કેળવણીનો ફેલાવો કરવા કે વીરપુરુષોનાં જેવાં કાર્ય કરવા તૈયાર થાય છે ? હાલનો નવો જમાનો સર્વ કંઈ શૌર્યનું સ્વરૂપ ભૂલી ગયો છે તેનું કારણ એટલું જ લેખી શકાય કે કસરતના અભાવે શારીરિક બળ ગુમાવ્યું, વિષયથી વીર્ય તેજ ગયું અને અવળા વિચારથી મનની ગ્રંથી તુટી તેની બુટ્ટી હવે તો પરમાત્મા આપે ત્યારે કુસુંપે ઘર, ઘાલ્યાં સ્વાર્થવૃત્તિનું સામ્રાજ્ય પ્રગટ્યું અને કલેશનાં કોટડાં ચણવામાં ચકચૂર બન્યા તે શું હવે શુરવીરના વાવટા બતાવી શકશે કે ? જ્ઞાતિ બન્ધુઓ શું આ ઓછું લજ્જાસ્પદ છે ? વિદ્યાદેવીનો પ્રસાદ લેતાં શીખ્યા તે શું ઐક્યબલ તોડવા માટે ? નહિજ. નોકરી મેળવવા, વ્યાજવટાવ શીખવા, અને ઘરનો ધંધો કરી ઘરના શેઠ બનવાના કામેજ વિદ્યાદેવીનો ઉપયોગ કરવામાં આવે છે. તમે આખા દેશની દાઝ ધરી કદી કદી મનમાં કંઈ કંઈ સંકલ્પ કરો છો પણ કદી તમારા જ્ઞાતિ બન્ધુઓને માટે કંઈ વિચાર આવે છે ? નહિજ ભલે ને સુભાગ્યે વખતે મનમાં વિચારીની પ્રેરણા થાય પણ તે અમલમાં મૂકવા કોણ તૈયાર થાય ! એક ગૃહમાં સંપનું બીજ નથી તો પછી જ્ઞાતિ સમુહમાં સંપનું ઝાડ ઉછેરવું શી રીતે સંભવે ? અજુ એક રાજપૂત કન્યાનું દુઃખ ભાગી શક્યા હતા તેમ તમે જ્ઞાતિના કોઈ પણ અધમ સ્થિતિએ પહોંચતા પુરુષને આશરો આપો છો ? હશે એવા વીરલા ? આપે પણ ખરા, સર્વના હૃદય સરખાં હોતાં નથી પણ ટૂંકામાં એટલું તો કહેવું જોઈએ કે આપણે સ્વજ્ઞાતિની ઉન્નતિનાં કામે પછાત જ છીએ. મોઢેથી બોલીએ તેથી કંઈ શુક્રવાર થવાનો નથી. પહેલું આપણા ગૃહમાંથી ખરી લાગણીવાળા પુરૂષોએ સુધારાની શરૂવાત કરવા ભુલવું

જોઈતું નથી. ભાઈ કુટુંબમાં ઐક્ય કરો, જ્ઞાતિમાં ઐક્યતા સ્થાપો અને પછી દેશની ઐક્યતા તરફ નજર ફેંકો. એકદમ ઝાડની ટોચે જવાનું ધારશો તો કેવી રીતે જઈ શકશો ? મુખથી સંપના રણશીંગડાં પુંકે શું વળશે ! કહેનાર તો ઘણા છે પણ તે પ્રમાણે વર્તમાન ક્યાં છે ? અરે, આપણાં પુરાતન ઇતિહાસ જોઈએ છીએ ત્યારે કેવાં વીર રત્નો આગળ થઈ ગયાં છે તે તુરત જણાઈ આવે છે. વસોમાં અજુ સાવલીમાં અજાઈ અને પાદરામાં દલા પટેલ વગેરે કેવા શુરવીર નરો થઈ ગયેલા છે. લઢવામાં-લડાઈઓમાં-તે પાછી પાની કરતા નહોતા. ભાઈ, આપણા આપણીજ જ્ઞાતિનાં રત્નો અને આજ એક વીંછી પકડવા પણ અશક્તિવાન તે પણ આપણે.

કેટલેક કાળે અજુ પટેલ સ્વર્ગવાસી થયા. હવે કાશીદાસનો અમલ ચાલ્યો વીરના વીર પાકે એ શાસ્ત્ર સિદ્ધ છે. પ્રયાગદાસ અને કાશીદાસ બે ભાઈઓ જુદા રહેતા હતા. દુર્ભાગ્યે આ બન્ને ભાઈમાં કુસુંપનું બીજ પડ્યું કાશીદાસ બહાદુર હોવાથી પ્રયાગદાસનો ભાગ પોતાની માતાની શીખામણથી બહાદુરીનો દુરૂપયોગ કરી બથાવી પડ્યા અને જુજ કંઈ આપ્યું. કાશીદાસે સારી નામના મેળવી હતી. કાશીદાસને ભવાનીદાસ નામના પુત્ર હતા તેમણે પણ પોતાના વડીલો મુજબ રાજ દરબારમાં સારૂં માન મેળવ્યું હતું. તેમને આશરે પંદરેક ગામ પળતાં હતાં. હાલમાં તેમના નામે ભવાનીપરૂ પેટલાદ પાસે છે તે તેમણે વસાવ્યું હતું હાલ હમવાનાપરૂ ઇંગ્રેજ સરકારના તાબામાં છે પણ તેમના વશંજોને વાંટા વગેરે પળે છે. ભવાનીદાસ બહાદુર, ગુણવંત, બાહોશ અને ઉદાર વૃતિના હતા. આ વખતે મોગલ વંશનો નાશ થયો હતો અને પેશ્વાની કારકીર્દિ અથડાવા લાગી હતી. ભવાનીદાસે પેટલાદ પ્રગણાની જમીનદારીનો વહીવટ પણ કર્યો હતો. ભવાનીદાસના પુત્ર વણારસીદાસ થયા. પેશ્વાનો ભગવો વાવટો નજીક આવતો સંભળાયો. મુગલાઈની પડતી પછી મોગલ સુબાઓ જેને જે હાથ આવ્યું તે બથાવી પડ્યા હતા. આ પેટલાદ પ્રગણું અમદાવાદ જીલ્લામાં ગણાતું હતું. વસોની ખંડણી ખંભાતના નવાબ મારફતે અમદાવાદ ભરાતી હતી. આ વખતે અમદાવાદમાં હામીદખાન નામે સુબો હતો અને દીલ્હીમાં અહમદ શાહ બાદશાહ મોગલવંશનો હતો. ઇ.સ. ૧૫૨૨માં વણારસીદાસ હામીદખાનને મળી ગયા અને સ્વતંત્ર કારભાર કરવા લાગ્યા એવામાં મહમદશાહના હુકમથી હામીદખાન બદલાયો અને તેની જગ્યાએ સરબુલદંખાન નીમાયો. ખટપટીમાણસો ખટપટનો ખ્યાલ તુરત સમજી જાય છે. સરબુલદખાનને હામીદ વચ્ચે લઢાઈ થઈ તેમાં હામીદ હાર્યો. સરબુલંદખાન સુઝાતખાનને સુબો નીમી દીલ્હી ગયો. રાજ્યનીતિ આ વખતે અંધેર હતી, અકબરની રાજ્ય નીતિનો પાયો મુળમાંથી ઉખડી ગયો હતો એમ કહીએ તો તે અયોગ્ય ન હતું. સુબાઓજ રાજા હતા. ઘડીમાં લુટ ને ઘડીમાં સલાહ ત્યાં શું પુછવું ? પાદશાહ ફક્ત પુતળા સમાન હતો. લાગ વગવાળા વહીવટ કરનારાઓ લાંચ વગેરે લઈ આથી ઊંચી ઇમારતોના ધણી થતા અને સામા સામી ટંટા પ્રસાદ કરાવવામાંજ રાજી હતા. પાદશાહને આંખોજ ન હતી. ફક્ત તીજોરી તરફ જોતો ને સુબાઓને મુલકગીરી કરવા દેતો. વધારે પૈસા આપનારની કુમકે પણ તે ચઢવા ચુકે તેમ નહતો.

એનું જ નામ મોગલાઇ, જે મોગલાઈ અકબરશાહના વખતે સર્વોત્તમ ગણાતી હતી તેજ મોગલાઈ આવી હીન દશામાં આવી પડી. હમેદ હાર્યો કે સુજાતમાં અમદાવાદ નીમાયો હેમદ કંથાજીને મળી ગયા કંથાજી તથા વણારસીદાસ બન્નેએ મળી હેમદની કુમકે અમદાવાદ પર ચઢાઈ કરી સજાત ખાનને ભાડુતી લડાઈમાં ઇ.સ. ૧૭૭૮માં હરાવ્યો સુજાતખાનને હાર્યો જાણી તેના નાનાભાઈ અભરામ પુલીએ અમદાવાદ પર ચઢાઈ કરી પણ વણારસીદાસ તથા કંથાજી જેવા બાહોશ લડવૈયા આગળ તેનું કંઈ ચાલ્યું નહિ આત્માભોગી વણારસીદાસ શરણે આવેલાની વ્હાર કરવામાં આત્મા બલીદાન આપવા તત્પર થવામાં પાછી પાની કરી નથી તેમનો આ ગુણ તેમના વંશજોમાં કંઈક ઝળહળતો નજરે આવે છે. તેમની શુરવીરતા લેઉઆ જ્ઞાતિના માનમાં વધારોજ કરે છે. તેમની શક્તિ કાળે કરી ગઈ પણ તેમના ગુણાનુવાદ અને ચરિત્ર વાંચી આમરૂં હૃદય આનંદમય બને છે હાલની અમારી શક્તિ ક્યાં, ? અમારાં શરીર ક્યાં અને તેમની આઠ આઠ મણનાં બખ્તરો ઉંચકી શકે તેવી શક્તિ ક્યાં ? અમારાં આ કોમળ ગાત્રો અને તમારી ખટપટોનો ક્યાં મુકાબલો થઈ શકે તેમ છે ? તેમના ઉદાર ગુણો સાથે અમારા હાલ તખ્ખલુસ વિચારો ક્યાં કેવી રીતે સમાનતા મેળવી શકે ? અહાહા ? તેમની રાજ ભક્તિના પરિણામની શુરવીરતાની કીર્તિની છાપનું શું વર્ણન થઈ શકે ? તેમના હથીયારો ઉંચકવાને પણ હાલ અમારાં શક્તિ નથી. વીર પુરુષ એક રાજાને યોગ્ય ગુણ ધારી હેમદની કુમુકે ચઢ્યો તો અત્યારે કોઈ જ્ઞાતિ વીર પુરુષ જ્ઞાતિની પડતી સ્થિતિ માટે તૈયાર થાય તેવો છે ? હાલમાં ફક્ત પોતાની જ્ઞાતિ બન્ધુની કુમકે વણારસીએ ચઢવામાં પાછું પગલું ભર્યું હતું તો તમો તમારા જ્ઞાતિ બંધુની ખાતર કેટલા ધક્કા ખાશો ? કેટલીવાર કચેરીમાં જશો ? કેટલીવાર વકીલાત વીના બદલે કરશો ? કેટલા પૈસા તમારા દયાજનક બન્ધુઓને આપશો ? કેટલા પૈસા તમારી જ્ઞાતિના હિત માટે ખરચશો ? બોલો ? કંઈ જ નહિ, ખુણે બેસી વાતો કરવાનીજ મઝા કોણ ગુમાવે ? તમારા જ્ઞાતિ જનોને આશ્રય મળે વિધવાઓને પોષણ મળે દેવામાં ગરીબ કુટુંબોને આશ્રય દાતા થઈ પડે, સારાં શુભ કાર્યો બને એવું કંઈ પણ સ્તુત્ય કૃત્ય તમો કરવા તૈયાર - થશો કે ? હા. હા, ? શું થવાનું જ્ઞાતિ બન્ધુઓનું દુઃખ દેખી ઘરમાં પેસવાનું જ કે કંઈ બીજું ! ગરીબને સૂકો રોટલો એ ન મળે તેની અમોને શી પંચાત, જેનાં કર્યાં જે ભોગવે, જ્ઞાતિનો તેમાં શું થયું ? દેવું કર્યું ત્યારે ક્યાં પુછવા આવ્યો હતો, લાડવા કર્યા ત્યારે કંઈ પુછવા આવ્યો હતો ? એ તો કુટાએજ પાર, ઠીક બન્ધુઓ જેમ ધ્યાનમાં આવે તેમ કહો.

હેમદે પોતાની સુબાગીરીના અમલમાં વણારસીદાસને કેટલાક ઇલકાબો આપ્યા હતા અને કેટલી દોલત આપી હતી ? તોપણ પરજ્ઞાતિલાની દાઝ તેમના હૃદયમાંથી ખસી નહોતી અને દુઃખની વખતે જેના તાબામાં પોતે હતા તેને સહાય કરવા વણારસીદાસ ચુક્યા નહતા. શુરવીર પુરુષ ધન્ય છે ! સગાં સહોદર સર્વ મળે છે પણ માથું આપનાર મિત્ર ક્યાં છે ? વણારસીદાસ ! તમારી વીચક્ષણતા, તમારી શૌર્યતા વગેરે પાટીદાર સમસ્તને ઓછી માનનીય નથીજ. નવા જમાનામાં તો તે

સર્વના ખ્યાલજ કરવાના છે. કેળવણી અને કાયદાઓની મગજમારી કરી ઘરમાંજ બહાદુરી જણાવવાની છે. એક બીજાની ખોદણી કરવામાંજ જાણે શુરાતન સમાયલું છે, શુરાતનના સણણ નાદ કાને સાંભળતાં ફક્ત હૃદયનેજ ઉછાળવાનું છે. જમાનો બદલાઈ ગયો છે. અહાહા આજથી સો વર્ષપર કેવા શુરવીર પુરૂષો થઈ ગયાં છે કે જેની કીર્તિ આજે આપણે ભાટ લોકોના મુખથી સાંભળીએ છીએ.

હાલના જેવા લેખકોની તે સમયે ખોટ હોવાને લીધે આપણા પૂર્વજો કે જે ખરા વીર પુરુષ તરીકે આ દુનિયામાં કામ કરી ગયાં છે તેમના ચરિત્રોનો સંગ્રહ થયેલો નથી પણ સુભાગ્યે તે સમયના ઈતિહાસકાર ભાટ લોકોથી હજી આપણને કંઈ કંઈ હકીકત મળી જાય છે.

આ વખતે હેમદે અભરામકુલીને હરાવ્યો જેથી અભરામનો ભાઈ રૂસ્તમ કે જે સુરતનો સૂબો હતો તેણે હેમદને હરાવવાની પ્રતિજ્ઞા કરી. જેથી હેમદે પિલાજીરાવની મદદ મેળવવાનું ધાર્યું; તેમાં પિલાજીરાવ તરફ વણારસીના પુત્ર બાજીભાઈ પાદરાના દલા પટેલ અને વલાસણના એક બારોટને મોકલવામાં આવ્યા. પિલાજીરાવને રૂસ્તમ તરફથી પણ સંદેશો આવ્યો હતો. મરાઠા સરદારની યુક્તિને કોણ પહોંચે એમ હતું ? પિલાજીરાવે રૂસ્તમનો પણ અનાદર કર્યો નહિ. પિલાજીરાવ સંકેત પ્રમાણે રૂસ્તમને સુરત મુકામે મળી હેમદ સામે ચાલી નીકળ્યા. ભોળા દિલના રૂસ્તમને પિલાજીરાવની પ્રપંચ યુક્તિની ખબર પડી નહિ. પિલાજીરાવે પોતાના એક સરદાર કંથાજીને બોલાવી હેમદ તરફ ગુપ્તપણે મોકલ્યો હતો. આ બાજુ હેમદ તૈયાર થયો હતો અને મદદમાં કંથાજી, બાજીભાઈ, વણારસીદાસ વગેરે શૂરવીરો હતા જ. હેમદે પણ અમદાવાદ છોડી સામે જવાનો વિચાર કર્યો. રૂસ્તમ અડાસ તરફ વળ્યો. ફાજલપુર આગળ ભેટો થતાં હેમદ સામે યુદ્ધ થયું. રૂસ્તમની તોપો આગળ હેમદ નાહિંમત થઈ ગયો અને હારવાનાં સ્પષ્ટ ચિહ્ન જણાવા લાગ્યાં પણ શૂરા જમીનદારોએ તેને હિંમત આપી ટકાવી રાખ્યો. પિલાજીરાવ રૂસ્તમ તરફ પ્રપંચથી રહ્યો હતો તેણે રૂસ્તમને ખોટી સલાહ આપી ભૂલ ખવડાવી કેટલીક તોપો પાછળ લઈ ગયો અને તની જ તોપોથી તેનો નાશ કર્યો. હવે રૂસ્તમને નાસવું પડ્યું જેથી હેમદ વણારસીએ તેનો કેડો પકડ્યો. તે વસો તરફ ગયો, આ વખતે વસોમાં વણારસીના બીજા પુત્ર વેણીભાઈ હતા. બાજીભાઈ રૂસ્તમજી પછવાડે આવતા હતા જેથી વેણીભાઈએ તમામ કૂવા પુરાવી દીધા, જેના પરિણામે રૂસ્તમને અન્નપાણીની પુષ્કળ વિટંબના સહન કરવી પડી. જ્યારે એકપણ દિશા સૂઝતી નથી ત્યારે માણસ પોતાની જીવનદોરી તોડવાના વિચાર પર આવે છે. પ્રખ્યાત થયેલા તથા બહાદુર રૂસ્તમને શત્રુના હાથે મરવા કરતાં આત્મભોગ જ ઉત્તમ લાગ્યો જેથી તેણે યા અલ્લાહનો પોકાર કરી અમૂલ્ય આત્માને પેગંબરની હજુરમાં દાખલ કરી દીધો. વસોમાં તેની અદ્યાપિ કબર છે, જે બજાર આગળ રામવાડીના પાછળના ભાગમાં છે. પોતાના મામાના આત્મભોગથી નિરાશ થયેલો નવરંગ રૂસ્તમનો ભાણેજ હતો. તેણે સુરત જઈ મામીને માઠા સમાચાર

જણાવ્યા. સ્વામીના મરણ સમાચાર સાંભળી રૂસ્તમની સ્ત્રીએ ભાણેજને ઠપકો આપતાં કહ્યું કે, **"નવરંગ તોબી એકરંગ પણ ન દીપાયા લેકિન ક્યા મુંહ લેકે આયા"** -મામીનાં આ તીવ્ર વચનોથી શૂરવીર બનેલો નવરંગ એકદમ ક્રોધિત થઈ પાછો ફર્યો પણ શત્રુનું અપાર બળ જોઈ નિરાશ થયો અને પોતે પોતાના મામાના પેગંબરપૂરમાં આત્મઘાત કરી પહોંચ્યો. વસો નજીકમાં પલાણે ગામ જતાં નવરંગની કબર આવે છે. આ મામા ભાણેજ અત્યારે પણ વણારસીદાસને યાદ કરાવે છે. વેણીશાના કૃત્યથી કંટાળી રૂસ્તમે મરતી વખતે **"તારો નિર્વંશ જશે"** એવો શ્રાપ આપ્યો હતો.

રૂસ્તમ મરાયો – હેમદની જીત થઈ એટલે કંથાજી પિલાજીરાવ કેટલીક શરતો કરી સોનગઢ તરફ ગયા. ત્યાર બાદ કંથાજી ને પિલાજીરાવ વચ્ચે અણબનાવ થયો એટલામાં દિલ્હીથી સરબુલંદખાને આવી અમદાવાદ લીધું. ખંભાતનો નવાબ રૂસ્તમનો સગો થતો હતો તેથી તેને મરાઠા પર વેર હતું જ. વણારસીદાસે નરવા વહીવટ બંધ પાડ્યો તેથી વણારસીદાસ પર તો વેર હતું જ ને રૂસ્તમ મરાયો. તેથી ઝેરમાં ઝેર ઉમેરાયું – કુસંપનું બીજ ભારતનું ભોક્તા થઈ પડ્યું, બળિયાના બહુ સગા. પિલાજીરાવનું જોર તે વખતે વધારે હતું. જેથી વણારસીદાસ પિલાજીરાવના પક્ષમાં ગયા. કંથાજી નવાબ સાથે મળી ગયા. નવાબ સાથે વિરસદના નરસીદાસ પણ મળી ગયા હતા. કંથાજીએ વણારસીદાસને પ્રગણા વહીવટમાં પકડ્યા અને રનાળીઆ મુકામે ૨૭ માસ કેદ રાખ્યા હતા. આ વખતે પેશ્વાની ગાદી પર બાજીરાવ પેશ્વા હતા. પિલાજીરાવ તો એક ટુકડીના સરદાર હતા. તે બાજીરાવ પેશ્વાના ભાઈ ચીમનાજી આપા દ્વારકાની જાત્રાએ જતા હતા ત્યારે તેમના ઘાસદાણાની વણારસીદાસે સારી મદદ કરી હતી. જેથી વણારસીદાસે ચીમનાજીને સર્વ હકીકત કહી. તેના પરિણામે ચીમનાજીએ કંથાજીને હરાવ્યો, ખંભાત લૂટ્યું અને વિરસદને ઘેરો ઘાલ્યો. ઈ.સ. ૧૭૮૪ના વિરસદના ઘેરામાં નરસીદાસ મરાયા. પાટીદાર ભાઈઓની ઝેરીલી ખટપટ તે વખત પણ હશે એમ લાગે છે. **ભાઈ ભાઈનું ભૂંડું કરે, સામાનું સારું જોઈ ઈર્ષાવાન બને, આપે નહિ તો ઢોળી દે** વગેરે સ્વભાવ આપણી જ્ઞાતિમાં ઘણાં લાંબાં કાળથી છે જેનાં બીજ અત્યારે વૃક્ષરૂપ બન્યાં છે. નિસ્વાર્થતા, એક્સંપ વગેરે જ્ઞાતિબંધુઓમાં તે વખતમાં પણ નહિ હોય તેમ સ્પષ્ટ જણાય છે. ચીમનાજીએ આગળ જઈ ધોળકા લૂંટ્યું, નરસીદાસ ગત થયા – ત્યાર બાદ પિલાજીરાવની મહેરબાનીથી વણારસીદાસે પેટલાદ પ્રગણાનો વહીવટ ચલાવ્યો અને અમીરનો ઈલ્કાબ મેળવ્યો. ખંભાતનો નવાબ રૂસ્તમના મરણથી ખંભાત લૂંટાવાથી અને પિલાજીરાવના પક્ષથી વણારસીદાસ તરફ કરડી નજરે જોવા લાગ્યો પણ મોટાની ઓથ આગળ શું કરે ? ખંભાતના નવાબે વણારસીદાસને પજવવામાં બાકી રાખી નથી. વાંક કાઢવો એમાં શું મોટી વાત છે ? વરુ ને ઘેટાના સંવાદની માફક તેં નહિ તો તારા બાપે અને તેણે નહિ તો તેના બાપે ગાળ દીધી એ ન્યાયે અનેક જૂઠા આરોપ વણારસીદાસ પર મૂક્યા હતા અને સંવત ૧૭૯૯માં રૂ. ૬૦,૦૦૦ દંડ લીધો હતો. આવી અનેક

મહાન હરકતો વટાવી તેમણે પોતાની કારકિર્દી ચલાવી છે.

ખરેખર શૂરવીર પુરુષ તારી કીર્તિ અમર રહેલી છે, તેનું વારંવાર પાન જ કરીશું. અમારાં શારીરિક બળથી, નવા જમાનાની બાળલગ્ન તથા વિષયોની વૃદ્ધિ પામેલી વૃત્તિઓથી કંઈપણ થવાનું નથી. વિચારમાં જ ગોથાં ખાઈશું. શૂરવીર થઈશું તો પણ તે મનમાં પરણ્યા અને મનમાં રાંડ્યા જેવા જ. આવી અક્ષય કીર્તિવાળા વણારસીદાસ આ પંચતત્ત્વ દેહને તજી સંવત ૧૮૦૩માં સ્વર્ગવાસી થયા. આ વીર પુરુષની જોઈએ તેટલી પૂર્ણ હકીકત મળી શકતી નથી તો પણ જે હકીકત સાંભળવામાં આવે છે તે આ ક્ષુદ્ર કલમથી વર્ણવી શકાય તેમ નથી. તેમનાં શ્રેયસ્કર કાર્યો જ પળે પળે તેમનું સ્મરણ કરાવે છે. શું તે પ્રભુએ જ્ઞાતિબંધુઓનું બળ હરી લીધું છે ? તે શૂરવીરની લઢાઈઓ તો ગઈ, બરછી ભાલાના માર ગયા ને કજિયા-ટંટા, ફરિયાદો, કોર્ટોના કેસો તથા ગાળાગાળીની લડાઈઓ હવે તો રહી છે. પ્રભુ ! પ્રભુ ! આવા જ્ઞાતિબંધુઓ અને શૂરવીર રત્નો અમને વારંવાર ક્યાં મળશે ! પરમાત્માનો તો આશીર્વાદ જ છે કે તમો જેવું ધારશો, જેવા વિચાર બાંધશો તેવું યથાર્થ તમને મળશે.

વણારસીદાસ પછી તેમના વારસ પુત્રો વેણીભાઈ અને બાજીભાઈ પિતાનો વારસો સંપાદન કરે તેવા જ હતા. રત્નમાંથી રત્ન જ પાકે, બહાદુર વીર્યથી બહાદુર પુરુષો જ ઉત્પન્ન થાય. પિતાની ઉત્તર ક્રિયાથી પરવારી વેણીભાઈએ પોતાના પિતાનો વહીવટ હાથમાં લીધો. વણારસીદાસને બીજા ભાઈ વિઠ્ઠલદાસ નામે હતા પણ તેમને પ્રજા ન હતી. તે સ્વર્ગવાસી થયા ત્યારે તેમની પત્નીને વેણીભાઈ તથા બાજીભાઈએ પોષણાર્થે કેટલીક જમીન આપી હતી. વિઠ્ઠલદાસની પત્નીનું નામ દાનબાઈ હતું. દાનબાઈએ વેણીભાઈ તથા બાજીભાઈની સંમતિથી સામળદાસ નામના અસલાલીના પોતાના એક સગાને દત્તક લીધા હતા. વસોમાં હાલ જે દાનેશ્વર મહાદેવનું દેવળ છે તે તથા સીરોલડા વચ્ચે એક કૂવો તથા ચોતરો આવે છે તે આ દાનબાઈએ બંધાવેલો છે. સામળદાસ જાતે ઉઠાવગીર હોઈ ભાટ લોકોના નાદથી પોતાની મોટી મિલકતનો ગેરઉપયોગ કર્યો હતો. તેમના વંશજો હાલ વસોમાં વસેલા છે.

રૂસ્તમની લઢાઈમાં જીત મેળવતાં બાજીભાઈને બહાદુરનો ઇલ્કાબ મળ્યો હતો અને બીજો ઇલ્કાબ પણ હતો. લોકો તેમને વેણીશાહ અને બાજીશાહને નામે ઓળખતા હતા. બાજીશાહ રૂસ્તમની લઢાઈ પછી અન્ય લઢાઈમાં જોડાયા હોવાનું જણાતું નથી. ઘણું કરીને અમદાવાદ કારભારી તરીકે રહ્યા હતા. અને ઈ.સ. ૧૮૦૯માં સ્વર્ગસ્થ થયા હતા. તેમને દાદાભાઈ નામનો એક છોકરો હતો. વેણીશાહ અને બાજીશાહ આ બન્ને ભાઈઓએ વસો નજીક પરાં વસાવેલાં છે, જેને અદ્યાપિ વેણીપરું અને બાજીપરું નામે ઓળખવામાં આવે છે. પરાંની ઊપજનો ઉપભોગ તેઓ જ કરતા હતા. પાછળથી તેમના વંશજો ઉપભોગ કરતા હતા. લક્ષ્મી કોની પાસેથી ચળે નહિ ? તેમના બાપદાદાનાં વસાવેલાં પરાં છેવટે સરકારના વહીવટમાં ગયાં. કેટલીક જમીન તેમના વંશજોને હાલ મળે છે પણ તે પહેલાં જેટલી નહિ જ. પરાંની ઊપજ આશરે

છ હજારની છે. વેણીશાહ એકલા પડ્યા ! રૂસ્તમના છેવટના શાપના પરિણામે વેણીશાહને પુત્રપ્રાપ્તિ થઈ જ નહિ. વેણીભાઈ અને બાજીભાઈનો જન્મ કઈ સાલમાં થયો તે બરાબર જણાયું નથી. હવે વેણીશાહ એકલા પડવાથી અને લઢાઈઓના પ્રસંગ પોતાને જ સહન કરવાના હોવાથી તેમજ રાજ્યની અવ્યવસ્થિત સ્થિતિને લીધે વેણીશાહને લશ્કર રાખવું પડતું હતું. તેમને માલવાડા નામનું ગામ મળ્યું હતું; ત્યાં જ તેઓ પોતાની છાવણી રાખતા હતા. ગાયકવાડ સરકારને હરકત કરવાના ઇરાદાથી ખંભાતના નવાબ મીરજાફર અને ગુલાબરાય માલવાડા પર હુમલો કરતા હતા; પણ વીર પુરુષની વીરતા તેમાં તેમને ફાવવા દેતી ન હતી. વેણીશાહે પોતાની હકીકત દામાજીરાવ ગાયકવાડને જણાવી આજ્ઞા લઈ ખંભાત પર ચઢાઈ કરીને ખંભાત ઘેર્યું. કેટલાક માસ ઘેરો રચ્યો પણ કપટી નવાબે તેમને સલાહ કરવાને બહાને દરબારમાં બોલાવી કપટથી કેદ કરી ઈ.સ. ૧૮૧૫માં જીવ લીધો. આ પ્રસંગે તેમના દત્તક પુત્ર જેસંગભાઈએ તેમનાં ભગિની અને પત્નીને ઘણા સમજાવ્યા હતા પણ ટુટીની બુટ્ટી શું ? એ કહેવત અનુસાર બન્યું. આ વખતનાં વચનો વેણીભાઈનો રાસડો એ નામથી ઓળખાય છે. આ રાસડો મારા ધારવા મુજબ વ્રજભાષામાં લખાયેલો છે. પ્રભુ ! પ્રભુ ! શૂરવીર પુરુષોની જ્ઞાતિમાં ખોટ પડતી ગઈ. આહા ! પ્રભુ, તેજ વીર્ય ક્યારે પ્રકાશે અને ક્યારે તેવા પુરુષો અમારી જ્ઞાતિમાં પ્રકટ થશે ? અરે કપટ તેં જ સપટ બેસાડી દીધું છે. પણ તારો શો દોષ ? બનવાકાળને કોણ મિથ્યા કરે તેમ છે. એ શબ્દોથી સંતોષ માનવા સિવાય અન્ય ઉપાય નથી. હવે તો તેમનું સ્મરણ તેમની કીર્તિથી ચણાયેલો કોટ જ કરાવે છે. ખરેખર, વ્રજભાષાનો કવીશ્વર વેણીશાહ ગયો ! તેમનો 'સાહિત્યસિંધુ' ગ્રંથ જ તેમની ઉત્તમ કવિત્વશક્તિની સાક્ષી આપે છે. વેણીશાહ વ્રજભાષાના શોખીન અને ઉત્તમ કવિતા બનાવનાર હતા. તેમણે રચેલો ભારે સમૂહ વડોદરાના લલ્લુ બહાદર (મંગળજી પારેખવાળા) ઉતારો કરવાને ગાડામાં ભરી લઈ ગયા હતા; પણ પછીથી તે પરત મળ્યો નહિ; તેમ બહાદરને ત્યાં પણ વ્યવસ્થિત રહ્યો નહિ. તે પોતે ઘણા ઉદાર હતા. ને તેમણે ભાટચારણોને લાખોની સંખ્યાથી દાન આપ્યું હતું. ગુજરાતના રાજકીય પ્રકરણમાં પાટીદારોએ આગળ પડતો ભાગ ભજવ્યો છે. અને તેના પુરાવા માટે દેસાઈ, અમીનોનો મોટો વર્ગ મોજૂદ છે. નડિયાદથી પાંચ ગાઉ પર આવેલું પાટીદારોનું પ્રગતિશીલ ગામ વસો વસાવનાર વાછા પટેલની ચોથી પેઢીએ અજુ નામના મહાન પુરુષનો જન્મ થયો હતો. 'અજુ અકબરને અજાઈએ તિનોહરી સરખી સજાઈ' આ ઉપરથી તેનો કાળ સોળમા સૈકાના ઉત્તરાર્ધનો નિરાધારી શકાય. અજુના પિતા રામજીએ હૂમાયુની મહેમાનગીરી કરી હતી. હૂમાયુ ચાંપાનેર આવ્યો ત્યારે તેની ઘણી સારી મહેમાનગીરી કરી હતી. તેથી બંને વચ્ચે મૈત્રી બંધાઈ હતી. અજુની ત્રીજી પેઢીએ વણારસીભાઈ થયા. તેમના પુત્રો તે શૂરવીર બાજુભાઈ અને કવિ વેણીભાઈ હતા. આ બંને પુત્રો પરાક્રમી અને ઉદારતા માટે એટલા બધા જાણીતા હતા કે ભવૈયાઓ ભવાઈ શરૂ કરતાં વેણીશા, બાજુશાની જય બોલવતા.

વડોદરાના પિલાજીરાવ ગાયકવાડને અમદાવાદના સૂબા હામીદખાને અને સુરતના સૂબા રૂસ્તમ સાથેની લડાઈમાં મદદ કરી.

વેણીના જન્મ વિશે માહિતી પ્રાપ્ત થતી નથી. પણ તેનું મૃત્યુ સંવત ૧૯૧૫માં રાજદ્વારી ખટપટોને કારણે અકાળે થયું હતું. ગાયકવાડ સરકારને હરકત કરવાના ઇરાદાથી ખંભાતનો નવાબ મિરઝાફર મારવાડ પર હુમલો લાવ્યો. આ ગામ વેણીભાઈને મળતું હતું, તેથી તેમણે આ વાત દામાજી ગાયકવાડને જણાવી, અને ખંભાત ઉપર ચઢાઈ લઈ ગયા. કેટલાક મહિના ઘેરો રહ્યા પછી એક દિવસ ગુલાબરાય નામના નવાબના નાગર કાયસ્થાનીએ વેણીભાઈને કપટ કરી સલાહને નિમિત્તે દરબારમાં બોલાવ્યા અને ત્યાં તેમનું ખૂન કરવામાં આવ્યું. રૂસ્તમે લડાઈ વખતે વેણીભાઈને નિઃસંતાન રહેવાનો શાપ આપ્યો હતો અને થયું પણ તેમ જ. એમણે જેસંગભાઈને દત્તક લીધા હતા. તેમના વંસજો આજે પણ વસોમાં છે.

વેણીભાઈએ પોતાની જ્ઞાતિમાં કેટલાક સુધારા દાખલ કર્યા હતા. લગ્નવિધિ, મૃત્યુ પછીના આચાર, અને બીજા પણ કેટલાક વહેવારો સમયાનુસાર બંધારણ કરવા ઉપરાંત નરવાનું ધોરણ, જમાબંધીની આંકણી, વસૂલ લેવાની પદ્ધતિ વગેરે બતાવ્યા હતા. આ બધા કરતાં તેમની કીર્તિ અમર રહી છે તે તેમણે સાહિત્યભંડારમાં 'બેની સાહિત્યસિંધુ' નામનો વ્રજ ભાષામાં લખાયેલ ગ્રંથને આભારી છે. સાહિત્ય સિંધુના એકંદરે છવ્વીસ તરંગ છે. તેમાંના ૧૯૧૦માં છગનલાલે ગુજરાતી દિવાળી અંકમાં પ્રગટ કર્યું હતું.

સાહિત્યસિંધુના એકંદરે ૧૦,૦૦૦ શ્લોક છે. એનો મોટો ભાગ નવરસના નિરૂપણ વિશે છે. રસ નિરૂપણ સિવાય અન્યોક્તિના એકસો અને સાડી પંચાવન શ્લોકો પણ તેમાં છે. કવિ પોતાની ઓળખાણ આપતાં આ ગ્રંથમાં લખે છેઃ

**સરસ સાહિ દિલ્લેસ, સરસ સુબો ગુજ્જર જાનું,**
**હવેલી સિરકાર, સરલ જાનો સહબી તનુ.**
**સરસ મહાલ પેટલાદ, જાતિ સબહિ જગજાને,**
**સરસ વસો સંસારમાં, વસો દ્વાર જગત બળાને**
**સરસ વસો સંસારમાં, વસો દ્વાર માતા જિહાઁ**
**અજુઅ વંશ લોહો લેઉવો, બેની વાસાં દો તિહાઁ.**

આ પ્રમાણે આ ગ્રંથના રચનાર વેણીભાઈનું નામ સ્પષ્ટપણે જોવામાં આવે છે. તેમના મૃત્યુ પછી અધૂરી રહેલી રચના તેમના પત્નીએ પૂરી કરાવી હતી. વળી તેમને જ્ઞાતિ સુધારણાની અથાગ કાળજી હતી. સમગ્ર જ્ઞાતિબન્ધુઓ ઉપર તેમણે અનહદ ઉપકારો કર્યા છે. કોઈને દુઃખી જોઈ શકવાને તેમનું હૃદય શક્તિમાન ન હતું. તેમજ કદર બુજવામાં પણ પાછા પડતા ન હતા. વેણી શાહે લગ્નવિધિ, મૃત્યુ બાદના આચાર અને અન્ય વહેવારોનું સમય પ્રમાણે સમયને અનુસરીને બંધારણ બાંધ્યું હતું. જ્ઞાતિમેળાવડા કરી વખતોવખત યોગ્ય ફેરફાર કરાવવાને તેઓ ચૂક્યા નથી. આ

સિવાય નરવાનું ધોરણ, જમાબંદીની આંકણી વગેરે, વસૂલ લેવાની પદ્ધતિ, હિસાબ રાખવાની પદ્ધતિ વગેરે બતાવી તેમણે અનહદ ઉપકાર કર્યા છે. અહા ! સમય કેવો બદલાઈ ગયો છે ? ક્યાં વેણીશાહ જેવો વીર પુરુષ અને ઉત્તમ સ્થિતિનો માણસ અને ક્યાં આજના અમારા નોકરિયાત જ્ઞાતિબન્ધુઓ ? વેણીશાહ એક રંકમાં રંક જ્ઞાતિબંધુ સાથે હસીને ચાલતા ત્યારે અમારા હાલના કેટલાક નોકરીના ગુમાનમાં ગરકી ગયેલા જ્ઞાતિબંધુઓ જ્ઞાતિબન્ધુને જ ગરદન મારવા તૈયાર થાય છે અને જ્ઞાતિબંધુ સાથે જ વાત કરતાં પોઝિશનને ધક્કો પહોંચ્યો સમજે છે. આ અમારા ઊજળા કોટ-પાટલૂનનો જો પ્રતાપ હોય તો તેને સાત ગજથી નમસ્કાર જ સારા. હવે તો ધોળાં કડક કપડાં પહેરીએ, કોટ પાટલૂનના દાસ બનીએ તો વળી કોઈ બોલાવે ! શું આ ઉન્નતિનાં બીજ છે કે ? એક મિટીંગ મળે, પરિષદ ભરાય કે પંચ મળે તો તેમાં પોબાર કોના ? જે ઊજળાં ફટક થઈ ફરતા હોય તેના ? કહો સાહેબ, પંચ મળ્યું તેમાં પાંચ ગરીબ હાલતના પણ બુદ્ધિશાળી માણસોને પૂછો છો કે ? ભાઈ, શું ખામી છે ? મોટાં મોટાં લેક્ચરો આપીએ તેમાં શું વળે ?

વેણીશાહે જેસંગભાઈને દત્તક લીધા હતા. બાજીશાહના પુત્ર દાદાભાઈ અને જેસંગભાઈ વચ્ચે કુસંપે પગપેસારો કર્યો જેથી અનેક ટંટા થવા લાગ્યા. પણ ઈશ્વરઇચ્છા આગળ કોણ સમર્થ છે ? જેનું જે હતું તેને તે જ મળ્યું. ઘણી લઢાઈઓ અને ઝઘડા થયા પણ સામસામી સરખી ખટપટ હોવાથી કંઈ વળ્યું નહિ. જેસંગભાઈ પછી જોરાભાઈ ને જોરાભાઈના દીકરા રણછોડભાઈ થયા. જેના વંશજો હાલમાં વસોના અમીન તરીકે ઓળખાય છે. દાદાભાઈના વંશજો પણ આજે મનોરભાઈ વાળાના નામે પ્રસિદ્ધ છે. હવે આપણે છેવટે પરમ કૃપાળુ પ્રત્યે પ્રાર્થના કરીશું કે અમારી જ્ઞાતિમાં તેવાં વીરરત્નોને જન્મ આપ.

## નડિયાદ

નડિયાદના બાપુજી દેશાઈએ પેશ્વા સરકારનું કારભારું કીધું અને પાલખીનશીન થયા. એ પાલખી હજી પણ તેમના વંશજો પાસે જોવામાં આવે છે. બાપુજી દેશાઈ પુનેથી પાલખીમાં બેસી નડિયાદ આવતાં વડોદરાના ગાયકવાડ સરકાર મહારાજની હવેલી આગળ થઈને છડી પોકરાવતા આવતા હતા તેથી તે વખતના ગાયકવાડ મહારાજ પોતાના ખાનગી મંડલમાં કહેતા કે "એક બાપુજી દેશાઈની પાલખીનો ગોદો મ્હારી છાતીમાં વાગે છે." તાત્પર્ય કે તે વખતમાં ગુજરાતમાં ગાયકવાડની સાથે હરીફાઈ કરી શકે એવા ફક્ત બાપુજી દેશાઈ જ હતા. તેમણે બંધાવેલો શેઢી નદીનો પુલ પ્રસિદ્ધ છે.

## કરમસદ

કરમસદના પાટીદારોએ કોઈ વખત સરકારી નોકરી કબૂલ કરી નથી; પરંતુ સ્વતંત્ર રહીને તેમણે અચ્છું જોર માર્યું હતું. બાહુબળ એ જ તેમની જબરી સત્તા હતી. પાટીદારોની બહાદુરીના ઈતિહાસમાં આ ગામની તવારીખ પણ જાણવા જેવી

છે. પેશ્વાના સૂબાઓને તેઓ ગાંઠતા નહિ. ત્યાંના માધવદાસ બાપા દિલ્હી ગયા હતા અને ત્યાં પાદશાહે તેમનું સન્માન કર્યું હતું. ગરાસિયાને હાંકી કાઢી તેમણે ગામ કબજે કર્યું. ગરાસિયાને તેમનાં સગાંવહાલાં કે મદદગાર ઠાકોરો જોડે લઢવાને તેમણે પાણીદાર સિપાઈ રાખ્યા હતા. અહીંના પાટીદારોના પૂર્વજ અહીબ પટેલ પણ પ્રસિદ્ધ છે. પાટીદારનું મહત્ત્વ વધારવામાં સૌથી પહેલો નંબર તો વીરસદના મહાન વસનદાસ બાપાનો છે. દિલ્હીના પાદશાહે વસનદાસ બાપાને હાથી, ઈનામી ગામો અને તોપો ઈત્યાદિ બક્ષ્યાં; જેમાંની એક તોપ હાલ પણ જોવામાં આવે છે. એમના પ્રતાપથી કણબી પાટીદાર બન્યા. એનો વિવાદ છે; તે વસનદાસ બાપા સોજીત્રા પાસે પીપળાવના રહીશ હતા અને પછીથી તે વીરસદમાં વસેલા. પાદશાહી વખતમાં જમીનો પડતર રહેતી તથા જે ખેડાતી તેનું મહેસુલ પણ લોક બરાબર ભરતા નહિ. તેથી વસનદાસ બાપા કે જે તે વખતે રાજનું માન પામેલા હતા તેમણે પટા કરાવી જમીનની પાટી (કકડા અથવા ગામોના ભાગ) ઉધડ રકમો ભરવાની જોખમથી રાખી અને તે ખેડી-ખેડાવી નફો-નુકસાન પોતે ભોગવવાનો રિવાજ રાખ્યો. ત્યારથી પાટીદાર નામ પડેલું જણાય છે.

## પાદરા

પાદરાના દલાશાહ પટેલે પિલાજી ગાયકવાડને બાબીને કઢાવી વડોદરાની ગાદી આપવામાં મદદ કીધી તેમજ પાવાવાળા પતઈને રાજ આપવામાં પોતાની ૮ મલક એદાન નામની તોપ લઈ મદદે ચઢ્યો. આ તોપ હાલ સોનગઢના કિલ્લામાં ઉલ્લેખ સાથે નીરખવામાં આવે છે. 'ઉપર અલ્લા ને નીચે દલ્લા' એ કહેવત પ્રસિદ્ધ છે. વળી દલાશાહ દિગ્પાળ પણ કહેવાય છે.

## લેઉવા પાટીદારની ઉત્પત્તિ

સિદ્ધરાજ ગાદી બેઠો સંવત ૧૦૯૪–૧૧૪૩

કરણ ૧૨૭૯–૧૩૦૪

પાટણના સિદ્ધરાજ જયસિંહે પૃથ્વી ફળદ્રુપ કરવાને અર્થે લવના વંશના લઉવા જેઓ ગંગા અને યમુના નદીના ફળદ્રુપ પ્રદેશમાં એટલે અંતરવેદીમાં વસતા હતા તેઓને ઘણા ખરચથી તથા પ્રયત્નથી ગુજરાતમાં પાટણવાડામાં સ્ત્રીપુરુષો સહિત ૧૧૬ વાસ પોતાને ગાદીએ બેઠાના અગિયારમા વર્ષમાં એટલે સંવત ૧૧૦૬માં લાવી વાસ્યા અને મહારાજાએ વિધિપૂર્વક લેઉવા કણબી ઇષ્ટી યજ્ઞ કરી સુવર્ણમય પુરુષનું પૂતળું ને સ્ત્રીનું રૂપાનું પૂતળું એ રીતના બનાવી અને તેનાં નામ ધરાવીને બ્રાહ્મણોને દાન કર્યાં. આ દાન કરવાનો હેતુ તેઓની વંશની વૃદ્ધિ અને આબાદી માટેનો હતો અને તે પણ પુણ્યદાનના પ્રભાવે અન્ય વર્ણો કરતાં આ વર્ણની વસ્તી ગણે દરજ્જે વધતી જાય છે. આ લોકોએ આવી પાટણની આસપાસની જમીનોમાં ખેતી કરવા માંડી જેથી જમીન બહુ ફળદ્રુપ થઈ અને ગુજરાત ઈશ્વરની વાડી અને લક્ષ્મીનું ધામ થયું. પછી કેટલેક કાળે તેઓના રહેઠાણનું મુખ્ય મથક અડાળજ અને તેની

આજુબાજુના પ્રદેશમાં થયું. તે સાથે વસ્તીનો વધારો તો ચાલતો જ રહ્યો. ત્યાર પછી સંવત ૧૨૧૨ની સાલે અડાળજ અને તેની આજુબાજુના પ્રદેશોમાંથી લેઉવા ફેલાયા. પછીથી જ્યારે કરણ વાઘેલાના વખતમાં અલાઉદ્દીન ખીલજીના સૂબા અલકતખાંએ આવીને પાટણનું રાજ્ય ભાંગ્યું અને પેટાનાં ખંડિયાં રાજ્ય સાબિત રહ્યાં, તે વેળા લેઉવાઓ રાજ્યના આશ્રયે આબાદી ભરેલા હતા. બાદ મુસલમાનોએ ગુજરાતની ગાદી અમદાવાદ સ્થાપી, અને ચાંપાનેર તૂટીને વસ્તીનું વસિયાણું ત્યાં થયું. તે વખત સુધી લેઉવા ખેતી કરતા. (આ ઠેકાણે સાલ મળતી નથી.) જેઓ અમદાવાદ શહેરના નિવાસી થયા, તેઓ રેશમ તથા કસબ વણવા વગેરેનો તથા બીજો શહેરી રોજગાર કરવા લાગ્યા અને જેઓ ખંભાતમાં વસ્યા, તે અકીકનો ધંધો કરવા લાગ્યા. બાકીના બહાર છૂટક છૂટક વસનારાઓ તેમજ અમદાવાદ અને ખંભાતના લેઉવાઓ ચાંપાનેર તૂટ્યાથી વેરાયેલા અને ચાંપાનેરના વસેલા તે અડાળજ અને તેની આજુબાજુના પ્રદેશોમાંથી વેરાયલા. હવે જે લોકો છૂટક છૂટક ગામડાંમાં વેરાયલા હતા, તેઓમાંના કોઈ કોઈએ ખેતી ને કોઈ કોઈ હથિયારો પકડી નાનાંમોટાં રજવાડાઓના આધારે ઘોડાં વગેરે રાખી ઘોડે ચઢવું અને લડવું એ વાતમાં પ્રવૃત્ત થયા અને સ્વરૂપ તથા શૂરાતન વધવા લાગ્યાં. તેનો દાખલો વડતાલ પાસે સેનયા ગામના રેંડા વિશે દુહો :

રેંડે પાખર રોળીયા જુજાલા ઝમકાર;
ધરા બંધી ધમધમે શેષ ન ઝીલે ભાર.
રેંડો બીજ મધંક મણી રાય લેઉવા કુલ રૂપ;
જેણે દીઠો તેણે વંદીઓ કોણ રાય કોણ ભૂપ.

રેંડાળની ચોથી પેઢીએ હરજી સેજાયો થયો, જે પૈસેટકે સુખી હતો. જેનું નાતજાતમાં માન અને સરકારમાં સન્માન હતું તેનો છપ્પો :

સંવત સોળ સત્તાવીશ પરમાણ માસ કારતક ભણીજે
તથા સાતમ શનિવાર ભલ સહ નક્ષત્ર ભણીજે
રીઝવીઓ રાજન ચંદ્રરાજ ધર ચવીઓ
ગામ દીઓ ધડવતી નુપુરી હસ્ત તણી ચીરજીઓ (અધૂરો)

બસેં બેતાળીશ ગામમાં ભાટને ચંદો કરી આપેલો તે વિષે સોરઠો :

સત બે બેતાળીશ દસતા સુત ઉદય થતે;
હરજી દીન દીયો વડ હથે સોજાયા લેઉવા સરે.

તે વેળા સોજીત્રામાં રાવળ શાખના રજપૂતોનું પાટ હતું; તેની નજદીકમાં પીપલાદ હરજી પટેલને મળ્યું, અને હરજી પટેલ પીપલાદ રહ્યા. તેમના વંશમાં ચોથા પુરુષ વસનદાસ વાઘજી થયા. આગળ કેટલાંક વર્ષોથી અમદાવાદની પાદશાહી તૂટી દિલ્હી તળે ગયલી, તેથી મીરજાં મરત કાપુલી બેગ અમદાવાદમાં આવ્યો, તે પેટલાદમાં વિશેષ રહેતો. તેણે વસનદાસને પેટલાદ પરગણું સોંપ્યું. પેટલાદ પરગણાની આબાદી વસનદાસે સારી રીતે કરી તે વિષે દુહો :

પૃથ્વી તો પડતર રહી તાણી ન શકે ચાસ;
મહેરબાન મીરજાં તણી વાસી વસનદાસ.

વસનદાસે ઘણે છેટેથી પ્રયત્ન કરી ખેડૂતો તથા કારીગરો તથા નવીન જાતનાં બીજ મંગાવ્યાં તથા કૂવાઓ કરી તાલુકો આબાદ કીધો. તેના બદલામાં સૂબાએ તેમને દિલ્હી લઈ જઈને સંવત ૧૭૪૦ની સાલે હાથી તથા ચોપદાર પાલખી વગેરે બાદશાહ પાસે ઇનાયત કરાવ્યું. વસનદાસના વખતમાં પેટલાદના વડનગરા નાગરો જમીનના માલિક હતા. તે લોકોએ તાલુકાની જમીનના ભાઈએ ભાગ પાડી બાર પાટીઓ વહેંચી લીધી. તે વખતમાં લેઉવા કણબીની વસ્તી ખરી આબાદી સાથે થયેલી, તે દરમિયાન વસનદાસે હરેક તતબીરથી સમજણ પાડીને અને તે લોકોને એટલે નાગરોને ખુશ કરીને જેવું ગામ તેટલી જમીન ચામડી (પશાયતાં) કાઢી નાંખી. પટલાઈનો હક્ક પોતાના જાતભાઈઓને અપાવ્યો. સંવત ૧૭૫૯ની સાલે વસનદાસે નાત મેળાવો કર્યો. જેથી સર્વ નાત ભાઈઓ એકઠા થયા અને ઠરાવ્યું કે આજથી કુંડીઆ અથવા કણબી એ નામ ન બોલવું. જેમ હવાલાનો ધણી તે હવાલદાર ને મામલનો ધણી તે મામલતદાર તેમ આપણે પાટીઓના ધણી પાટીદાર. તે વખતનો સુબો મીરજા મસ્ત હતો. જે કાપુલી બેગનો દીકરો હતો. વસનદાસ ગુજર્યા પછી તેના ભાઈ માધવદાસના દીકરા નરસિંહદાસ પુત્રને અભાવે તેમના વારસ થયા. ત્યાર પછી દિલ્હી ગયા, અને બાદશાહને અરજ કરી કે અમારા પિતાશ્રીના હાથીના સરપાવની સનંદ ગેરવલ્લે પડી છે માટે તે ફરી કરી આપો. તેથી પાદશાહે નવી સનંદ કરી આપી અને પાંચ ગામ ઇનામ આપ્યાં અને નવાબનો કિતાબ આપ્યો જેનો અસલ લેખ ફારસી તથા અરબીમાં તેમના વંશજો પાસે 'હાલ' મોજૂદ છે એ જ પ્રમાણે.

## ચરોતરના ઇજતદાર ગામ વિષે

વસોના લોકો ઘણા કાળથી સમયસૂચક અને ઊંચી વલણના તથા સરકાર દરબાર સન્માન પામેલા. તે તથા સઘળી નાત અમદાવાદના લેઉવા કણબીને કુલીન ગણતી, પણ અમદાવાદના લેઉવાઓના ચાલ ઘણા ખરાબ તથા કંટાળા ભરેલા જાણી, વસો માટે સંવત ૧૬૯૦માં વેણીશાહ બાજીશાહે નાત મેળાવો કર્યો તે વખતે સઘળાઓએ મળી અમદાવાદીઓની સાથેનો બેટાબેટીનો વ્યવહાર બંધ કર્યો અને અમદાવાદ નજીકના દશકોશી લેઉવાઓને લાયક જાણી, નવુંગામ, બારેબ, ચાનોડા, અસલાલી, મીરોલ, વહેલાળ વગેરે ઠેકાણે બેટાબેટી આપવા ઠરાવ્યું અને અમદાવાદીઓ નિષ્કુલીન થયા.

૧ ખેડુ ઘોડી ખાટલો નિશાળીઓ સરદાર,
સારા શોભે હોય જો પંડે પાટીદાર.

## નડિયાદ વિષે

નડિયાદ જેની અટક અલાય કહેવાય આગળ રામ અલાય ઘણી બુલંદીએ પહોંચેલો. તે આગળ ચઢીને પાયમાલ થઈ ગયા બાદ કાકરખાડીઆ વધ્યા અને તેની નજીકના અરસામાં દેશાઈઓની ચડતી થઈ. તેમાં શંકરદાસ તથા સોલઈદાસ

દેશાઈઓ પ્રસિદ્ધ છે તેમજ વસોમાં વેણી શાહ બાજીશાહ તથા રામદાસભાઈ તથા કિશોરદાસ તથા દેશાઈભાઈ એ પણ પ્રસિદ્ધ છે તેમજ સાનેલીનો મૂળ પુરુષ અજીતભાઈ ઉર્ફે અજાઈ પ્રસિદ્ધ છે. દેશાઈની પદવી અહમદશાહ પાદશાહના વખતમાં આ લોકોને મળી. ચરોતરમાં જ્યારે વસનદાસે નાતમેળો કર્યો અને નાગરની પાટીઓ તોડી ત્યારે પાટીઓ લેઉવાઓને તાબે ગઈ. આ નાતમેળા પ્રસંગે ઇજતદાર અને ઘાટવાળાં સાડાત્રણ, સાડાતેર અને એ વીશ માણસો મુકરર થયાં.

**સાડા ત્રણ**

| સોજીત્રા | વસો | નડિયાદ | સાવલી |
|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૦॥ |

**સાડાતેર**

| સોજીત્રા | વસો | નડિયાદ | સાવલી | વીરસદ | કરમસદ | ભાદરણ | પીઝ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૦॥ | ૧ | ૧ | ૧ | ૧ |

| ઓડ | ઉત્તરસંડા | તારાપુર | નાર | સુણાવ | ધર્મજ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |

## નાગરોને પાટી મૂકી દેવાનું કારણ

ગામ લોકો પાસે પૈસા ભરવા દીધા નહીં તેથી તે લોકો ઉપર નાણાંનો તગાદો થયો. તેથી છેવટે તે લોકો અકળાયા, અને પશાયતાં લઈ જમીનદારીના હક્ક છોડી દીધા.[3]

## સંદર્ભ-સૂચી


૧. **લખાવનાર :** વડોદરાના બારોટ ગુલાબસિંહ તથા વીરમગામના દેસાઈ કુબેરજી બાપુજી. - ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ. - કવિવર દલપતરામ ડાહ્યાભાઈ - ફાબર્સ ગુજરાતી સભા - મુંબઈ ૧૯૩૩.


૨. આ માંડલ ક્યાં આવ્યું તે ચોપડામાં સ્પષ્ટ કર્યું નથી, પણ તે ગુજરાતમાં વિરમગામની ઉત્તરે ૧૪ મૈલ દૂર આવેલું છે. ગુજરાત સર્વસંગ્રહમાં લખ્યા પ્રમાણે સને ૧૩૪૭માં જ્યારે મહમ્મદ તઘલખ બંડ બેસાડવાને ગુજરાતમાં આવેલો ત્યારે માંડલ તથા પાટડીના રાજાઓએ તેને મદદ કરી હતી. ને બદલામાં પોશાક તથા બક્ષીસ મેળવ્યાં હતાં વળી ૧૩૯૫માં મુઝફરખાને ઘેરો ઘાલ્યો હતો. ને માંડલના કિલ્લાને બચાવનારાઓમાં મરકી ન ચાલી હોત તો તે લેવાત નહીં એવો તે જબરો હતો. થોડાં વરસ પછી ૧૪૧૪માં સુલ્તાન અહમદ ૧ લાની સામા બંડ ઉઠેલું, તેમાં માંડલનો ઝાલા સતરસાલજી હતો. ૧૫૩૦માં માંડલની જમીનો બાદશાહના હવાલામાં ગઈ હતી. ૧૭૪૧માં તે ગામ પાછું આપવામાં આવ્યું ને વિરમગામના દેશાઈના ભાઈએ તેને મજબુત કીધું. તે સૈકાના પાછલા ભાગમાં તે મરેઠાના તાબામાં રહ્યું. તે પછી ૧૮૧૭માં બ્રિટિશના હવાલામાં આવ્યું. થોડીક નાની પત્થરની મસીદ અને દેખાવડાં દહેરાં એટલુંજ માત્ર તેની

અગત્યની નિશાનીમાં રહ્યું છે. (ગુજરાતનાં ઐતિહાસિક સાધનો - ભાગ ૧-૨, નર્મદાશંકર દ્વિવેદી - શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ ૧૯૨૮

૩. આ ૭ ગામ તથા વિરમગામ તાબાનાં ૧૫ ગામ, એ બધાની મળીને કુલ ઉપજ આશરે રૂ. ૭૫૦૦૦ થાય છે.

૪. ગુજરાત-રાજસ્થાન અથવા ગુજરાતનાં દેશી રાજ્ય. કાળીદાસ દેવશંકર પંડ્યા. ઈ.સ. ૧૮૮૪, અમદાવાદ

૫. આ બાબત રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી. બી. એ. તરફથી મળી છે. અને તે ગુજરાતનાં મોગલાઈ ગામડાંના પેશ્વાઈ અને ગાયકવાડી અમલ વેળાની સ્થિતિ તેમજ ચરોતરના મુખ્ય જમીનદાર પાટીદારોએ તે સમયે લડાઈઓ વગેરેમાં લીધેલા ભાગ ઈત્યાદિ બાબતો ઉપર સારો પ્રકાશ નાંખે છે.

૬. રામજીનાજ પુત્રનું નામ રામજી હતું તે ખરું લાગતું નથી. પણ કંઈક સ્થળે લાલ નામથી તે જણાયા છે એટલે તેમનું નામ લાલ હશે (રામજી ખોટું છે)

૭. ઈ.સ. ૧૯૧૨ 'ગુજરાતી'નો દિવાળીનો અંક

### પ્રકરણ : ૨

# પાટીદારોના રીત-રિવાજો

ભારત અને ગુજરાતના ઇતિહાસમાં ઓગણીસમો સૈકો સામાજિક પરિવર્તન અને જીવનમાં મૂલ્યોની નવરચનાની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ લેખાય છે. આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ પણ આ સૈકા દરમિયાન ભારત અને ગુજરાતમાં નવાં પરિબળો શરૂ થયાં. બ્રિટિશ શાસન દ્વારા ગુજરાત એક વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતા દેશના સંપર્કમાં આવ્યું સંપર્કની આ પ્રક્રિયા મહત્ત્વપૂર્ણ હતી, કારણ કે પંદરમા અને સોળમા સૈકા દરમ્યાન ઇંગ્લેંડ નવજાગૃતિ અને ધર્મસુધારણાના બૌદ્ધિક (intellectual) અને માનવતાવાદી (humanitarian) વિચારો દ્વારા નૂતન સાંસ્કૃતિક તબક્કામાંથી પસાર થઈ વ્યક્તિને રૂઢિગત સામાજિક અને ધાર્મિક વ્યવસ્થાનાં બંધનોમાંથી મુક્ત કરવાનો પુરુષાર્થ કર્યો હતો; એટલું જ નહીં પરંતુ એક જટિલ પ્રક્રિયાના-ઔદ્યોગિક ક્રાંતિનાં વમળોમાંથી એ દેશ પસાર થયો હતો, જેને પરિણામે માનવસંબંધોના સ્વરૂપમાં મૂલગત ફેરફાર અસ્તિત્વમાં આવ્યા. પશ્ચિમની સંસ્કૃતિની ભૌતિક અને બૌદ્ધિક અસરોને લીધે ગુજરાતમાં કદાચ પહેલીવાર વ્યવસ્થિત રીતે સમાજસુધારાનો નૂતન યુગ શરૂ થયો જેમાં કવિ નર્મદાશંકર, દુર્ગારામ મહેતાજી, મહીપતરામ રૂપરામ, કવિ દલપતરામ, હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા, કરસનદાસ મૂળજી અને નવલરામ લક્ષ્મીરામ જેવા પ્રથમ પંક્તિના ગુજરાતી સુધારકોએ સમાજમાં પ્રચલિત કુરિવાજો અને અનિષ્ટો સામે પ્રહારો કરી સમાજની પુનર્રચનાર્થે ઝુંબેશ શરૂ કરી. આ મહાન સુધારકોએ લૌકિક અને બુદ્ધિગમ્ય મૂલ્યોના આધારે સતી પ્રથા, પુત્રપ્રાપ્તિ માટેના ધાગાદોરા અને જંતરમંતર, કણબી-પાટીદાર તથા જાડેજા-જેઠવા જેવી જ્ઞાતિઓમાં થતી નવજાત બાળકીઓની હત્યા, મૃત્યુ બાદ બારમા-તેરમાના થતા ખર્ચા, મૃત્યુ બાદ રોવા-કૂટવાના રિવાજ, સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવાઓ સાથેના શારીરિક અને માનસિક જુલમો, બાળલગ્નો, તથા ધર્માચાર્યોનાં દુરાચરણો જેવા સદીઓથી ઘર કરી બેઠેલા કુરિવાજો સામે જેહાદ ઉઠાવી જેને પરિણામે ગુજરાતી સમાજે નવી દિશામાં ગતિ કરવા શરૂઆત કરી.

ઉપર દર્શાવેલા સમાજસુધારકો વિષે એક યા બીજા સ્વરૂપે માહિતી ઉપલબ્ધ છે અને તેમને વિષે લખાયેલાં પુસ્તકો અથવા તો લેખો દ્વારા ગુજરાતનો સામાજિક ઇતિહાસ સચવાયોલે છે. પરંતુ આ સુધારકોની નામાવલીમાં બેચરદાસ લશ્કરી વિષેની માહિતી ઘણી અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ છે અને તેમને વિષે જે કાંઈ ગ્રંથસ્થ અથવા તો અગ્રંથસ્થ માહિતી અને લખાણો છે તે એટલાં બધાં છૂટક-છૂટક અને વેરવિખરાયેલી હાલતમાં છે કે તેમને વિષે વ્યવસ્થિત રીતે ગ્રંથ લખવો તે અત્યંત મુશ્કેલ કામ છે. બેચરદાસ લશ્કરી કણબી જ્ઞાતિના સંનિષ્ઠ સમાજસુધારક હતા અને જ્યાં સુધી સમાજની 'નીચી' અને આર્થિક રીતે 'પછાત' જ્ઞાતિઓ અને કાર્યો વિશે

આપણે અજાણ રહીએ ત્યાં સુધી ગુજરાતના સામાજિક ઇતિહાસનું મૂલ્યાંકન કરવામાં ગંભીર ક્ષતિઓ રહેવા પામે તે વાત નિઃશંક છે. ગુજરાત એટલે માત્ર બ્રાહ્મણ-વાણિયા જેવી જ્ઞાતિઓનો જ પ્રદેશ નહીં; ગુજરાત એટલે પાટીદારો, ભીલો, રબારીઓ, તેમજ અનેક કારીગર જ્ઞાતિઓ, અસ્પૃશ્યો અને આદિવાસીઓની જ્ઞાતિઓના સ્ત્રી-પુરુષોથી વસવાટ પામેલો પ્રદેશ; અને જ્યાં સુધી આપણે બ્રાહ્મણ-વાણિયાના સાંસ્કૃતિક ચોકઠામાં જ સમગ્ર ગુજરાતને જોવાનું ચાલુ રાખીએ અને કહેવાતી 'હલકી' જ્ઞાતિઓના સાંસ્કારિક રીતરિવાજોની અવગણના કરીએ ત્યાં સુધી ગુજરાતમાં સમાજ સુધારણાના પ્રવાહોને તેમના વિશાળ સંદર્ભમાં સમજવાનું અને સામાજિક પરિવર્તનની પ્રક્રિયાનું મૂલ્યાંકન નિષ્પક્ષ રીતે કરવાનું કાર્ય દુષ્કર બની જાય. અંબાલાલ સાકરલાલ દેસાઈ (૧૮૪૪-૧૯૧૪) જેવા ગુજરાતના પ્રથમ પંક્તિના કેળવણીકાર અને સમાજસુધારકે તો ૧૯૧૧માં એટલી હદ સુધી કહ્યું હતું કે :

'ગુજરાતમાં તો સંસાર સુધારકો વ્યવહારમાં સફળ થવાનું દ્વાર નાત સિવાય બીજું હાલ દીસતું નથી. વળી જ્ઞાતિ બંધારણ કેવળ દૂષણરૂપ ગણવું તે અભિપ્રાય મને બરાબર લાગતો નથી. તે બંધારણ, કાળની ગતિએ કરીને અનેક કારણોથી આજની સ્થિતિ આવ્યું છે. હાલની સ્થિતિ જોતાં, તે એકી તડાકે ઉડાડી દેવું શક્ય જ નથી.'

બેચરદાસ લશ્કરી માત્ર સમાજસુધારક ન હતા. તેઓ ગુજરાતના વ્યાપારી અને ઔદ્યોગિક નેતા પણ હતા. તેમની શરાફી પેઢીઓ ગુજરાતનાં અનેક નાનાં-મોટાં ગામડાંઓ તેમજ નગરોમાં ફેલાયેલી હતી. આ શરાફી પેઢીઓમાંથી તેમણે ૧૮૬૭માં અમદાવાદમાં એક સુતરાઉ કાપડની મિલ પણ શરૂ કરી હતી. રણછોડલાલ છોટાલાલે ૧૮૬૧માં અમદાવાદમાં સૌપ્રથમ મિલ સ્થાપીને ગુજરાતના મિલ ઉદ્યોગનો પાયો સ્થાપ્યો. ત્યાર પછી ગુજરાતની બીજી મિલ સ્થાપનાર બેચરદાસ લશ્કરી હતા. તેમણે તથા તેમનાં કુટુંબીજનોએ આ મિલને વિકસાવી અને તેનું સંવર્ધન કર્યું અને મિલ ઉદ્યોગમાંથી લશ્કરી કુટુંબ ઘણું પૈસાપાત્ર બન્યું એટલું જ નહીં પણ તેમણે તેમની લક્ષ્મીનો ઉપયોગ સમાજોપયોગી કાર્યો કરવા પાછળ પણ કર્યો. આમ બેચરદાસ લશ્કરી ગુજરાતના સમાજસુધારક તેમજ વ્યાપારી-ઔદ્યોગિક નેતા બન્યા અને તેમણે ગુજરાતના સાંસ્કૃતિક વિકાસમાં મહત્ત્વનું પ્રદાન કર્યું.

ગુજરાતની કણબી જ્ઞાતિ ચાર મુખ્ય પેટાવિભાગોમાં વહેંચાયેલી હતી : (૧) લેઉવા (૨) કડવા (૩) આંજણા (૪) મતિયા. આંજણા અને કડવા કણબીઓ ઉત્તર ગુજરાતમાં સૌથી વધુ સંખ્યામાં કેન્દ્રિત થયા હતા, જ્યારે મતિયા કણબીઓ સુરત જિલ્લામાં જલાલપુર તેમજ બારડોલી તાલુકામાં વસ્યા હતા. લેઉવા પેટાવિભાગ સૌથી વધુ પ્રતિષ્ઠિત ગણાતો અને તે ચરોતરમાં વર્ચસ્વ ધરાવતો હતો. ૧૯૦૧માં પ્રસિદ્ધ થયેલા 'ગુજરાત ગેઝેટિયરે' નોંધ કરી છે કે ૧૯મા સૈકાના અંતમાં આંજણા, કડવા, લેઉવા અને મતિયાઓની કુલ વસ્તી ૧૪,૧૦,૪૨૨ હતી જે ગુજરાતની કુલ હિંદુ વસ્તીના ૧૪.૨૬ ટકા હતી.

ગુજરાતના કણબીઓ ઊંચનીચના ક્રમમાં વહેંચાયેલા હતા. પરંતુ ૧૯મી સદીના મધ્યભાગ સુધીમાં કોઈપણ પેટાજ્ઞાતિ 'પાટીદાર' તરીકે જાણીતી બની ન હતી, અને તમામ જાતો 'કણબી' તરીકે સામાન્ય રીતે ઓળખાતી હતી. આ કણબીઓ મૂળભૂત રીતે ખેડૂતો જ હતા અને જમીન સાથે તેઓ સંકળાયેલા હતા. કણબીએ નામ જ કૃષમી : એટલે કે ખેતી કરનાર, તે ઉપરથી પડવાનો અભિપ્રાય ૧૯મા સૈકાના અંગ્રેજ વિદ્વાન ડૉ. જ્હૉન વિલ્સને આપ્યો છે. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી 'કુટુમ્બ' ઉપરથી તેની વ્યુત્પત્તિ તારવે છે. એ પણ શક્ય છે કે દ્રાવિડ શબ્દ 'કુલ' જેનો અર્થ હવે 'મજૂર' થાય છે; પણ પહેલાં ખેતી એ મજૂરી હતી તેથી તેનો અર્થ 'ખેડૂત' થતો હતો. 'કુલ' શબ્દ સાથે અંગ્રેજી શબ્દ 'કુલ' ('મજૂર) સરખાવો. કણબીઓ પોતે પોતાનું નામ 'કણ' - અનાજ અને 'બી'-બીજ ઉપરથી પડ્યાનું માને છે.

હવે આપણે કણબીઓની કેટલીક પેટાજ્ઞાતિઓનો ઇતિહાસ અને રીત-રિવાજોને સમજવા પ્રયાસ કરીશું.

### લેઉવા કણબીનો સમાજ

ડેવિડ પોકોક અને ડેવિડ હાર્ડિમન જેવા વિદ્વાનોએ જણાવ્યું છે તે મુજબ લગભગ ૧૯મા સૈકાની શરૂઆતથી લેઉવા કણબીઓ ફળદ્રુપ એવા ચરોતરના પટ પર પથરાયેલા હતા અને તેઓ ખેતી દ્વારા સમૃદ્ધ થઈને એક કુલીન વર્ગ તરીકે ખ્યાતિ પામ્યા હતા. જેમ જેમ બ્રિટિશ સરકાર જૂની વહીવટી અધિરચના તોડતી ગઈ તેમ તેમ તુલનાત્મક દૃષ્ટિએ લેઉવા કણબીઓનું વર્ચસ્વ વધતું ગયું. તેમની જ્ઞાતિમાં સ્થળ પરત્વે નીચે મુજબ જુદા જુદા જથ્થા બંધાયેલા હતા : (૧) ચરોતર (૨) કાનમ (૩) વાકળ (૪) દશકોશી (૫) રાજવરો (૬) અમદાવાદી (૭) સુરતી (૮) વડનગરી.

ઉપર્યુક્ત પેટાજથ્થા કન્યા આપવા-લેવાના સંબંધને લીધે પડેલા હતા અને તે ચડતા-ઊતરતા ક્રમો દ્વારા ગણાતા. ચરોતરવાળા સૌથી વધારે કુળવાન ગણાતા. પાટીદારોમાં જેઓ કુળવાન ગણાતા તેમનાં કુલ ૫૬ ગામો હતાં. પરંતુ નીચેનાં ૧૩ ગામો સૌથી વધારે કુળવાન ગણાતાં : (૧) વસો (૨) નડિયાદ (૩) સોજિત્રા (૪) સાવલી (૫) ભાદરણ (૬) કરમસદ (૭) ધર્મજ (૮) નાર (૯) પીજ (૧૦) સુણાવ (૧૧) તારાપુર (૧૨) ઓડ (૧૩) ઉત્તરસંડા.

લેઉઆ પેટાજ્ઞાતિના કણબીઓ ઊંચનીચના ક્રમમાં વિભાજિત હોઈ તેઓ માનતા કે કન્યા પોતાનાથી ગમે તેટલા હલકા કુળમાંથી લાવી શકાય છે, પરંતુ કન્યા આપવાની તે પોતાનાથી ચડતા કુળમાં અગર નિદાન-સરખા કુળમાં આપવી જોઈએ. આ જ કારણથી ૧૩ ગામવાળા ૫૬ ગામમાં બનતાં સુધી કન્યાઓ આપતા નહિ, અને ૫૬ વાળા બહારનાં ગામોમાં કન્યા આપતા નહિ. આ પ્રમાણે બેટીવ્યવહાર હતો, અને તેનો મુખ્ય જથ્થો દશકોઈ, ચરોતર, કાનમ અને વાકળના પાટીદારોનો ગણાતો. આ જ કારણથી એક કહેવત પણ પ્રચલિત બની હતી કે, 'નહિ ત્રાણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં.' જો કે બધા જ પાટીદારો અંદરઅંદર

રોટીવ્યવહાર રાખતા.

પાટીદાર જ્ઞાતિમાં કોઈ માણસ દત્તક લેવાય અને તેથી બીજે ગામ જઈ રહે તે સિવાય બીજી રીતે, અગર બીજા કારણે કોઈ પણ વ્યક્તિ પોતાનું ગામ છોડીને પરગામ જાય તેવા પ્રસંગો ભાગ્યે જ બનતા. છતાં કોઈ કુટુંબ બીજે ગામથી રહેવા આવે તો તેને તે નવા ગામના જથ્થામાં દાખલ કરતા નહિ. જોકે લાંબી મુદતનો રહેવાસી થયો હોય તે તેને ન્યાતના જમણવારમાં ભેળવી શકાતા.

કુળવાન ગણાતા પાટીદારનાં ગામોવાળા ઘણું ખરું બહારગામથી જ કન્યા લાવતા. એક જ ગામના પાટીદારો મોટેભાગે પિતરાઈ ગણાતા. આ કારણથી હમેશાં બહારગામથી કન્યા લાવવાનો રિવાજ હતો. આ પ્રમાણે હોવાથી બહારગામથી ગમે ત્યાંથી પાટીદાર જ્ઞાતિની કન્યા લાવે તો તેમાં વાંધો લેવાતો નહિ. લેઉઆ પાટીદાર જો કડવા કણબીની કન્યા લાવે અથવા નાતરા કરનાર કણબીની કન્યા લાવે તો પણ જ્ઞાતિથી વિરોધ થઈ શકતો નહિ. ફક્ત તેના કુળને નીચું ગણી બીજાં સારાં કુટુંબો તેને કન્યા આપવા-લેવાનો વ્યવહાર ત્યજતા. આવી કન્યા લાવનારને તેના નજીકના જથ્થાવાળા 'કુટુંબવાળા' ન્યાત બહાર કાઢતા, પરંતુ તે પોતાના જથ્થા કે ઘડિયાની આબરૂ સાચવવા પૂરતું જ. એવી પણ સમજ આ જ્ઞાતિના લોકોમાં છે કે જ્યાં એકડાના ગોળ બંધાયા હોય ત્યાં બહારગામથી કન્યા લેવામાં આવતી નથી અને જ્યાં ગોળ બંધાયો ન હોય ત્યાં લેઉઆની ન્યાતની કન્યા ગમે ત્યાંથી લાવવામાં આવે તો તેનો વાંધો લેવામાં આવતો નથી. વડોદરાના પાટીદારમાં એવો વહીવટ હતો કે પાસેના નડિયાદ, વસો વગેરે ગામોમાંથી કન્યા કોઈ લાવે તો તેનો વાંધો લેવાતો નહિ પણ કાઠિયાવાડ તરફથી લાવે તો તે પાટીદારની છોકરી છે એવી ખાતરી કરવા તેના ખરચે ગોરને મોકલતા અને તેને મોકલતાં સુધી તેની પાસેથી અમુક રૂપિયા જ્ઞાતિમાં અનામત તરીકે લઈને રાખવામાં આવતા હતા. લોકો ન્યાતની સત્તાને માનતા હતા. કેટલાક માનતા કે જ્ઞાતનું બંધારણ ઢંગધડા વગરનું છે. એકડાનાથી જ બંધાયેલાં ગામોમાં પંચની સત્તા છે.

## લેઉવા પાટીદારોનો લગ્ન ગોળ

ગોળ એટલે ચરોતરના લેઉવા પાટીદારોમાં અગાઉ એકડા તરીકે ઓળખાતાં લગ્ન સંબંધો બાંધવા માટેનાં નિશ્ચિત ગામોના જુથ. ગામની સંખ્યા ઉપરથી મોટી સત્તાવીસ, નાની સત્તાવીસ, બાવીસ ગામનો ગોળ, છ ગામનો ગોળ વગેરે રીતે તે ઓળખાય છે. ગોળ બંધાયો હોય ત્યારે ગામની જે સંખ્યા હોય તેમાં પાછળથી કેટલાક ગામોની સંખ્યાનો ગોળમાં વધારો થયો છે. આમ છતાં, શરૂઆતમાં ગોળ જે નામથી શરૂ થયો હતો તે નામે જ તે ઓળખાય છે. ગોળનાં ગામોમાં જ લગ્નસંબંધો બાંધવા તેવો નિયમ છે અને ઘણું ખરું તેનું પાલન પણ થાય છે.

ચરોતરના પાટીદારોના લગભગ બધા જ ગોળમાં લગ્નપ્રસંગે દીકરીના બાપને વત્તાઓછો - ખર્ચ થાય છે. પરઠણની રકમ આપવી, સોનાનાં ઘરેણાં કરાવવાં, અમુક

જોડ કપડાં આપવાં વગેરેમાં ઠીક ઠીક ખર્ચ થાય છે. આવું ખર્ચ જે વધુ કરી શકે અને સામા પક્ષે આવું જે વધુ મેળવી શકે તે પ્રતિષ્ઠિત ગણાય છે. ગોળ બાંધ્યો હોવાના કારણે લગ્નસાથીદાર મેળવવાનું ક્ષેત્ર મર્યાદિત ગણાય છે. ગોળ બાંધ્યો હોવાના કારણે લગ્નસાથીદાર મેળવવાનું ક્ષેત્ર મર્યાદિત થયું હોવાને કારણે લગ્નપ્રસંગે પરઠણ જેવા કુરિવાજોને પોષણ મળ્યું છે તેવું સામાન્ય નજરે જણાય. ગોળપ્રથા નાબૂદ થાય તો ખર્ચાળ લગ્નો ન થાય તેવું સામાન્ય અનુમાન પણ થઈ શકે. શિક્ષણનો ફેલાવો થઈ રહ્યો છે તથા ઔદ્યોગિકરણ અને શહેરીકરણનો જે વિકાસ થઈ રહ્યો છે તે જોતાં એમ પણ જણાય કે ગોળની પ્રથા લાંબો સમય ટકશે નહિ.

ઉપરનાં બંને અનુમાનોમાં તથ્ય શું છે તે જાણવા માટે ગોળનો ઐતિહાસિક પરિચય મેળવવો જરૂરી છે.

(૧) ગોળ રચાયા પહેલાંની પરિસ્થિતિ
(૨) ગોળની સ્થાપના અને ગોળનું બંધારણ
(૩) ગોળના ઈતિહાસમાં નોંધપાત્ર ઘટનાઓ
(૪) શહેરોમાં અને પરદેશમાં ગોળની શાખાઓ
(૫) ગોળની કામગીરી : લગ્ન સંબંધો બાંધવાની અનુકુળતા પુરી પાડવામાં તથા લગ્નના ખર્ચાળ રિવાજો દૂર કરવામાં.

**ગોળ રચાયા પહેલાંની પરિસ્થિતિ :**

ઈ.સ. ૧૮૭૨માં ખેડા જિલ્લામાં પાટીદારોના કેટલાક લગ્નગોળ હતા. પરંતુ ચરોતરનાં ગામોમાં આવા લગ્નગોળ ન હતા. મોટી સત્તાવીસ, સત્તાવીસ, એકવીસ ગામનો ગોળ, બાવીસ ગામનો ગોળ, છ ગામનો ગોળ વગેરે ગઈ સદીના અંતભાગમાં અથવા ચાલુ સદીમાં ઊભા થયેલા છે.

પાટીદારો એક સ્પર્ધાયુક્ત અને કોટીક્રમવાળો સમાજ છે. છોકરાંનાં લગ્ન પ્રસંગે અને ખાસ કરીને દીકરીના લગ્ન પ્રસંગે કેટલો ખર્ચ કરવામાં આવે છે તે ઉપરથી, ગઈ સદીમાં ગોળ, નહોતા રચાયા ત્યારે પણ, પાટીદાર તરીકેનો સામાજિક મોભો અંકાતો હતો. **ચરોતરનાં ચૌદ ગામો ગઈ સદીમાં કુળવાન ગણાતાં હતાં.** અગાઉ બીજા ગામો સાથે કન્યા આપવા તથા લેવાનો સંબંધ તે રાખતાં હતાં. પરંતુ પાછળથી બીજાં ગામોને કન્યા આપવાનો સંબંધ તેમણે બંધ કર્યો. આ કુળવાન ગામોમાં, ચરોતરનાં બીજાં ગામોના જે પાટીદાર કન્યા આપે તેને ઘણી પ્રતિષ્ઠા મળતી. પરંતુ કન્યાના પિતાએ મોટી પરઠણ આપવી પડતી અને લગ્નનો ઘણો જ ખર્ચ થતો. તેમ કરવા છતાં પણ આવા કુળવાનો એક ઉપર બીજી સ્ત્રી કરવાનો, જબરાઈથી ધન મેળવવાનો તથા બીજા પ્રકારોએ કન્યાપક્ષને ઘણું જ હેરાન કરતા. **ચરોતરનાં ગામોમાં સારી આર્થિક સ્થિતિવાળા પાટીદારો લગ્ન પાછળ બરબાદ થઈ જવાય તે હદનો ખર્ચ કરતા.** સરકારનું પણ આ વિષે ધ્યાન દોરાયું હતું અને ઈ.સ. ૧૮૪૯માં ખેડાના કલેક્ટરે, વડોદરાના ગાયકવાડ તથા ખંભાતના નવાબની સાથે મળીને,

તથા તેના માબાપ તથા પાસેના સગા ફારગતી નહીં આપે તો મરદને તતા તેના માબાપને તથા પાસેના સગાને તથા તેના પક્ષીને જેની કસુર પંચની નજરમાં આવે તેને પંચમાં વાપરવામાં આવશે નહીં. જ્યારે ફારગતી આપશે ત્યારે પંચમાં દાખલ કરવામાં આવશે.

૬. પરણેલી કન્યા રંડાએ તેનું પલ્લાંનું જેવર જ્યારે બીજી જગ જાય ત્યારે મરનારના વારસને આપવું તથા કાચી છોકરી ગુજરી જવાથી તેના ઉપરનું ચડેલું પલ્લું ચડાવનારને પાછું આપવું. આપ્યા સિવાય નાતરે જવું નહીં તથા નાતરે દેવી નહીં. પલ્લાંનું જેવર આપ્યા સીવાય બીજી જગે જશે તો તે શકસને પંચમાંથી દૂર કરી વેહેવાર રાખવામાં આવશે નહીં. જ્યારે તેને પલ્લાનું જેવર આપશે ત્યારે પંચમાં દાખલ કરવામાં આવશે. આગલા ધણીનું પલ્લાંનું જેવર આપવા શીવાએ કોઈ શખશ લઈ જશે તો લઈ જનાર પાસેથી તથા મોકલનાર પાસેથી પંચમાં રૂ. ૫૧/- એકાવન લેખે લેવામાં આવશે. ને તે રૂ. ૫૧ એકાવન લેખે લેવામાં આવશે ને તે રૂ. મોટી પંચમાં દાખળ થશે. આ કલમની તપાસ કરવાને ગામ ૧૦ની પંચાતનો અખત્યાર છે.

૭. પોતાની અસ્ત્રી ગુજરી જાય છે તેની જગે બીજી અસ્ત્રીનો ચાંલો કરી ગુજરનાર અસ્ત્રીનાં તેરમાંને દીવસે સગાઈ કરી રૂ. ૧/- એક ચાંલ્લાનો આપે છે, તથા કંશાર કરી ખવડાવે છે. એ ધારો ચાલે છે તે રદ કર્યો છે માટે અવાર પછે તેરમાંને દીવસે વીવાહ કરી ચાંલાનો રૂ. ૧/- આપવો નહીં તથા લેવો નહીં. ગુજરી જનાર અસ્ત્રીને એક માસ થાય ત્યારે બીજી અસ્ત્રી સાથે વીવાહ કરી કંસાર ખવડાવવો એક માસની અંદર કોઈ ચાંલો કરી રૂ. ૧/- એક આપશે તથા લેશે તેની પાસેથી પંચમાં રૂ. ૫૧/- એકાવન લેખે બેઉ પાસેથી લેવામાં આવશે. સગાઈ કરી વાતચીત કરી ત્રાઈત ધણીને ત્યાં રૂ. રાખશે તેને હરકત નથી.

૩. છોકરીની સગાઈ કરવાના કામમાં તથા રંડાએલી કન્યાને ઠામ બેસાડવાના કામમાં ચોકરીના સગા તથા ભાંજઘડીઆ લોકો કન્યાવીક્ર કરી રૂ. લે છે. અસલ કન્યાવીક્રય કરી રૂ. લેવાનો રીવાજ નથી. તે રીવાજ મુજબ અવારપછે કોઈ શખશે સગાઈ કરવાની બાબતમાં રૂ. લેશે તથા આપશે ને જેના ગામમાં રૂ. આપવા તથા લેવાનું થાય તે ગામવાળાએ ગામ ૧૦ની પંચાતને જાહેર કરવું. એટલે દશગામવાળાએ તપાસ કરી જેણે રૂ. લીધા હોય તે રૂ. પાછા આપનાર શખસને અપાવવા. ને બંધી તોડવા બદલ લેનાર તથા આપનાર પાસેથી રૂ. ૨૫/- પચીસ લેખે લેવામાં આવશે ને તે રૂ. મોટી પંચમાં દાખલ થશે, જે ગામમાં રૂ.ની આપલે થઈ હશે ને તે વાત વસ્તીના જાણવામાં આવવા છતાં પંચને જાહેર નહીં કરશે તો તે બાબત વસ્તીવાળાને પંચે પુછવામાં આવશે.

૪. કોઈ સખશ ગુજરી જાય છે તેની ક્રીયાખરચ કરવાને છ દીવસ થાય

છે ત્યારે ઘણા લોકોને  નોતરાં લખવા બોલાવવાનો રીવાજ છે તે ધારો રદ કર્યો છે. તેથી અવાર પછે કોઈ સખશને ત્યાં ખરચ આવે ત્યારે ચીઠીઓ લખી, નોતરાં લખવા; કોઈને બોલાવવા નહીં. ગામના તથા પોતાના નજીકના શગાથી નોતરાં લખવાં. ખરચવાળો ધણી ચીઠ્ઠી લખી બોલાવે તેને ત્યાં કોઈએ જવું નહીં. નજીકનાં શગાં નોતરાં લખવા જાય. પાકી રસોઈ કરીને ખવડાવવું નહીં તથા ખાવું પણ નહીં. એ રીતે બંધી કરવામાં આવી છે, છતાં કોઈ ખરચવાળો ધણી ચીઠી લખી નોતરાં લખવા બોલાવશે તથા પાકી રસોઈ કરી ખવડાવશે તેની પાશેથી રૂ. ૫૧/- એકાવન મોટી પંચમાં લેવામાં આવશે. ને આ બાબતની તપાસ કરવાનો ગામ ૧૦વાળાને અખત્યાર છે.

**૫**. કોઈ સખશને ત્યાં ખરચ આવે છે તે ખરચવાળો ધણી ચઉદમાને દીવસે ચીઠીઓ આપી લોકોને જમવા રાખે છે તે ધારો રદ કર્યો છે.........

**૬**. ન્યાતમાં કોઈ સખશથી અજાણપણે........... કોઈ સખશ બુજીને વટલી જાય છે ને વટલનાર ફરી પાછો આવે છે તે શકસને પંચમાં દાખલ થવા માગતો હોય તો મોટી પંચના ગામ ૪૦ની પંચ એકઠી કરવાથી તેનો ફેંસલો મોટી પંચે મરજી મુજબ કરવાને મુખત્યાર છે; પાંચ યા દશ ગામવાળાનો અખત્યાર નથી. તેમાં લાંબી મુદતના વટલેલા સખશને ન્યાતમાં દાખલ કરવામાં આવશે નહીં.

**૭**. આપણી ન્યાતમાં કોઈ સખશને ત્યાં ખરચ આવે છે તે ધણી નોતરાંની ચીઠીઓ લખીને મોકલે છે તે ચીઠીનાં નોતરાં પ્રથમ લખેલો સખશ ગામમાં દેવડાવે છે. તે મુજબ અવારપછે ચીઠીમાં લખેલા નામ સીવાય જાસ્તી ઘેર નોતરાં દવડાવશે તો ને તે વાત પંચના જાણવામાં આવશે તો તે સખશને પંચાતે મરજી મુજબ પુછવામાં આવશે. તે સીવાય ચીઠીમાં નામ લખેલું નથી ને વગર લખેલો કોઈ સખશ જમવા જશે તો તે સખશ ને પંગતીમાંથી ઉઠાડી દૂર બેસાડવામાં આવશે. જેનું નામ લખાઈ આવ્યું હોય તેની જગે તેના ભાઈ તથા ભતરીજા જશે તેને હરકત નથી. આ બાબત તપાશ ન્યાતગોર બ્રાહ્મણોએ કરવી.

**૮**. આપણી ન્યાતમાં મરનારની પાછળ પોત કરવાનો રીવાજ ચાલે છે તે ધારો રદ કર્યો છે. ફક્ત પોતાના વેવાઈ સંબંધીમાં છોકરાના તથા છોકરીના બાપે માત્ર પોત આપવું. પીત્રાઈ વગેરે આપે છે તે કોઈએ આપવું નહીં. બંધી કરી છે માટે કોઈ આપશે તો પંચે તેને પુછવામાં આવશે.

**૯**. હર કોઈ માણસના મરણ પ્રસંગે સગાવાહાલા કે કુટુંબ એકઠા કરાઈ બઈરાંઓ રડવાને સારુ બારમાં ઉપરયા શપરમે દહાડે જાય છે.....

**૧૦**. .....

**૧૧**. પંચાતમાં કોઈ સખશની ફારગતી કરવામાં આવે તો તેના ઉપર પંચના રૂ. ૨૫/- પચીશ લેવાનો ઠરાવ છે. તે બાબત પંચ એમ ઠરાવે છે કે ફારગતી કરનારે ફારગતી ઉપર ન્યાતગોર બ્રાહ્મણની સાક્ષી કરાવી પંચના રૂ. ૨૫/- બ્રાહ્મણને આપવા,

ત્યારે ફારગતી થશે. બ્રાહ્મણોની શાક્ષી કરાવશે નહીં ને પંચના રૂ. નહીં આપશે તેની પાસેથી રૂ. ૫૧/- પંચમાં લેવામાં આવશે.

**૧૨.** કોઈ સખશ કુંવારો હોય છે ને તે ફરી કન્યા કરે છે ત્યારે તેની પાસેથી ગામની પંચના રૂ. ૧૨/- બાર તથા ન્યાતગોર બ્રાહ્મણના રૂ. ૨/- લેખે લેવાનો ધારો છે તે મુજબ ધારો કાયમ રાખેલો છે.

**૧૩.** ન્યાતમાં દરેક બાબતના રૂ. આવે તે બે જગે મુકવામાં આવતા હતા. તે જ ધારા મુજબ જે શીલક હાલ વધે તે પંચની નજરમાં આવશે ત્યાં બે જગે મુકવામાં આવશે.

**૧૪.** ન્યાતગોર બ્રાહ્મણોને પંચ ઠરાવ કરી આપે છે કે હરેક ખરચવાળાએ પોથી મંડાવવાથી રૂ. ૨/- બે આપવા તથા વગર પોથી મડાવવાવાળાના ખરચવાળાએ રૂ. ૧/- એક આપવો. તેમાં કોઈએ હરકત કરવી નહીં.

૧. ન્યાતગોર બ્રાહ્મણો ખરચમાં આવે છે તે સર્વને ચાંલ્લા કરી આશીરવાદ આપે છે પણ તેને ચાંલ્લાની દક્ષણા બરાબર આપતા નથી. માટે પંચ ઠરાવે છે કે માણસદીઠ પઈ એકથી ત્રણ પઈ સુધી બ્રાહ્મણનું ગોરને આપવા. એ મુજબ નહીં આપશે તો તેની પાસેથી પંચ દંડ વસુલ કરશે.

**૧૫.** ગામની પંચને અખતીઆર છે કોઈ શખ્સ એક છોકરી ઉપર બીજી છોકરી સાથે વીવાહ કરવા પંચ એકઠા કરવા. તથા તેના માબાપની તથા પાસેના શગાંની ખુશી લઈ સંબંધ કરે તો તો છોકરીને રૂ. ૧૬૧/- અપાવવા તથા પંચમાં રૂ. ૨૫/- અપાવવા અને ગોર બ્રાહ્મણને રૂ. ૨/- અપાવવા, બાદ બીજી છોકરી સાથે વીવાહ કરવા રજા આપવી. કદાચ છોકરો આંધળો તથા લુલો વગેરે દરદથી મરદના વોમાં નહીં હોય તો છોકરાની તપાશ કરી છોકરીને બીજા સાથે વીવાહ કરવાની રજા આપવી. તે બાબત ફારગતી કરવાની જરૂર નથી. દરદી છોકરી ખોરાકીપોશાકીને સારુ કેહે તો તેનો બંદોબસ્ત રીતસર કરી આપવો. આ કલમ મુજબ તથા ધારામાં લખેલી કલમોમાંનો અખત્યાર દશ ગામ વાળાને આપ્યો છે. તેથી પક્ષપાત નહીં કરતાં વાજબી ફેંશલા કરી આપવાને. પક્ષપાત કરશે ને કોઈ નારાજી થઈ મોટી પંચને જાહેર કરશે ને તેની તપાશમાં પક્ષપાતપણે ફેશલો કરેલો જણાવવાથી મોટી પંચે પૂછવામાં આવશે.

૧.ગામ પાંચની પંચને અખત્યાર છે કે કોઈ શખશ ધરંમવીરોધ માટે એકઠા કરે તો તેની તપાસ પક્ષપાત નહીં કરતાં તેનો નીકાલ કરવો. ને ધરમને માટે કાંઈ રૂ. નીમવામાં આવે તો ન્યાતગોર બ્રાહ્મણ વગેરેને અપાવવા. આ કલમ મુજબ ફેંસલો બરાબર નહીં થશે ને ફરીઆદી નારાજ થઈ દશ ગામવાળાને જાહેર કરવાથી દશ ગામવાળાએ ફેંશલો કરી પાંચ ગામવાળાએ ગેરવાજબી કર્યું તે વીશે તેને પૂછવામાં આવશે.

**૧૬.** આપણી ન્યાતમાં પેસ્તર ઉલટી બાબતોના રૂ. લેવાએલા છે તેમ બાકી

છે તે રૂ. લેવા. તથા જેની પાસે દરેક બાબતોના રૂ. લેવાના છે તથા પંચના જે કામ બાકી છે તે તમામ બાબતોના ફેંસલા કરવા પંચે ઠરાવ્યું છે કે વરશની આબાદી થએથી તમામ ફેંશલા કરી રૂ. વસુલ કરવામાં આવશે. ને જે સખશો ઉલટું ચાલેલા છે તેને પુછવામાં આવશે....

૧૭. .......

૧૮. આપણી ન્યાતમાં મરદ કે અસ્ત્રી ગુજરી જાય છે ત્યારે વારશ બીજા કોઈને કરવાનો હક નથી. મરનારની છોકરીના કરીના છોકરા તથા પોતાના પીત્રાઈને વારશ કરવાનો હક છે. આમ બીજા કોઈને વારશ કરી પોતાની મીલકત બીજાને આપે તે અપાય નહીં. તથા મરદ ગુજરવાથી અસ્ત્રીને મીલકત બીજાને આપવી નહીં તેમ તે મીલકત ઉપર બીજાને લાવી મરદને ધણી કરીને રાખે છે તે પણ કરવું નહીં. કોઈ સખશ ઉપર મુજબના વારશ છતાં બીજાને મીલકત સ્વાધીન કરશે, અગર તે મીલકત લેશે તેને પંચાતે પૂછવામાં આવશે.

૧૯. આપણી ન્યાતમાં માંદગી આવવાથી તેના સગાવહાલા વગેરે ખબર લેવા જાય છે, તે ખબર લેવા આવનારને પાકી રસોઈ કરીને ખવડાવવું નહીં, કેમ કે જુવાન માણશ મોટી માંદગીમાં પડવાથી તેના ઘરના તથા કબર લેવા જનારના દીલ નારાજી હોય છે તેથી પાકી રસોઈ કરવી નહીં તથા જનારે ખાવું પણ નહીં. એ રીતે બંધ કરી છે. પોખત ઉમર થએલાં માણસ માંદગીમાં પડવાથી ખબર લેવા જનારને પાકી રસોઈ કરી ખવડાવે તથા ખાશે તેની હરકત નથી.

૨૦. પેસ્તર પંચાતના હરેક કામો કરવાને સારુ પંચાતે મુખત્યાર નીમેલા હતા. તે ઉપરથી મુખત્યાર લોકોએ પંચના કેટલાંએક કામો કરેલાં. તેમજ આ ધારો બાંધવામાં આવ્યો છે તે બરાબર ચાલવો જોઈએ માટે નીચે લખેલા શખશોને પંચ અખતીયાર આપે છે કે પોતાના ગામનાં નજીકનાં ફરતાં ગામોમાં પંચના ઠરાવેલા ધારાથી કોઈ પણ શખસ ધારાથી ઉલટું કરે તો ધારા બાંધ્યા મુજબ ફેંસલો કરવો. જે ગામમાં કશુરકરનાર હોય, તે ગામવાળાને અથવા પાંચ તથા દશ ગામવાળી પંચને સાથે રાખી પક્ષપાત નહીં કરતાં નીકાલ કરવો. તેમાં કશુરવાળા પાસે કોઈ રૂ. લેવામાં આવશે...... (છપાવી પ્રસિદ્ધ કરનાર : પા. ભગા જેઠા, પા. લલ્લુ દુલભ, પા. ભગુ હીરા, પા. મોતીરામ રાઘવજી, મંછારામ ઘેલાભાઈએ છાપ્યા. સૂરત - વિક્ટોરીયા પ્રેસ)

## ચોર્યાશી તાલુકા તરફ વસનારા કાળા ચુડાના કડવા નામથી ઓળખાતા એક ગોળની પંચ - ૧૯૦૮

આગેવાન પટેલીઆઓના પ્રપંચથી એક ગોળમાંથી બે વિભાગ પડ્યા અને પાછળથી આગેવાનોનું પોકળ પ્રસિદ્ધ થયું.

સંવત ૧૯૬૪ના ભાદરવા સુદ ૬ ને વાર બુધે રાંદેર કસ્બા પાસે આવેલા કુરૂક્ષેત્ર મહાદેવની ધર્મશાળામાં આ પંચ મળી હતી. જેમાં છસેં સાતસેં માણસોએ હાજરી આપી હતી. આ પંચ ઓરપાડ તાલુકાના ગામ સોસેંકના રહેનાર પટેલ મોરાર

ઉકાંભાઈ તરફથી બોલાવવામાં આવી હતી. બોલાવવાનું કારણ કે પોતાના છોકરાના નાતરાની સગાઈ એ જ તાલુકાના ગામ વસવારીના પટેલ ફકીરા જેરામને ત્યાં દોઢ વરસ થયાં થયેલી, તે સગાઈનો અનાદર કરી, પોતાની સગાઈ કરેલી છોકરીનો ચાંલ્લો અડાજણ ગામના પટેલ પુંજીઆ જેરામના છોકરા વેરે કર્યાં, જેથી કરેલી સગાઈ તોડી, તેનો ઈન્સાફ મેળવવા આ પંચ બોલાવવામાં આવી હતી. હવે ગુનેહગાર બીચારો પંચ જેમ ફરમાવે તેમ કરવા કબુલ હતો. પરંતુ પંચના આગેવાનોએ પોતાના હરકોઈ પ્રકારના રસ્તામાં ખલેલ પહોંચે, તેને માટે ગુનેહગાર બીચારાને ખર્ચના બોજામાં ઉતારી પક્ષ યા તડ પડાવ્યું. પક્ષ પડતાં જ્ઞાતિના સાધારણ વર્ગનો જે અંધકારરૂપી પડદો હતો તે દુર થયો, અને પાછળથી તેઓએ જાણ્યું કે આ પ્રમાણે દરેક વખતે જ્ઞાતિના આગેવાનો પોતાની જાળના મોહમાં આપણને ફસાવી રાખે છે. જે આગેવાનોનું પોકળ આ વખતે બહાર આવ્યું અને ઘઉંમાંથી જેમ માટીના કાંકરાને છુટો પાડવામાં આવે છે તેવા આગેવાનોનો ભાગ જો પડી ગયો. હવે જુઓ ભાઈ આગેવાનોએ પોતાનું મોટાપણું પોતાની મેળેજ ગુમાવ્યું.

હવે મારા વહાલા જ્ઞાતિ આગેવાનો તમારા દરેક મોટાઈના અર્થમાં દરેક શબ્દ ઉલટો થયો. તમો આજ સુધી જ્ઞાતિના આગેવાનો એટલે સુધારામાં ભાગ લેનાર ગણાતા હતા, તમો પટેલીઆ ગણાતા હતા, તમો જ્ઞાતિના યશશ્રી હતા, તમો જ્ઞાતિના સુધારક હતા, તમો જ્ઞાતિના ગોવાળ હતા, તમો જ્ઞાતિના શેઠ ગણાતા હતા, તમો જ્ઞાતિના શુરવીર હતા, તમો જ્ઞાતિરૂપ વહાણના સુકાની હતા, આવી રીતે દરેક તમારા મોટાઈના ઓદ્ધાના અર્થનો ફેરફાર થયો. હવે ત્યારે હું મારા વહાલા અગ્રેસરોને પૂછું છું કે આવી આગેવાની કરી આ પાયરીએ આવવું તેમાં તમોને શું લાભ? ના! ના! અલ્યા હું બોલતાં તો ભુલ્યો પણ લખતાંએ ભુલ્યો. કારણ કે મારા વહાલા આગેવાનો તો વર મરો, કે કન્યા કરો, પણ ગોરના તરભાણામાં ખલેલ ન કરો તેવી પટેલાઈ કરે છે. અરે મારા વહાલા જ્ઞાતિના સાધારણ યા ગરીબ સંઘા, યા વહાલા બધા, એકજ માબાપાના છે એમ ગણી ઈન્સાફ એક જ ત્રાજવે તોલવો. જ્યારે આમ કરોતો જ આગેવાની ગણાય. ને પછી એથી ઉલટે રસ્તે વર્તો તો આગેવાની કહેવાય નહીં. મારા જ્ઞાતિલા દરેક જથા યા ગોળના આગેવાનોને એટલી જ સૂચના છે કે જો આગેવાની કરવી તો વગર પક્ષે સઘળાને સમાન ગણી હરેક ન્યાયને અને સુધારાને રસ્તે કરવી, જેથી આગેવાની શબ્દનો અપભ્રંશ થાય નહીં. માટે પ્રથમથી જ વીચારયુક્ત પગલાં ભરવાં. એમાં તમારું ભુષણ અને કર્તવ્ય છે. હવે હું જ્ઞાતિના દરેક ગોળ યા જથાના જ્ઞાતિબંધુઓને અને આગેવાનોને સૂચના કરું છું કે આ જ્ઞાતિની કોન્ફરન્સની હીલચાલ મુરબ્બી વીરગામવાસી જ્ઞાતિબંધુઓ તરફથી જ્યારથી થઈ છે ત્યારથી તમો દરેક જથાના જ્ઞાતિબંધુઓએ પોતાના ગોળો યા જથામાં સંસારી સુધારા કીધા છે. પણ સંસાર શાથી સુધરે છે તેનું મુળ શોધી કાઢવાને હજુ કોઈ જથામાંથી યત્ન કરવામાં આવેલો નથી. સંસાર સુધારા, જ્ઞાતિ સુધારા, વેપાર સંબંધી, ખેતી

સંબંધી વગેરે તમામ સુધારા વધારાનું મુખ્ય બી વિદ્યા કેળવણી છે. જ્યાં સુધી એ બીનું વાવેતર આપણી જ્ઞાતિમાં પુરા ખંતથી વાવવામાં આવશે નહીં ત્યાં સુધી દરેક સુધારા યા વેપારી ઉન્નતિમાં પાછળ પાછળ રહીશું. માટે જ્ઞાતિના દરેક ગોળના સુકાનીઓને એટલી સૂચના કે જેમ બને તેમ આપણે આપણા દરેક જથામાં કેળવણીરૂપી બીનું વાવેતર કરવું જેથી જ્ઞાતિનો ઉદય ઝટ થાય. જ્યાં વિદ્યા કેળવણીનો બહોળો પ્રચાર થયો એટલે જ્ઞાતિ સુધારા, દેશ સુધારા, સંસારી સુધારા વગેરે એની મેળેજ કરવાના. દાખલા તરીકે જોવાનું છે કે વાણીઆ બ્રાહ્મણોમાં શું આગળ મુસલમાની રાજ્યોમાં બાળલગ્ન વગેરે નઠારા રિવાજો નહોતા શું? હતા જ. ત્યારે હાલમાં તે લોકો કેમ બાળલગ્ન તરફ ધિક્કારની લાગણીથી જુએ છે. અને આપણે બાળલગ્ન જેવી કઢંગી રૂઢીને નઠારા રિવાજો દૂર કીધા છે, અને આપણામાં વીદ્યાકેળવણીનો નાશ છે જેથી એવી નઠારા રીવાજના અંધકારમાં ગરકાવ થઈ સડ્યા કરીએ છીએ. જો વિદ્યાદેવીની ઉપાસના કરવામાં આવે તો તમામ ઉન્નિત એની મેળે જ થાય. માટે દરેક જ્ઞાતિબંધુ પોતાના ગોળ યા જથામાં વિદ્યાકેળવણીનો બહોળો ફેલાવો થાય એવી ગોઠવણ કરવા યત્ન કરશો. જે યત્નથી જ્ઞાતિમાં ઉપર જણાવ્યા મુજબ ગુનાહનો ઇન્સાફ મેળવવા પંચનો સંભવ રહેશે નહીં. એ જ.

**ચોર્યાશી તાલુકા તરફ વસનારા લાલચુડા કડવા નામથી ઓળખાતા પાટીદાર બંધુઓને સૂચના**

પ્રિય બંધુઓ જ્યારે જ્યારે હું તમારા ગોળનું અવલોકન કરૂં છું ત્યારે ત્યારે તમારા જ્ઞાતિના આગેવાન સુકાનીઓને શાબાશી આપું છું. કારણ કે પોતાની જ્ઞાતિના ભલા અર્થે દરેક સુધારાના ધારા બાંધવામાં અને પોતે તથા પોતાના જ્ઞાતિ બંધુઓને તે રસ્તે દોરવા. દોરવામાં પોતાની મોટાઈ યા આબરૂનો કશો પણ આડંબર રાખતા નથી. પણ હાલ હું લખવાને દીલગીર છું કે આજ એક વરસ ઉપરાંત થયાં કડવા જ્ઞાતિની કોનફરન્સની હીલચાલ મુરબી વીરમગામ યા મોટા જથા તેમજ ગોળોમાં સુધારાના રણશીંગા વાગી રહ્યા છે, દરેક ગોળોમાં નાની મોટી સભાઓ ભરાય છે અને પોતાના જથામાંના દરેક નઠારા રિવાજો તરફ નાપસંદગી બતાવી તેને દૂર કરવા યત્ન કરતા જાય છે ત્યારે તમારો આવો મોટો જથો કે જેના ચોર્યાશી તાલુકા તરફ નેવું ગામ ગણાય છે, તેમાં અત્યાર સુદીમાં એક્કે સભા યા સુધારો નહીં. તેનું શું કારણ છે, કેટલાક ગવરમેન્ટ પોલીસ પટેલના હોદા ઉપર છે, કેટલાક વેપારી વર્ગમાં જોડાએલા છે તે એટલે સુધી કે કેટલાક ગવરમેંટ પોલીસ પટેલના હોદા ઉપર છે, કેટલાક વેપારી વર્ગમાં જોડાયેલા છે તે એટલે સુધી કેકેટલાક પરદેશ જઈ ઝવેરીનો પણ ધંધો કરનારા છે. ત્યારે શું તમારા જુથાના આગેવાનો પોતાની મોટાઈના ખોટા આડંબરથી ચુપ બેશી રહ્યા છે? શું તમારા જુથમાં જે જે રીવાજો છે તે બધાયે સારા છે? ના, ના, તેમ તો છે જ નહીં. તમારામાં પણ કેટલાક રીવાજો એવા નુકસાનકારક છે કે તમારા ગરીબ વર્ગના બંધુઓને સમયોચિત સુચકતા નથી. તમારામાં છોકરીને સાસરે વળાવવામાં ચાલીશ પચાશ માણસોને આણું કરવા તેડવામાં આવે છે.

તે સઘળાઓને પહેરામણી આપવી પડે છે. તેમજ બે ત્રણ દિવસ રાખવામાં આવે છે. તેમાં કેટલો બધો નકામો ખર્ચ! આમાં તમારી શું મોટાઈ છે. ધારો કે કદાચ તમોને એથી મોટાઈ મળતી હશે તો એ મોટાઈથી શું તમારા કુટુંબનું બાળબચ્ચાનું ભરણપોષણ થનાર છે, ના, તેમ તો છેજ નહીં, તો પછી એવા ખોટી મોટાઈના આડંબરને વળગી રહી પોતે તથા પોતાના ગરીબ વર્ગના જ્ઞાતિબંધુઓને આવા નકામા ખર્ચના બોજામાં ઉતારવા વધુ પસંદ કરો છો. આ રીવાજ વખોડી કાઢવા લાયક છે માટે એ રિવાજમાં ફેરફાર કરવાની જરૂર છે કદાચ તમો પૈસેથી શક્તિવાન હો, તો આવો નકામો ખર્ચ ન કરતાં એવા ખર્ચની રકમ જે બચે, તેની હરકોઈ જણસ તમારી છોકરીને બનાવી આપો, કે જેથી તમોને એક કન્યાદાન રૂપી મોટુ પુણ્ય પ્રાપ્ત થશે. બીજું તમારી જ્ઞાતિનો બીજો જથો જે કાળા ચુડાના નામથી પ્રસિદ્ધ છે, તેની અસર પણ તમોને ધીમે ધીમે આવવા લાગી ખરી, તે એકે નાતરાની કન્યાનું વેચાણ ફારગતી લેવામાં હજાર હજાર બાર બારસેં રૂપિયા આપવા લેવા લાગ્યા ખરા. આ કન્યા વિક્રયરૂપી મહાન પાપના બોજામાં અદ્યપિ સુધી તમારો જથો ઉતરેલો નહીં તે હવે ઉતરવા લાગ્યો છે. આ મહાન પાપના પંજામાં સપડાઈ નહીં પડે તેને માટે આ તાતે વખતે તમારા જ્ઞાતિના આગેવાનોએ ચાંપતા ઈલાજો લેવાની જરૂર છે, અને આ શીવાએના કેટલાંક બીજા નઠારા રીવાજો છે તે તરફ નાપસંદગી બતાવી તે દુર કરવા કરાવવા યત્ન કરશો. એવી આશા રાખું છું.

લી. હું છું આપના સામા જથાનો જ્ઞાતિ બંધુ,
*ધનજીભાઈ દયારામ દેસાઈ*
ડાયરેક્ટેક્ષ ઈન્સ્પેક્ટર
સુ.સી.મ્યુ.
મુ.ગામ અડાજણ

## પાટણ વાડીઆ પાટીદારોની સભા - સુરત

તા. ૩-૧૧-૦૯ના રોજ સુરત જિલ્લાના પાટણ વાડીઆ પાટીદારોની લગભગ અઢીહજાર માણસોની મોટી સભા સુરતના પા. ઇચ્છારામ ભીખારીદાસના આમંત્રણથી મળી હતી તેમાં નીચે મુજબ ઠરાવો થયા હતા.

૧. આ ભાગમાં આર્ય સમાજીઓની સંખ્યા લગભગ ૭૫ની છે. તેઓએ શ્રાધાદિ કર્મ નહીં કરવાથી, મૂર્તિઓની નિંદા કરવાથી તથા મુસલમાનો, બૌદ્ધો અને જૈનોના વખતથી બંધ પડી ગયેલા ઉપવીત ધારણ કરવાના વેદ શાસ્ત્ર સંપન્ન સર્વસામાન્ય રીવાજનો પુનરોદ્ધાર કરવાથી તેઓ લોકોની નજરે ચડ્યા હતા અને તેથી મળેલી સભાએ ઠરાવ્યું કે આ સભામાં આવેલા સમાજીઓ જો ધારણ કરેલી જનોઈ ઉતારી નાખે નહિ તો તેમણે જ્ઞાતિની પંગતથી દૂર બેસી જમવું. જો જમ્યા વિના ચાલ્યા જાય તો તેમને જ્ઞાતિ બહાર મુકવા.
૨. સુરતમાં જ્ઞાતિના બાળકોને માટે બોર્ડિંગ સ્થાપવા તથા સ્કુલની ફી તથા ચોપડીઓ વગેરે વિદ્યા વૃદ્ધિનાં સાધનો કમિટિ તરફથી પુરાં કરવાં. આ

બોર્ડિંગની સંસ્થાના નિભાવ માટે દરેક પાટીદાર પાસેથી દરવિઘા દીઠ ફાળો નાંખી દરેક ગામના આગેવાનો મારફત ઉઘરાવવા આ બાબતની વ્યવસ્થા કરવા પોપડા અગર ભરથાણ ગામે પા- દયાળ ભાઈ પુંજા ભાઈ, પા. ઈચ્છારામ ભીખારીદાસ, પા. ફકીરભાઈ હરીભાઈ, પા. જીવણ રંગપરા તથા પા. દયાલ ભાઈ હીરાભાઈ વગેરે આગેવાનોની સભા દીવાળી પછી અનુકૂળ વખતે બોલાવવી અને ખુલતી મોસમે બોર્ડિંગનું કામ શરૂ કરવું.

૩. જ્ઞાતિની કોઈ પણ રકમ કોઈ પાસે અગર કોઈ જામીનદાર પાસે લ્હેણી હોય તો જ્ઞાતિનો ગોર ઉઘરાવવા આવે ત્યારે આપવી અગર ખાતુ પાડી આપવું.

૪. શ્રીમંત ગાયકવાડ સરકાર સિયાજીરાવના રાજ્યમાં **બાલ લગ્ન પ્રતિબંધક** કાયદો અમલમાં છે અને સં. ૧૯૬૬ની સાલમાં જો લગ્ન થાય તો કામરેજ, નવસારી અને વેળાછા તાલુકામાં વસ્તી પાટીદારોની સંખ્યા દંડાઈ જાય. આવા કારણોને ધ્યાનમાં લઈ આ સભા લગ્નની ચાલતી પદ્ધતિમાં ફેરફાર કરવાની અગત્ય જુવે છે. આગેવાનોએ લગ્ન સંબંધની રૂઢીમાં જે ઠરાવ કરવો ધાર્યો છે તે ઘણો જ સ્તુતિપાત્ર છે. આપણી જ્ઞાતિમાં દસ વર્ષે લગ્ન આવે છે તેને બદલે દર પાંચમે વર્ષે લગ્ન કરવાં અને લગ્ન આવે ત્યારે ગાયકવાડ સરકારના નિયમમાં દર્શાવેલી ઉમરે આવેલાં બાળકોને જ પરણાવવાં અને બાકી રહે તે બીજા આવતા પાંચમે વર્ષે લગ્ન સારામાં પરણાવવાં.

આગેવાનોએ આ પ્રમાણે લગ્નની બાબતમાં કાયદાને અનુસરી પાંચ વર્ષે લગ્ન કરવા ધાર્યું છે તે ઘણું જ સ્તુતિપાત્ર છે. આ ઠરાવથી જ્ઞાતિ દંડ અને સજામાંથી મુક્ત થશે અને કજોડાં થતાં અટકશે અને આશીર્વાદ આગેવાનોને મળશે. આશા છે કે જ્ઞાતિના દરેક આગેવાનો આ ઠરાવને અનુમોદન આપી અમલમાં મુકશે.

આર્યસમાજીઓની વિરુદ્ધ થયેલા ઠરાવથી હવે શું પરિણામ આવે છે તે જોવાનું છે તેમના પર આવી પડેલી આફતને માટે અમો બહુ દીલગીર છીએ સમાજી સ્વબંધુઓ પોતાની સંખ્યા વધ્યા પછી શાંત અવરોધ ધારણ કરી સુધારો કરવા પ્રયત્ન કર્યો હોત તો બેશક તેઓ ફતેહમંદ થાત.

બોર્ડિંગની બાબતમાં આગેવાનો જો સુરત મુકામે બોર્ડિંગ ખોલી જ્ઞાતિનાં છોકરાઓને ભણાવવા પ્રયત્ન કરશે તો તેના જેવું એક પણ પુણ્યપ્રદ ઉચ્ચકાર્ય ગણાશે નહિ અને તેથી જ્ઞાતિના આગેવાનોને મારી નમ્રતાપૂર્વક વિનંતિ છે કે આપણી જ્ઞાતિમાં બારમાં, અઘરણી તથા મામેરૂ વગેરે રીવાજો બંધ કરી આવાં વિદ્યાદાન કરી તમારી ભવિષ્યની પ્રજાને સુખી કરવા પગલાં ભરશો.

અમો આશા રાખીએ છીએ કે રા-રા-પરભુભાઈ જેઓ જ્ઞાતિમાં પહેલા જ મેટ્રીક્યુલેટેડ છે તે આ કામમાં બોર્ડિંગ સ્થાપવાથી તથા ઉપર મુજબના કઢંગા રિવાજો બંધ કરવાથી થતા ફાયદા આગેવાનોને સમજાવશે તો આગેવાનોની કીર્તિમાં વધારો કરશે અને જ્ઞાતિનાં બાળકોનો આશીર્વાદ મેળવશે એ જ. *જગાભાઈ બહેચરભાઈ*

## નવસારી, વેળાછા, કામરેજ વિભાગમાં વસ્તા પાટણવાડીઆ પાટીદારોને વિજ્ઞપ્તી

પાટીદાર બન્ધુઓ! સુરતમુકામે તમોએ મળી તમારા ભાગના પાટીદારોનાં બાળકોની ઉન્નતિ માટે સ્તુતિ પાત્ર ઠરાવો કર્યા છે જે વાંચી જ્ઞાતિના દરેક પુરુષ તમોને મુબારકબાદી આપશે જ, પરંતુ તમારી બેઠક પછી જમણ વખતે તમોએ સુધારાના નામે એક ભયંકર કુધારો કરવાની બાળ ચેસ્ટા કરી છે જે બાબત એક નિષ્પક્ષ અને તમારા હિતસ્વી બન્ધુ તરીકે યોગ્ય શબ્દોમાં કહેવાની જરૂર ધારી છે. તમારી સભામાં આવેલા જ્ઞાતિ બંધુઓમાં જેમણે જનોઈ પહેરેલી હતી તેમને 'ચ્હાય જનોઈ ઉતારી નાંખો યા પંગતથી દૂર બેસી જમો અને નહિ તો જમ્યા વિના જ્ઞાતિ બહાર થઈ ચાલ્યા જાઓ.' આવં મહાન અપમાન આપવામાં આવ્યું તેને માટે હું ઘણો જ દિલગીર છું ને તે વખતે સત્ય પ્રતિ પોતાની અપૂર્વ હિંમત બતાવી ઉપવીત ઉતારવા કરતાં અને તેમને તજી ચાલ્યા જવા કરતાં પંગતથી દૂર બેસી જમવામાં તેમણે સંપૂર્ણ દુરંદેશી તથા દીર્ઘદર્શીપણું બતાવ્યું છે તે બાબત તેમને કોટીશઃ ધન્યવાદ આપું છું પાટીદારો તમોને યાદ નહીં હોય કે હિંદુ સંજ્ઞા ધારક અને વેદને માનનાર કોઈ પણ પુરુષ જનોઈ પહેરવાથી હલકો થતો હોય યા જ્ઞાતિને દુષણ આપી દુર બેશવાલાયક થતો હોય? કોઈ પણ બ્રાહ્મણ યા પંડિત યા ધર્માચાર્ય કડવા પાટીદારને જનોઈનો અધિકાર નથી તેવું પ્રતિપાદન કરી આપવા તૈયાર હશે તો અમે અમારા ખર્ચે તમારા માન્ય ધર્માચાર્યો પાસેથી શાસ્ત્રના અનેક આધાર મોજુદ કરીશું. કડવા પાટીદારોને યજ્ઞોપવીત ધારણ કરાવનારા શ્રી વલ્લભાચાર્યના વંશજ, શ્રીશંકરાચાર્ય, શ્રીનૃસિંહાચાર્ય, શ્રી નાનક ગુરુના આચાર્યો, શ્રી નથુરામ શર્મા, શ્રી રામાનુંજ, શ્રી માધવાતીર્થ અને આર્ય સમાજ વગેરે ધર્મ ધુરંધરો હાલ દુનિયામાં મશહુર છે. છતાં પણ કયા શાસ્ત્રાધારે અને કોણ ધર્મવીરની સલાહથી આ ભુલ થઈ છે તેની તપાસ કરવી ઘટે છે. બન્ધુઓ!

દુહો : હિંસ મુચ્છ, ભોરીંગમણી, કરપી ધન સતિનાર;<br>
જીવ ગયે પર કર ચઢે, ત્યમ ક્ષત્રિ તલવાર. - પ્રતાપ નાટક

આવી રીતે ધર્માભિમાની પુરુષોએ યવનના અસહ્ય શંકટના સમયમાં પણ પોતાના દેહની દરકાર કર્યા વિના જે ઉપવીત ને નિભાવી છે તેને આજે શાંતિના સામ્રાજ્યમાં તમે કાઢવાની કરામત કરી તે મ્હારા સમજવા મુજબ તો આપણી અજ્ઞાનતાના લીધે જ છે. અગર કોઈ સ્વાર્થ લંપટ લાડુ ભટજીનું આ ઉછાંછળું પગલું હશે. જો તેમ હોય તો આટલેથી જ હવે તેવા આડા રસ્તે દોરી દુનિયાની નજરે ભલામાં ખપાવવાની પેરવી કરનાર એવા પુરોહિતજીને પાણીચુ આપી, આવી થતી ગંભીર ભુલથી બચશો તો મારો પરિશ્રમ કાંઈક અંશે સફળ થશે. ભાઈઓ! કોણ જાણે શા કારણથી સમાજી બન્ધુઓ આજે સર્વનું ધ્યાન ખેંચી રહ્યા છે? જો કોઈ અદેખાએ તો જનોઈ ધારણ કરનારાઓ સમાજીસ્ટો હોય ને તેમે નાહક પજવવા પેરવી રચી

હોય તો તેમાં આપણે આગેવાનોએ કાળજી રાખવી જોઈતી હતી. હું પોતે સમાજી નથી છતાં પણ સત્ય બાબત પર દસ્ટી કરતાં ઉપવીત ધારણ કરવામાં, ન ધારણ કરનાર શુદ્રગણાતા પાટીદારો કરતાં તેઓ જનોઈવાળા ઘણા આગળ વધ્યા છે, અને જ્ઞાતિને દીપાવી છે તેમ મારે નિ:શંક કહેવું જ પડશે. બન્ધુઓ! આ બાબતના વધુ ખુલાસાની જરૂર જણાયે લેખકને હવેની આપના જથાની બેઠક વેળા રૂબરૂ બોલાવશો તો હાજર થઈ વદુ વિગતવાર ખુલાસો કરવા પણ તે તૈયાર છે. માટે હવેથી થયેલી ભુલને સુધારી લઈ પુનરપી આમ કાચુ ન કપાય તેને માટે સાવચેત રહી ગત મીટીંગમાં વિદ્યાવૃદ્ધિ માટે બોર્ડિંગનો તથા ગાયકવાડ સરકારના **बाल लग्न प्रतिबंधक** નિબંધની સરતો સચવાય તેમ લગ્નના નિયમ બાંધવાના ઠરાવોનો દૃઢતાથી અમલ કરશો તો તમે અક્ષય યશ મેળવશો. સુધારાની શરૂમાં જ કુસંપ રૂપી કુધારો પેશી આપણામાં તડ, જથા, વિભાગ કે ફાટ પુટ થાય તેવું એક પણ કાર્ય ન બને તેને માટે સહુથી વધુ લક્ષ આપશો અને આપણા બીજા બન્ધુઓ જેમ સુધારાના સુધા સિંધુએ પહોંચવા દોડી આપણી આગળ વધ્યા છે તેમને પહોંચી વળવા અને આગળ થઈ જવા કમર કશી દૃઢતાથી શદરહુ બે ઠરાવોને અમલમાં લાવશો તો તમારી ઉન્નતિને માટે હવે વધુ કરવાની જરૂર નથી. બાળલગ્ન અટકાવવાના ઠરાવથી તમારી શારીરિક સંપત્તિ અને બોર્ડિંગ સ્થાપી બાળકોને ઉચ્ચ કેળવણી આપી માનસિક સંપત્તિ પ્રાપ્ત કરશો તો આ દુનિયામાં ઉત્તમ સુખો ભોગવી આખરે તમો અવસાન પછી અક્ષય સુખને પામશો.

દુહો : કહેતા પણ કરતા નહિં, મુંકા બડા લબાડ
કાલે મુંસે જાયગા, સાહેબકે દરબાર

છેવટે કરેલા ઠરાવો દૃઢતાથી પાળવા પળાવવા અને ધર્મની બાબતમાં હાથ ન ઘાલવાને તથા તમારા ભાગનાં બેતાળીસ ગામના બન્ધુઓ જેમ નિયમિત સભાઓ ભરે છે તેમ અમુક માસના અંતરે નિયમિત અને વ્યવસ્થાસર સભા ભરવાને મારી સપ્રેમ સવિનય વિનંતિ છે. કારણ કે આ વખતની તમારી સભાની બાબત વાંચતાં તમો ભાઈઓ રા. રા, ઇચ્છારામ ભીખારીદાશને ત્યાં ભોજન નીમીત્તે મલ્યા હતા તેવી રીતે તમારી સભા મેળવવા પાછા કોઈના મરણ પ્રસંગની રાહ ન જોતાં દીવાળી પછી મળવાના તમારા મુજબ ખાસ આ કારણ માટે આગેવાનોએ મળી વ્યવસ્થા કરવી જોઈએ. બન્ધુઓ! મરણ પાછળનાં દેખાદેખી અને મિથ્યા મોટાઈનાં ખરચોએ પણ આપણી આવી અવદશા કરવામાં ઓછો ભાગ ભજવ્યો નથી. કંઈક બિચારા પાટીદારોને વ્યાજ ભરતા, જમીન વેચી ખાતા, જમીન ગીરો મુંકી વ્યાજમાં ગુમાવી દેતા, ઘરબાર વિનાના થઈ જતા અને પોતાની પાછળ સ્ત્રી પુત્રાદિને નિરાધાર દશામાં ડુબાવતા આ લેખકે સાંભળ્યાં છે અને જોયાં પણ છે. માટે એવાં ગજા ઉપરાંતનાં દેખા દેખીનાં ક્ષુદ્ર અને મનની ઉત્તમ વૃત્તિયોને બગાડનારાં ઉડાઉ પ્રેત ભોજનના પ્રસંગની રાહ જોઈ આવાં સુધારાનાં માંગલિક કાર્યો અટકાવી ન રાખવાં જોઈએ.

તમોએ દિવાળી પછી મળવાનો શુભ ઠરાવ કર્યો હતો તદનુસાર મળી તમો આગેવાન બન્ધુઓએ બોર્ડિંગના ફંડનું કામ શરૂ કર્યું જ હશે અને આશા રાખવામાં આવે છે કે તે વખતે વિદ્યા વૃદ્ધિના ઉત્તમ કાર્યની તથા બાળ લગ્ન અટકાવવાના વિચાર પર રાખેલા ઠરાવ ને દૃઢતાથી અમલમાં મૂકવાની તથા તમારા ભાગના દરેક પાટીદારોએ તે નવા ધર્મશાસ્ત્ર વિહીત ઠરાવને ધર્મની ક્રિયા માની ઉમંગથી વધાવી લીધાની અને શ્રીમંત ગાયકવાડ સરકારને આ ઠરાવ દૃઢતાથી અમલમાં મૂકી અજ્ઞાન પ્રજાની અજ્ઞાનતા ભરી આજીજી પર બેપરવા કરવા સર્વાનુમતે મુબારકબાદી આપવાના ઠરાવ કરવાની માંગલિક બીના કડવા પાટીદાર દુનિયાને જણાવવા લખી મોકલી ઉપકાર કરશો એવી આશા રાખી આ લેખને ખતમ કરવામાં આવે છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ વૈતાલ

## સુરતની કડવા કણબી અમદાવાદી ન્યાતમાં થયેલો ફેંસલો

### (સં. ૧૯૬૮ શ્રાવણ વદ ૧૧ તા. ૭-૯-૧૨.)

સુરતની ઉપરોક્ત જ્ઞાતિમાં સત્તાની વહેંચણી અને વહીવટની બાબતમાં તકરાર પડવાથી બે પક્ષ પડી ગયા હતા જે બંને પક્ષના નામચિન્હ પુરૂષોને નુકસાનકારક જણાયાથી સમજુતી પર આવવા લવાદો નીમવાની ગોઠવણ થઈ હતી. સદરહુ લવાદનામા સાથે ફેંસલાની છાપેલી નક્કલ અમને મળી છે જે નીચે પ્રમાણે છે.

### લવાદ નામુ

સંવત ૧૯૬૮ ના શ્રવણ વદ ૮ ને વાર બુધ તા. ૪-૯-૧૨ તારકશ જીવણભાઈ જગન્નાથ ત્થા નગીનદાસ જેકીશનદાસ જોગ લી. હમો નીચે સહીના કરનારાઓ આપણી આખી નાત તરફથી તમોને નાતની કેટલી તકરારોને માટે તડ પડેલા છે તેનું સમાધાન કરવાને તમો બંનેને આ અધિકારથી લવાદ નીમેલા છે તમારે પરમેશ્વર દરમીયાન સબુદ્ધિથી ફેંસલો કરવો તમારા બેમાં કંઈ મતફેર પડે તે સરપંચ પા. અમદાવાદવાળા, કાલીદાસ બાજીભાઈ પાદશાહ જે ફેંસલો કરે તે કબુલ મંજુર છે.

દા. પા. મટુભાઈ જીવાભાઈ

૧ અંતર મતુ

૧ પા. મગનલાલ મથુરદાસ

૧ પા. જગજીવનદાસ હરજીવનદાસ સહી દા. પુંજીલાલ,

૧ તર્ભોવનદાસ હરજીવનદાસ સહી દા. ગોરધનભાઈ.

૧ પા. મલુકચંદ કીશોરદાસ સહી દા. રંગીલદાસ.

૧ પા. હરકીશનદાસ શીવલાલ સહી દા. નથુભાઈ.

૧ પા. કેશવલાલ બળદેવદાસ સહી દા. પોતે.

૧ પા. ચીમનલાલ બુલાખીદાસ સહી દા. પોતે.

૧ પા. ઠાકોરદાસ બુલાખીદાસ સહી દા. પોતે.

૧ પા. વનમાલીદાસ હરજીવનદાસ સહી દા. માણેકલાલ હરકીશન
૧ પા. ગોવરધનદાસ દયારામ સહી દા. પોતે.
૧ પા. જેઠાભાઈ કાળીદાસ સહી દા. પોતે.
૧ પા. કેશવલાલ ગંગાદાસ સહી દા. પોતે.
૧ પા. મગનલાલ છગનલાલ શાહની શાખ.

## ફેંસલો

### (સંવત ૧૯૬૮ના શ્રવણ વદ ૧૧ તા. ૭-૯-૧૯૧૨)

સુરતની સમસ્ત કડવા કણબી અમદાવાદી ન્યાત જોગ. અમો નીચે સહીના કરનારાઓને સમસ્ત ન્યાત તરફથી સંવત ૧૯૬૮ ના શ્રાવણ વદ ૮ બુધવાર તારીખ ૪-૯-૧૨ ને રોજે એક લવાદનામુ લખી આપું છે અને તમારા બે લવાદોમાંથી સમાધાન કરવામાં મતભેદ પડે તો તેનો ફેંસલો કરવા માટે સરપંચ તરીકે અમદાવાદવાળા પટેલ કાલીદાસ બાજીભાઈ પાદશાહને નીમેલા છે એ લવાદનામાની રૂએ ન્યાતમાં જે જે તકરારો હતી તે સાંભળી તેનો છેવટનો ફેંસલો નીચે પ્રમાણે અમો બંને લવાદો એકમતે કરીએ છીએ તે સઘલા ન્યાતી ભાઈઓએ કબુલ રાખવું.

ન્યાતના ઘણોક દસ્તાવેજો જોયા તે ઉપરથી ન્યાતના પટેલ હિંમતપરા ચાલતા આવેલા છે, અને ઘણા દસ્તાવેજમાં પટેલ ભગવાનદાસ રૂગનાથદાસ અને ત્યાર પછી બીજા દસ્તાવેજમાં પટેલ મથુરદાસ ભગવાનદાસ ન્યાતના પટેલનું કામ કરતા આવેલા છે અને અને હાલમાં તેઓના દીકરા પા. મગનલાલ મથુરાંદાસ ન્યાતના પટેલનો વહીવટ કરે છે, તેમને પટેલ તરીકે કાયમ રાખવામાં આવ્યા છે એટલે એમને પટેલ તરીકે માનવા.

શેઠ બેચરદાસ અમઈદાસના ફેંસલાથી તારીખ ૬ ફેબ્રુઆરી ૧૮૭૩ના દસ્તાવેજમાં બાઈ અમરતે આપેલા રૂપિયા અગીઆરસોની રકમ પોતાની દીકરી જીવકોરના સમચરી ઉર આખી ન્યાતે નોતરાં દઈ ઓચ્છવ કરવા આપેલા અને સદરહુ બાઈની સમચરી અસાડ વદ ૭ ની છે તેમાં બાઈએ આપેલા સદરહુ રૂપિઆનું વ્યાજ વાપરવાનું છે. એટલી રકમના વ્યાજથી ઘટ પડે તો ન્યાતની સીલકનું વ્યાજ ઉપજે તેમાંથી વાપરવું. સદરહુ રૂપિયા અગિયારસોના ડબલના એટલે રૂપિયા બાવીસોના સામા દસ્કત શેઠ બેચરદાસ અમબાઈદાસે પડાવી આપેલા છે.

ન્યાતના દફતર ને સીલક માટે એવો ઠરાવ કરવામાં આવે છે કે હાલમાં દફતરી પટેલ ગોરધનદાસ દયારામ છે, તેમની પાસેથી (લઈને) પાંચ વરસને માટે હરજીવનદાસ જેઠાસાની પેઢીને, જે હિસાબ અને દફતર તેમના હવાલામાં જે હોય તે સોંપવું અને પાંચ વરસ સુધી સદરહુ પેઢી હિસાબને લગતું કામકાજ કરે, ત્યાર પછી ન્યાતના દફતર પટેલ ચીમનલાલ બુલાખીદાસને દફતર પોચ્યા બદલની પોંચ લઈ લઈને ન્યાતની રૂબરૂમાં આપે. એઓ પાંચ વરસ વહીવટ કર્યા બાદ દફતર અને હિસાબ ન્યાતને સોંપે અને પછી દફતર અને હિસાબ રાખવાને મોટે પાંચ વરસને

માટે પાંચ વરસને માટે ન્યાતના કોઈ એક ગ્રહસ્થ પ્રસન્ન પ્રસન્ન કરી તેને સોંપવો. એમુજબ દર પાંચ પાંચ વરસે હિસાબ અને દફતરને માટે જુદા જુદા ગૃહસ્થોને પ્રસન્ન કરી સોંપ્યા જવું. હવે જે ગૃહસ્થની પાસે હિસાબ અને દફતર હોય તેને ન્યાતનો સઘળો હિસાબ રાખવો તેમજ સીલકમાં રૂપિયા પચાસ રાખવા એથી વધુ સીલક પડે તે ન્યાતના ગૃહસ્થો પઈકી સીતવાળાના કુટુંબમાંથી એક જણ તથા મોરથુંથુવાળાના કુટુંબમાંથી એક જણ તથા ભઠ્ઠીના કુટુંબમાંથી એક જણ તથા હીંગલોકવાળાના કુટુંબમાંથી એજ જણ તથા બોડાવાળાના કુટુંબમાંથી એક જણ એ પાંચે ગૃહસ્થોને ન્યાતની પુંજી વ્યાજ ઉપજાવવા માટે ટ્રસ્ટી તરીકે નીમીએ છીએ માટે તેઓ વ્યાજ ઉપજાવવાને માટે હાલમાં એવી ગોઠવણ કરવામાં આવે છે કે ટાપટી રેલવેના સેરો લેવા અને કંઈક પણ વધારો પડે તે મુંબઈ બેન્કની સેવિંગમાં વ્યાજે મુકે પોતાની પાસે રોકડ સીલક રાખે નહીં. સેરો એ પાંચો ગૃહસ્થોના નામે લે અગર તો પાંચે કુટુંબ છુટા છુટા નામ ઉપર લે તેમાં ન્યાતે વાંધો લેવો નહીં પણ ન્યાતના રૂપિયાથી જે સેરો ખરીદ થયા હોય તેના નંબર વગેરે સઘળી હકીકત ન્યાતના દફતરમાં લખાવવી અને જે વ્યાજ ઉપજે તે ન્યાતના પટેલને દર વરસે આપવું.

તારીખ ૨૨ જાનેવારી ૧૯૦૩ના દિવસે ન્યાતનું સમાધાન કરવા સારુ મોતીલાલ ચુનીલાલને લવાદનામુ આપેલું અને તેઓએ તે વખતે ફેંસલો આપેલો ત્યાર પછી તકરાર પડેલી તેનો ફેંસલો આપવામાં આવે છે કે આપણા ન્યાત ગોર તરીકે વંશપરમપરાથી ઉતરી આવેલી બાઈ મહાકોર તે માજુભાઈ મોતીરામની વીધવા ગોરપણાનું કામકાજ કરે છે અને હવે પછી પણ તેઓને જ ન્યાત ગોર તરીકે માનવાના છે વિશેષ કોઈક વખતે ન્યાતમાં તડ પડે તો બને પાર્ટીનું ગૌરનું કામ બાઈ મહાકોરે કરવું.

આપણી ન્યાતનો ઓચ્છવ આસાડવદ ૭ નો દર વરસે કરવાનો છે તે પટેલ મગનલાલ મથુરદાસે હમેશ આખી ન્યાતે નોતરાં દઈ કરવાનો છે તે ધારા મુજબ કરે અને તડ પડે તો ઓચ્છવ કરવો નહીં. વ્યાજની જે ઉપજ થઈ હોય તે ઉપર લખેલા ત્રસ્ટીઓને વ્યાજ ઉપજાવવાને માટે સોંપી દે પોતાની પાસે સીલક રાખવી નહીં.

ન્યાતના વાસણ ઘણા વખતથી ન્યાત ગોરાણી બાઈ મહાકોરને ત્યાં રહે છે તે સદરહુ વાસણ એ બાઈને ત્યાં રહેવા દેવા. ન્યાતના ગ્રહસ્થોને સારા અથવા માઠા ખરચમાં વાપરવા જોઈએ તે ચાલતા આવેલા રીવાજ મુજબ સામા દસ્કત પડાવીને આપે અને જ્યારે ન્યાત જમે છે ત્યારે વાસણ મરામતને માટે રૂપિયો અડધો લેવામાં આવે છે તે ન્યાત ગોરાણીએ લેવો વાસણો વાપરો મરામતને માટે રૂપિયો અડધો લેવામાં આવે છે તે ન્યાત ગોરાણીએ લેવો વાસણ વાપરો અગર નહી વાપરો તો પણ ન્યાત જમે ત્યારે વાસણ મરામતનો રૂપિયો અરધો ગોરાણીને સઘળાએ આપવો અને જે ઉપજ થાય તે વરસે દીવસે જ્યારે ઓચ્છવ થાય ત્યારે ન્યાત ગોરાણીએ પટેલને સપુરત કરી ન્યાતના દફતરમાં જમે કરાવવું વીશેષ વાસણ મરામતની જે ઉપજ થાય તે વાસણ મરામતમાં અગર વાસણની ફેરફારીમાં વાપરવું વીશેષ ન્યાતનો કોઈ પણ

ગૃહસ્થ ગોરાણી પાસેથી વાસણ લઈ જઈ કબજે કરે અને ગોરાણીને આપે નહીં તો ગોરાણી પોતાના નામથી ફરિયાદ કરી વાસણ રોકનાર ધણી પાસેથી પોતાને કબજે લે અને ફરિયાદ કરતા જે ખરચ લાગે તે ન્યાતની પુજીમાંથી બાઈ ગોરાણીને આપવું.

ઉપર લખેલા પાંચ કુટુંબને વ્યાજ ઉપજાવવા માટે નીમેલા છે અને તેઓ સઘળાએ વ્યાજ ઉપજાવી દર વરસે ન્યાતના પટેલને આપવાનું છે તે પ્રમાણે તેઓ આપસે પણ કોઈ એક કુટુંબ અથવા વધુ કુટુંબના માણસો વ્યાજ આપવામાં વાંધો ઉઠાવે અગર નહીં આપે તો વ્યાજના તેમજ આખી રકમના પૈસા વસુલ કરવાને માટે પટેલ પોતાના નામથી ફરીયાદ કરી વસુલ કરે અને તે દાવાનો ખરચ થાય તે ન્યાતની સીલકમાંથી આપવો એ સીવાય સામા દસ્કત ઉપર ન્યાતનુ જે લેણું માંગવામાં આવે અને તેઓ નહીં આપે તો ફરીયાદ કરી પટેલ વસુલ કરે અને જે ખરચ લાગે તે ન્યાતની મીલકતમાં કરે વીશેષ દર વરસે જે વ્યાજ ઊપજે અને તેમાંથી ઓચ્છવ કરતાં જે વધારો પડે તે ન્યાતની દફતરમાં લખાવી ટ્રસ્ટીઓને વ્યાજ ઉપજાવવા માટે સોંપી દે ન્યાતમાં કોઈ સમયે કંઈ નવો ધારો કરવો પડે તો સઘળાની રાજી ખુશીથી કરવો કોઈનું મન દુઃખાય એવો ધારો કરવો નહીં વિશેષ અગાઉ ન્યાતે દશા અગીયારમાં અને **ટૂંકી ઉંમરના મરણ ખરચ બંધ** કરેલા તેમજ રસ નાખવા બાબત અને એ સીવાય બીજા કંઈ ઠરાવો કરેલા હોય **તે ન્યાતના ગૃહસ્થોની મરજીમાં આવે તો પાળે** અગર નહીં પાળે તો **ન્યાતે કોઈ જાતનો વાંધો લેવો નહીં અને ન્યાતી ગૃહસ્થોના ઘર સંસારની બાબતમાં** કંઈ નવો ધારો અથવા **કાયદો કરવા જરૂર જેવું નથી** અનુભવથી એમ માલમ પડ્યું કે **સુધારા કરવામાં મતભેદ પડે** અને નઠારૂ પરિણામ આવે માટે નહીં કરવા **એ વધારે સારૂ છે.**

કેળવણી કામને માટે તથા ન્યાતીલાઓને મદદ કરવા માટે બાઈ દેવકોર તે કાનદાસ હરીવલ્લભદાસની વીધવાના ટ્રસ્ટી જીવણભાઈ જગન્નાથે રૂપિયા છસો ન્યાતમાં આપેલા છે અને એ જ ફંડને મદદ તરીકે ગોપીપરાની રહેવાશી એક બાઈ નવી હતી તેના ટ્રસ્ટીઓ પણ ઉપરના જ કામને મદદ માટે રૂપિયા આપેલા તેમજ રૂપિયા પચીસ બાઈ જમના તે નથુ મંગલની વીધવાના ટ્રસ્ટી જીવણભાઈએ આપેલા તેમજ પટેલ ભુખણદાસ બેચરદાસનું ઘર ન્યાતે વેચેલુ તે સઘળું જોતા ઉપર લખેલા ફંડને માટે ટાપટી રેલવેના સેર નંગ ૨ એ ફંડના હીસાબે લેવા અને એ બે શેરનું જે ટ્રસ્ટીઓ નીમેલા છે તેઓ પટેલ મગનલાલ મથુરાદાસ તે માજી દફતરી ગોરધનદાસ દયારામની સલાહ લઈને સદરહુ શેરના વ્યાજનો ઉપયોગ કરવો કારણ કે આખી ન્યાત મેળવી આવી બાબતમાં પુછપાત કરી તે જ્ઞાતિને સારું લાગે નહીં માટે ઉપર લખેલા સાથે ગૃહસ્થોને વ્યાજ વાપરવાને માટે પરવાનગી આપવામાં આવે છે.

ન્યાતમાં તડ હોય તો ગોરાણીએ બે તડમાંથી એક તડને વાસણ વાપરવા આપવા નહીં એટલે તડ પડે ત્યારે વાસણ અનામત રાખી મુકવા વીશેષ આખી ન્યાત હોય કે તડ પડેલા હોય તો પણ કેળવણી અને મદદના ફંડના વ્યાજનો ઉપયોગ કર્યે

જવો. સઘળા ન્યાતીલાઓને અરજ કરવાની કે જ્યાં સુધી અમારી અક્કલ પહોંચી ત્યાં સુધી ન્યાતનું કોઈ દિવસ ભંગાણ નહીં પડે એવું એકત્રપણું કાયમને માટે કરીએ છીએ તે આ ફૅંસલાને માન આપી તડ પાડવા જેવા આણગમામાં ન્યાતીભાઈઓ ઉતરશે નહીં એવું અમો ચાહીએ છીએ. આ ફૅંસલો કરવામાં કેટલાક ન્યાતી ભાઈઓએ પોતાનાથી બનતી મદદ અમને આપી તેમજ **અમદાવાદવાળા પટેલ કાલીદાસ બાજીભાઈ પાશાહની જાતી મહેનતથી આ ઘણું સારું પરીણામ આવ્યું છે.** માટે સઘળા ભાઈઓનો ઉપકાર માનીએ છીએ.

વિશેષ ઉપરનો ફૅંસલો અમારા બંને જણે એક્કે મતે કર્યો છે પરંતુ પટેલ કાલીદાસ બાજીભાઈ પાદશાહ જે કે સરપંચ છે તેઓ એવી ભલામણ કરે છે કે તડ વખતે ન્યાત ગોર સિવાય બીજો એક ગોર કરેલો અને તે માણસ બ્રાહ્મણ હોવાથી તેને મળેલી વરતી છોડવાને માટે રૂપિયા એકસો ને એક પટેલ કલ્યાણદાસ મંછારામ ને ત્યાં આ ન્યાતનું સુલ થવાનું છે માટે તેઓ તરફથી તેમના છોકરાં ઘણી ખુશીની સાથે રૂપિયા એકસો એક આપવા ખુશી છે તે તેઓ આપશે.

અત્યાર પછી તડ પડે તોપણ કોઈએ બીજો ન્યાત ગોર કરવો નહીં તેને માટે ઉપર લખ્યા પ્રમાણે નાત ગોરને બંને તડનું કામ કરવાને રજા આપેલી છે તે પ્રમાણે કરશે.

આ ફૅંસલો અમે અમારી રાજીખુશીથી અક્કલ હોશીયારીથી બીન કેફથી કીધો છે.

૧ જીવણભાઈ જગન્નાથ સીતવાળા સહી દા. પોતે. દા. ઠાકોરભાઈ ડાહ્યાભાઈ

૧ પા. નગીનદાસ જેકીશનદાસ ભઠ્ઠીવાળા સહી દા. પોત.

પા. કાલીદાસ બાજીભાઈ પાદશાહ ઉપર લખેલો ફૅંસલો બંને લવાદો એકેમતે નાતનું હિત સાચવી ઘણો સારો કીધો છે તે નાતનાં સઘળા ભાઈઓએ કબૂલ રાખવું અને આ ફૅંસલાનું લવાદનામું તથા આ ફૅંસલાની નકલોની ચોપડીઓ છપાવી સરવે ઘર દીઠ વેંચવામાં આવશે. **દા. કાલીદાસ બાંજીભાઈ**

## લેઊવા અને કડવા કણબીનો ઝઘડો

રચનાર

મંછારામ ઘેલાભાઈ

ગુજરાત મિત્ર તથા દેશી મિત્રવાળા - ઇ.સ. ૧૮૮૭

### ગરબો

### રાગ બુરાનપૂરી

નમુ ગણપતીને પાએ, સુંદર ગરબો આ જોડાએ;
નવ રહે ખાંમી કાંએ, એવો વર આપો–૧

સહુ સાંભળજો નરનાર, ગરબો ગાઉં છું આ વાર;
થશે સાંભળવામાં પ્યાર, બળશે પાપો–૨

પાડો તાળી કરી જોર, મને ગાવાનો છે કોહોડ;
કાઢો તાણી મીઠો સોહોર, ડગલાં કાપો–૩

લેઉવા કડવાનો જે ઝઘડો, જેનો સંપ સરવે બગડ્યો;
કેમ સંપરાયને તગડ્યો, પડીયો છાપો-૪
તેની વીગતો બતાવું, સવીસ્તરે સઘળું ગાઉં;
પાછો સંપ થાવા ચાહું, ટળવા શ્રાપો-૫
લેઉવા તણી સુણજો વાત, જેની મોટી છે જો ન્યાત;
આખા જગમાં છે વિખ્યાત, શું ઘણુંરે વદું-૬

**સાખી ૧.**

ઘણું વદું શું મૂખથી, લેઉવા નરની વાત;
સંપ હતો સઉમાં ઘણો, તેજ પડ્યા પછાત.
કેમ પડ્યો રે કેમ પડ્યા, અનિહાંરે કેમ પડ્યા;
કેમ પડ્યા સંપ થકી, તેની વાત કહું નકી;
નથી ખોટું જતો બકી, સુણજો યારો-૧
સંવત ઓગણી સો બેતાળી, મધે વાત એક ઝાલી;
તું તો સાંભળને ઓ આલી, ઠરાવ કીધા-૨
તે ઠરાવો છે ચાર, ગણી બતાવું આ વાર;
તેનો પૂરેપૂરો સાર, સહુ મન ધરજો-૩
વેહેવાઈ ઘરે મૃત્યુ થાએ, ત્યારે ઢાંકવાને જાએ;
તેનો ખરચ મોટો થાય, તે નજ કરવો-૪
પુત્રીના હઘરણીમાંએ, સો ને બસો રૂપિયા થાએ;
તેમાં ગરીબ માર્યા જાય, તેમ નજ કરવું-૫
માટે રૂપિયા એકાવન, આપી મનાવવું મન;
ખુશી થયા સહુ જન, એવો ઠરાવ કરી-૬

**સાખી ૨**

ઠરાવ બીજો એ કરી, ખુશી થયો નરનાર;
ત્રીજો ઠરાવ એ થયો, તેનો સુણજો સાર.
સાર સુણજો રે સાર સુણજો, અનિહાંરે સાર સુણજો;
સાર સુણજો જગના લોક, કેવી ગુમાવી છે નોક;
કીધી કીરતી સરવે ફોક, માહા કેર થયો! - ૧
ત્રીજો ઠરાવ એવો કીધો, તે તો બહુ સારો છે સીધો;
સહીયો કરવા કાગળ લીધો, સહીઓ ચીતરી - ૨
જમાઈ ભાણેજોને મરણે, મોહોકણીયામાં નારી નરને;
ભોજન દેતા ખાઈ ડરને, તે બંધ કર્યું - ૩
વળી વેહેવાઈમાં થાએ મોત, મોં વાળવાના દેતાં દોટ;
પાછાં ફરતાં પૈસા સોત, વેહેવાઇ ખાઈ - ૪

મોં વાળનારી વેહેવણ આગે, લાખો પૈસા એમ માગે;
એમ થતું જાગે જાગે, તે તો બંધ કર્યું – ૫
એવા ઠરાવ કીધા ચાર, તેનો કહી બતાવ્યો સાર;
માનો કણબીનો ઉપકાર, રૂડું કારજ કર્યું – ૬

**સાખા ૩**

કામ કર્યું એ તો ભલું, પણ નવ ટકીયું તેહ!
સંપ વિના સરવે થયું, ફોક સમૂળું એહ!
થયું ફોક રે થયું ફોક, અનિહાંરે થયું ફોક;
થયું ફોક રૂડું કામ, તેને ધીક્કારે છે ગામ;
એવી જેણે કીધી હામ, તેની સુણજો વાત – ૧
પારેખ વીજભુખણનો પૂત, કાળીદાશ એક સૂત;
તેણે લીધી એક છૂટ, ભંગાણ પડીયું – ૨
તેની સાસુ મહાલીબાઈ, ગઈ જમાઈ ઘેરે ચાહી;
લાખ્યા પૈસા કર સાહી, આપ્યા લીધા – ૩
એમ તોડ્યો ધારો એક, એ તો ખોટું કીધું છેક;
એને કોણ કહેશે નેક? સારા જનમાં – ૪
એથી પંચ મળી તે ટાંણે, જીવ રાખીને ઠેકાણે;
કીધો ઠરાવ એ પરમાણે, સહુ મન ધરજો – ૫
સવા રૂપીયો ડંડ કીધો, માહાલક્ષ્મીએ ન દીધો;
નવ જુવાબ દીધો સીધો, તેથી વાત વધી – ૬

**સાખી ૪**

વાત વધી ગઈ સેહેજમાં, નવ રહી તે હાથ;
રણસંગ્રામ તો જાગીયું, આવ્યા બાથમબાથ.
બાથમબાથા રે બાથમબાથા, અનિહાંરે બાથમબાથા;
બાથમબાથા હવે ઝામી, લેશ રહી નહીં ખામી;
થઈ ગઈ સામાસામી, સળગી હોળી – ૧
કાળીદાશે મમત કીધો, ડંડ દેવા નવ દીધો;
ભાંગ્યો ખાસો મારગ સીધો, તડ પડીરે ગયાં – ૨
ત્યારે ગોર જણ ત્રણ, તેનાં નામો હવે ગણ;
કેમ રાખું કશર કણ, ગરબો ગાવા – ૩
દયારામ સુરતી ગોર, ભવાની પાઠક છે જોડ;
તે તો અમદાવાદી ગોર, ગયો સંગે – ૪
ત્રીજો ગોપીનાથ ગોર, ખંભાતીનો ઘણો તોર;
એ ત્રણેનો છે દોર, કણબી જનમાં – ૫

ગયા ડંડ લેવાને માટ, કાઢો માજી સઘળો કાટ;
નહીં તો થાશે જો ઉતપાત, મહાલીબાઈ – ૬
સાખી ૫
માનો મહાલીબાઈ, ડંડ ધરો આ ઠામ;
નહીં તો થાશે અવળું, જાણશે બાધું ગામ.
બાધું ગામ રે બાધું ગામ, અનિહાંરે બાધું ગામ;
બાધું ગામ જાણશે વાત, માટે માનો મારાં માત;
નવ વાળો ડોશી દાટ, ડંડો વધશે – ૧
ડોશી કેહે કે નાલુ પૈ, કાંઈ અક્કલ બક્કલ ગઈ?
હું તો ડંડ આલુ નહીં, કરશે શું લોક? – ૨
જમાઈ કાળીદાસની ઓથ, લઈને વાળી જબરી લોથ;
થશે ન્યાતી લોથપોથ, રામણ વાળી! – ૩
એથી વેહેવાર બહાર કરી, મુકી પંચે તેને પરી;
તેની બાંહે કાળીએ ધરી, બંધાયા પક્ષ – ૪
કાળીદાશ પડીયો સામા, ઠાકોરભાઈ ચકાના આમાં;
નાહાનુંભાઈને તો તું ગામાં, અલી ગાનારી – ૫
વજેરામ ભગુના સૂત, બાલો કેસુરજીનો પૂત;
તેણે કેવું જગાવ્યું તૂત, આગળ ગાશું – ૬
સાખી ૬
ગાશું આગળ વાત તે, કાન ઉઘડવા કાજ;
હમણાં તો નામો સુણો, લઘુ પક્ષ શીર તાજ.
શીર તાજ રે શીર તાજ, અનિહાંરે શીર તાજ;
શીર તાજ છે જે જણ, તેનાં નામો સરવે ગણ;
નથી એ લોકો અભણ, પણ બાથ ભરી – ૧
સીતના કેશવલાલ બુલાખી, તેણે ભાંગી ન્યાત આખી;
દેવચંદે ટેક રાખી! ચુનીલાલના પૂત – ૨
ગુલબચંદ પરભુ ખરા, ચુનીલાલ શામળ જરા;
કેવળ આતમરામ પરા, તે કેમ રહે? – ૩
એ આદીક સહસ્ત્ર જણ, નાહાની સંખ્યા માહી ભણ;
આગેવાનોનાં નામ ગુણ, આગે લખીયાં – ૪
હવે મોટા તડના લોક, કેવી વધારે છે નોક!
કેવી પડાવે છે પોક, તે ધરજો કાન – ૫
તેણે બાંધી સામી હોડ, છે જો મનમાં ભારી કોડ;
હવે ભુલાવશે ખોડ, જીવતાં લગણ – ૬

## સાખી ૭

ખોડ ભુલાવશે સર્વની, ન્યાય કરીને ઠીક;
એહ તણાં નામો કહું, જાણવાને અધીક.
અધીક જાણોરે અધીક જાણો, અનિહાંરે અધીક જાણો;
અધીક જાણો સરવે જન, જેથી શીતળ થાશે મન;
પછી કેહેજો ધંન ધંન, પટેલીયાને – ૧
આગેવાન મગનલાલ, લીધી ઢાલ ને તલવાર;
એ છે હરગોવનનો લાલ, પારેખ પોતે – ૨
ચુનીલાલ અંબારામ, હરકીશને ભીડી હામ;
વધારી મુક્યું છે કામ, સરવે જાણે – ૩
ચોથા પ્રાણું વનમાળીદાશ, જેઠા કેવળભાઈ ખાશ;
ફકીરભાઈ રાયજી પાસ, બીજા મળીયા – ૪
જગજીવનદાશને ભણો, ભીખુભાઈને પણ ગણો;
તોર ઉઘાડપગાનો ઘણો, કેટલા દાખું – ૫
છે જો હજારોનું જૂથ, કાળીદાસની લીધી પૂઠ;
પકડી બેઠા હબસી મૂઠ, તેનું કેમ થાશે! – ૬

## સાખી ૮

કેમ થાશે લઘુ જૂથનું, મનમાં લાગ્યો ડર;
વાત ચાલે છે નગ્રમાં, તડની ઘરો ઘર.
ઘરો ઘર રે ઘરો ઘર, અનિહાંરે ઘરો ઘર.
ઘરોઘર થાએ છે વાત, મન વાધ્યો છે ઉચાટ;
હવે કેવો ઘડીએ ઘાટ, પડ્યા વીચારમાં – ૧
કીધો વીચાર નાહાના તડે, મોટા તડને જે નડે;
નહીં લોક તેને અડે, એવો ઘડીયો ઘાટ – ૨
લાવ્યા વાત એક એવી, તે તો છે જો જોયા જેવી;
પડી મોટા તડને સેહેવી, મન લજવાવે! – ૩
મુક્યો મગનલાલ શીર દોષ, મનમાં લાવી ભારે રોષ;
આવી ગયો દીલમાં જોષ, તેની સુણજો વાત – ૪
મગનલાલે ઢેડા પાસ, ઘર રંગાવીયું ખાસ;
તેને થયા થોડા માસ, ન્યાત બહાર કાઢો – ૫
ગયા ભાદરવાની માંહેં, સુદી પાંચેમ છે જ્યાંહે;
મળી મુક્યો તેને ત્યાંહે, મગનભાઈને – ૬

## સાખી ૯

મગનભાઈને મૂકીયા, ન્યાત બહાર તત્કાળ;
હવે મહા યુદ્ધ જાગીયું, તે તું નજરે ન્યાહાળ.

ન્યાહાળો નજરે રે ન્યાહાળો નજરે, અનિહાંરે ન્યાહાળો નજરે;
ન્યાહાળો નજરે એ ઉતપાત, વધી ગઈ હવે વાત;
ખરાબ થાશે આખી ન્યાત, માનો સાચું – ૧

પડીયાં તડ પાંચમ દીન, પછી રાત્રીમાં પ્રવીન;
એક વાત બની છે ભીંન, મારામારીની – ૨

નાહાના તડનો બાલા કેસુર, તેપર પડીયો ઝાઝો મેહેસુર;
કેહે છે આવો સામા છે સુર? મેથીપાક જમો! – ૩

આવ્યો બાલો વજાને ઘેર, ત્યાંતો બની લીલાંલહેર!;
નવ રાખી કોઈએ મેહેર, બહુ માર માર્યો – ૪

એમ વડા તડ પર વાત, આવો તેહેને શીરે ઘાત;
તેનું કાઢવાને કાટ, ફરીયાદ કરી – ૫

બાલો કહે છે મુને માર્યો, સત્તર જણાએ સંહાર્યો;
ઘણા હોવાથી હું હાર્યો, મુને પડીયો માર – ૬

## સાખી ૧૦

માર પડ્યો સાહેબજી, આણ્યું મુજને માંદ;
નામ બતાવું તેહનાં, આપો મુજને દાદ.

દાદ આપો રે દાદ આપો, અનિહાંરે દાદ આપો;
દાદ આપો માજીસ્ટ્રેટ, મુને વળગ્યા જબરા પ્રેત;
આંણી નાંખત માહારું પ્રેત, બહુ રૂધીર ગયું – ૧

મને કાળીયા ગોવને માર્યો, લખા પટેલે સંહાર્યો;
જગજીવન ભગવાને કહાડ્યો, આટો માહારો – ૨

મોરાર ફકીરચંદ પણ સાથ, લલુ બીજલાલ મારે હાથ;
કેવળ વનમાળી ઓ નાથ!, બહુ જાલમ છે – ૩

કશન અમીચંદ છોવાળો, નરોતમ ભાણાને ભાળો;
જમના ફકીરે સંહાર્યો, ધબાંધબ મારી – ૪

ત્રીભોવન ભીખુનો માર, ઠાકોર ભીખુએ કાઢ્યો ખાર;
કુબેર પ્રભુએ ખવાડી હાર, અતી માર મારી – ૫

ભીખુ ઇચ્છા છે માહા બળીયો, ફકીર રાયજી છેકળીયો;
ખુશાલ જેરામ તેમાં ભળીયો, કે માર કરે – ૬

## સાખી ૧૧

દે માર દે માર મુખ કહે, વરસ્યો કોપરાપાક;
સેહેજ વાતમાં બચી ગયા, નહીં તો થઈ તો થઈ જાત શાક!

શાક થતે રે શાક થતે, અનિહાંરે શાક થતે!;
શાક થતે રે સાહેબ, શું કહું સઘળી એબ;
નામો રહ્યાં છે જો બેક, તે તો સુણો રે સાહેબ – ૧

રણછોડ અભેરામ તો ખરો, તેણે કીધો મારો મરો;
ત્રીભોવન મોતીને ધરો, શીક્ષા કરવાને – ૨

તારીખ ચોવીશમી આગષ્ટ, અરાડ સત્તાવીશે કષ્ટ;
કરવા ગયા બાલો નષ્ટ, કોરટ આગે – ૩

કહ્યું માજીસ્ટ્રેટે એમ, હોસ્પિટલમાં કરવા ક્ષેમ;
જાઓ અમારી છે નેમ, તેમ રેહેવાને – ૪

પછી દવાખાનામાં ગયો, વીશ દીન ઉપર તેમાં રહ્યો;
એવો માર તેણે સહ્યો કે, પડીરે ગયો – ૫

એમ વદીયો ડાક્ટર આપ, એથી વાધ્યો છે સંતાપ;
એમાં ખાધી બાલે થાપ, હારી ઘેર આવ્યો – ૬

## સાખી ૧૨

ઇનસાફમાં તો એમ થયું, સીધા જાઓ ઘેર;
સાબીત ગુનો નથી થતો, સજા કરું શી પેર?

શી પેરેરે શી પેરે, અનિહાંરે શી પેરે;
માનો તમે મારું ખરું, સમજી મનમાં – ૧

પછી આવ્યો બાલો ઘેર, નવ કરી હરીએ મેહેર!;
ત્યારે કીધી બીજી પેર, અપીલ કરી – ૨

અપીલ કીધી જજની આગે, પણ ત્યાં શું ટીક્કી લાગે!;
હારી આવ્યા બીજી જાગે, તેની તારીખ કહું – ૩

તારીખ બારમી નવંબરની, સને અરાડ સત્યાશી ધરની;
વાટ લીધી પાછી ઘરની, બાલા કેસુરે – ૪

એમ વાત થઈ ખલાસ, બીજો પડીઓ છે આભાસ;
કજીયાનો ન થયો નાશ, માહા ભોગ મળ્યા! – ૫

બીજી વાત ચાલે છે જેમ, કહી બતાવું છું તેમ;
તેને રહેવા દઉં કેમ, જાણી બુઝીને – ૬

### સાખી ૧૩

વાત ચાલે છે એમ જે, મગનભાઈએ છેક;
સંગ કર્યો છે ઢેડિનો, રાખી ઢેડી એક.

ઢેડી રાખીરે ઢેડી રાખી, અનિહાંરે ઢેડી રાખી;
ઢેડી રાખી તેણે એક, એતો વળીયો દાટ છેક;
નવ કીધું તેણે નેક, ધરમ બુડ્યો – ૧
ગોંસાઈ મીઠા ઢેડ ભઈ, તેની પત્રમાંહી સહી;
કરી કાગળ લખીયા અહીં, કણબી જનમાં – ૨
તેમાં લખી વાળ્યું એવું, મારી નારી સાથે કેવું;
મગન કરે જોયા જેવું, એની ખબરજ લો – ૩
એવા પત્રો બનાવી બહુ, ઘેરઘેર ગયા શું કહું!;
જાણે છે તે વાત સહુ, જન ઘેરઘેર – ૪
ત્યારે મગન પારેખે ફરી, વાત ગોંસાઈ ઢેડને કરી;
ગોંસાઈ કહે કે હરી! હરી!, આ તો કેર થયો – ૫
તેણે છપાવો નોટીશ, વહેંચી લાવી મનમાં રીશ;
ખરું ખોટું જાણે ઈશ, કે કેમ થયું – ૬

### સાખી ૧૪

નોટીશ ઘર વહેંચી કે મારા નામનો પત્ર,
બનાવટનો છે સહી, લખનાર લાવો અત્ર.

લાવો અત્રે રે લાવો અત્રે, અનિહાંરે લાવો અત્રે,
અત્રે લાવો પકડી તેહેને, શીક્ષા કરાવું હું એને;
ખરું નામ હોય તે કેહેને, સામો આવીને – ૧
એવી ચાલે છે પંચાત, વધી ગઈ છે બહુ વાત;
બહુ થઈ છે વિખ્યાત, જગ જાણીતી – ૨
જાગ્યું એમાંથી એક તૂત, બીજી જાગી કડાકૂટ.
કડવા માંહી પડી ફૂટ, મોટા તડમાંહી – ૩
તેની વિસ્તારીને વાત, સારી પેઠે ગાવા માટ;
બીજી જગે ઘડીયો ઘાટ, તે ગાવાને – ૪
આ તો લેઉવાજીની કાહાણી, જેમાં મોટી થઈ છે હાણી;
દુખો પાડવા છોડી ધાણી, તેની કહીરે કથા – ૫
મંછારામ ઘેલાભાઈ, ગરબો જોડવા કલમ સાહી;
દોષ દેશોમાં બાઈ ભાઈ, એમ માગું છું – ૬

## કડવા કણબીનો ઝઘડો
### ગરબો
### રાગ લોચન મનના ઝઘડાનો

કડવાનો ઝઘડો, સુણો સઉ કડવાનો ઝઘડો;
કેવો બન્યો રગડો! સુણો સઉ-ટેક.

ઓગણીશ સો સત્તાવિસમાં, એવી બની એક વાત;
તેથી ઝઘડો ઝામીયો, કહું તેની કથા સાક્ષાત-સુણો-૧

ઠરાવ એવો કીધલો, કે પરદેશી જે જન;
આવે આ સૂરતમાં, તેને ન્યાતમાં દેવું એજન-સુણો-૨

સવા દશશેર ત્રાંબુ લઈ, દાખલ કરવું નામ;
નોત્રાં તેહેને મૂકવાં, નવ બીજું લેવું દામ-સુણો-૩

તે ઠરાવને તોડીયો, કીધી પક્ષાપક્ષ;
કજીયાખોર જનકોણ છે? તે ઉપર આપોલક્ષ-સુણો-૪

અમદાવાદી શેઠીયો, નામે બેહેચરદાશ,
તે સુરતમાં આવીયા, તેણે ઠરાવ કીધો ખાસ-સુણો-૫

પરદેશી સવા રૂપિયો, આપે ગોરને ત્યાંય;
દેવાં નોત્રાં તેહને, તેને તેડવો ન્યાતી માંય-સુણો-૬

તે ઠરાવ પણ તોડીયો, નવો કર્યો ઠરાવ;
એકાવન રૂપિયા વિના, નવલેશું ન્યાતીમાં જાઓ-સુણો-૭

તમાં મામા માસિના, કીધા રાખી પક્ષ;
મોટાને પડતાં મુકી, કીધો ગરીબ જનનો ભક્ષ-સુણો-૮

એથી ટંટો વધી પડ્યો, એક વરસમાં જાણ;
તડ તો પાછાં ઝામીયાં, એથી મોટી થઈ છેહાણ-સુણો-૯

મોટા તડવાળા મળી, શકત થયા બહુ પેર;
નાહાના તડ પર રૂઠીયા, એથી વધ્યું પરસ્પર વેર-સુણો-૧૦

લીધા પડાવી રૂપિયા, નાહાના તડની પાસ;
ઓચ્છવ ખાવા લાગીયા, એથી નહાના થયા નીરાશ-સુણો-૧૧

ઓચ્છવમાં નવ તેડીયા, વાંસણ પણ નવ દીધ;
વહુ બેટીને બંધ કરી, તેણે ખોટી હઠ તો લીધ-સુણો-૧૨

ત્યારે નાહાના તડે મળી, દાવો કીધો એમ;
અપાવો રૂપિયા હમને, મળી જમીએ હમો પણ તેમ-સુણો-૧૩

એક ફેરા તો નોતરાં, દીધાં જમવા કાજ;
પણ જમ્યા નવહળીમળી, તેથી ખોઈ જરા એક લાજ-સુણો-૧૪

ત્યારે રૂપિયા લીધેલા, નાહાના તડે એકવાર;

માન ઘટ્યું મમત તણું, ત્યારે ઘટ્યો થોડો એક ભાર-સુણો-૧૫

એમ એ ઝઘડો ઝામીયો, વર્ષ થયાં ત્યાં સોળ;

નહાનું તડ નરમ પડ્યું, સમાધાનનું લાવ્યા ડોળ-સુણો-૧૬

ત્યારે ઉંચા ચઢી ગયા, મોટા તડના છેક;

ઘણા જણે સમજાવીયું, નથી કરતા તમે એ નેક-સુણો-૧૭

તોપણ મમતે બહુ ચઢ્યા લેશ ન માની શીખ!;

પ્રભુ તે ઉપર રૂઠીયો, પછી કેવું થઈ ગયું ઠીક-સુણો-૧૮

લેઉવામાં તીખળ થયું, તેમાં પડીયાં તડ;

તે ટંટો ઉતરી પડ્યો, જોની કડવામાંહી ગડગડ-સુણો-૧૯

ગયો ચકાના પક્ષમાં, સિતવાળો કેશવ;

તેથી તડમાં તડ પડ્યું, તેણે ખાધો પછી ઓચ્છવ-સુણો-૨૦

## કાઠિયાવાડ કચ્છના કણબીઓની રીતરસમો

કાઠિયાવાડના ૧,૯૭,૦૦૦ કણબીઓ ગુજરાતના બીજા કણબીઓ જેવા જ હતા. તેમનામાં પણ લેઉવા અને કડવા એવા બે મુખ્ય વર્ગ પડેલા હતા. આંજાણા એવો પણ એક વર્ગ હતો. પણ તે જથ્થો ઘણો ઓછો હતો. ગુજરાતના કણબીની પેઠે કાઠિયાવાડના કણબી પણ મહેનતુ અને ચતુર હતા. તેની જમીન સહુથી સરસ રીતે ખેડેલી ને ઢોરસહુથી સારી રીતે બરદાસ્ત રખાતાં હતાં. કણબી પ્રમાણિક, કરકસર કરનારો તથા મહેનતુ હતો. મોટા પરોઢિયામાં ખેતરે જઈ ચેક રાત પડતાં સુધી કામ કરતો. કોઈ કુછંદમાં પડતો નથી, ને ગુનો પણ ભાગ્યે જ કરતો. દીકરો, ધણી કે બાપ એ સંબંધ એમની વર્તણૂંકનો દાખલો લેવા લાયક હતા. એ માત્ર લગ્ન વખતે જ ઉડાઉ બનતા. કાઠિયાવાડના કણબી પોતે ખેડેલી જમીનના ગુજરાતના કણબીની પેઠે ખાતેદાર નહીં, પણ ગણોતિયા હતા. પાટડીના દેસાઈનું તથા ઢસા રાઈને સાંકળીના દેસાઈનું કુટુંબ એ બે જજમીનદાર હતા. પાટડીની જાગીર અગાઉના વખતમાં વીરમગામમાં હક ભોગવેલા તે બદલે મરાઠાઓ પાસેથી મળેલી એ જાગીર પહેલાં ઝાલા રજપૂતોના કબજામાં હતી, પણ મુસલમાનોએ તે પડાવી લીધી હતી. ઢસાની જાગીર પહેલાં કેટલાક કાઠી જમીનદારોના કબજામાં હતી, પણ તેમણે પોતાનો હક્ક ઈ.સ. ૧૮૬૧માં ખેડાના દેસાઈને આપી દીધો, ને એ જ કુટુંબે લીંબડીના ભાયાત પાસેથી રાઈને સાંકળીનાં ગામો ઈ.સ. ૧૮૦૮માં લીધાં. લેઉવા અને કડવા કણબીઓ ઘણાખરા અંબાભવાનીના ભક્તો હતા. પણ હાલમાં ઘણા સ્વામિનારાયણ પંથના થવા માંડ્યા હતા. તેમનામાં નાતરાનો રિવાજ હતો. કણબીઓ ઘણે ભાગે ખેડૂતો હતા, પણ જેઓ ગુજરાતમાંથી આવી ધોરાજી તથા નવાનગરમાં વસ્યા હતા તેઓ કલાબતું કરતા હતા, એટલે કે કિનખાબ વણવાનું કામ કરતા. આ કસબ માત્ર થોડાંક કુટુંબમાં

રહ્યો હતો. ઘણા હોશિયાર કારીગરો એક તોલામાંથી ૭૦૦-૮૦૦ વાર લાંબા ઘણા બારીક તાર કાઢતા. એ તાર સ્ત્રીઓ એને ઝીણા રેશમ ઉપર ચઢાવતી. તે પછી તે કિનખાબ વખણાતું હતું.

## કાઠિયાવાડની કડવી જ્ઞાતિ પાસે એક અરજ

### માસ્તર મગનલાલ શંકર પટેલ જુથળ

છપય

માનો કડવી નાત, વાત એક દીલ વિચારી,
માનો કડવી નાત, રીત છે એક નઠારી;
માનો કડવી નાત, લીએ બાળા બહુ નાણું,
માનો કડવી નાત, તમારાથી ન અજાણ્યું;
માનો કડવી નાત સૌ, નિયમ નાત સારા કરો,
મગનલાલ સાચું કહે, પૈસો લીધે નહિ તરો

આજથી બે વર્ષ ઉપર મેં કન્યા વિક્રયના ક્રુર રીવાજ ઉપર એક ભાષણ તૈયાર કરી નોળી કાંઠાના નામાંકિત પટેલીઆઓ પાસે વાંચ્યું હતું. તે વખતે ઘણાખરા આગેવાનોના મનમાં કન્યા વિક્રય તદ્દન કાઢી નાંખી નાતમાં સુધારો કરવાનો ઠરાવ થયો હતો. પણ તે માંહેનું હજુ સુધી કાંઈ પણ થયું નથી તેથી મહારે બે બોલ આ માસિક દ્વારા બોલવાની પૂરી જરૂર છે.

પ્રિય જ્ઞાતી બંધુઓ તમે દીર્ઘ દૃષ્ટિથી વિચારશો તો તમોને સહેજ જણાશે કે આપણી કાઠિયાવાડની કડવી જ્ઞાતિમાં જેટલો કન્યા વિક્રયનો રિવાજ છે તેટલો બીજો ભાગ્યેજ હશે! આ ક્રુર રીવાજથી કદી પણ કલ્યાણ થવાનું નથી. કસાઈ જેવો હલકો મનુષ્ય પણ કદી આવું કૃત્ય કરે જ નહિ. બાપ ઉઠી દીકરીના વખાણ કરી વેચે ને તેના પાપી પૈસાથી પોતે સુખી થવાની ઈચ્છા રાખે એ કેટલું ખોટું કહેવાય.

તમો નક્કી યાદ રાખશો કે દીકરીના પૈસાથી કદી પણ આપણું શ્રેય થવાનું નથી. શું તમોને શરમ નથી આવતી કે પોતાના અંગદ સ્વાર્થ વાસ્તે દીકરાને હજારો રૂપિયાની મિલકત સોંપો છો અને વહાલી પુત્રીઓને કસાઈ થઈ વેચો છો! અહા!! કેટલું અઘોર પાપ!! એવા પીતાને ક્રોડવાર ધિક્કાર છે કે પોતાની દીકરીને બે પૈસાના સ્વાર્થ માટે અંધારા કુવામાં ઉતારે. કેમ કે 'દીકરીને ગાય જ્યાં વેચે ત્યાં જાય' દીકરીના પાપી પૈસાથી કોઈ દિવસ તમારો અભ્યુદય થવાનો નથી જ એ નક્કી સમજજો. દીકરીના પૈસાથી કોઈ સુખી થયું નથી અને થવાનું પણ નથી, અને કદાપી કોઈ સુખી થયું હોય તો 'ચાર દહાડાનું ચાંદરણું' અંતે ધર્મે જય અને પાપે ક્ષય છે. જ્યાં સુધી કન્યા વિક્રયનો કેર ઉપજાવે એવો પાપી રીવાજ આપણી જ્ઞાતીમાં પગ રોપી બેઠો છે ત્યાં સુધી કદી સમગ્ર જ્ઞાતીનું શ્રેય થવાનું નથી. વખતે પોતે ન કરે તો બીજે ઠેકાણે તે બચી શકે નહિ. માટે આ રીવાજ જ્ઞાતીના અગ્રેસરોએ મન ઉપર લઈ તુરતમાં નાબુદ કરવાનો છે. નહિ તો દીવસે દીવસે જ્ઞાતિમાં પાપ વધતું જશે અને આખર

જતાં અધમ જ્ઞાતીની હારમાં આપણે ગણાઈશું માટે ઉઠો! જાગૃત થાઓ!! અને આ વાત તમારા મન ઉપર લીઓ. કન્યાદાન જેવું બીજું પુણ્ય શાસ્ત્રમાં એકે નથી. એ તમે ખુદ યાદ રાખશો. જુઓ ગુજરાતમાં કન્યા વિક્રય નથી થતો તો શું તે લોકો નિર્ધન થઈ ગયા છે. તેના, તેમ નથી પણ ઉલટું લોકોની સ્થિતિ આપણા કરતાં વધારે સારી છે.

તમો નક્કી યાદ રાખજો કે ધર્મ રાખવાથી કોઈનું અશુભ થતું જ નથી. દીકરો અગર દીકરી એ આપણું લોહી જ કહેવાય તેનો તમે પોતે જ વિચાર કરો. કોઈને એક અગર એકથી વધારે પુત્રીઓ હોય તો પણ તેણે પોતાની સ્થિતિ મુજબ કન્યાદાન દેવું તે વિશેષ લાભકારક છે. દીકરીને દુઃખમાં મુકી પોતે પોતાનો સ્વાર્થ સાધી લેવો એના જેવું નીચ કૃત્ય બીજું હશે નહિ. ચોરે ચૌટે બેશી બાપ પોતાની પુત્રીનું પશુની તુલ્યે મુલ કરતો હોય ત્યારે દેવતાઓ પણ ત્રાસી જઈ નાખુશ થાય છે. આપણી જ્ઞાતિના કેટલાક આગેવાન પટેલીઆઓ પોતાના અફીણ ખરચ માટે આવી અંધાધુંની ચાલવા દેય છે ને હિંમત કરી કન્યાવિક્રય બંધ કરવા છાતી ઠોકી રીવાજ નાબુદ કરતા નથી; પણ તમે ખુબ યાદ રાખજો કે 'પારકો પૈસો રૌરવ નર્ક અપાવે છે' દીકરીનાં સાટાંઓ કરી તેમાંથી બે પૈસા લાંચના ખાવા એના જેવું અધમ પાપ બીજું એકે નથી. તમે 'હાથીના દાંત માંહેલું' ક્યાં સુધી કરશો. કરોડો શાસ્ત્રનો સાર એટલો જ છે કે પરોપકાર કરવો એ મોટું પુણ્ય છે. તો પછી પરોપકારતો એક બાજુ પર રહ્યો પણ અધમ પાપથી બચવું વધારે લાભકારક છે.

પશુજાતી પણ કન્યાદાનનું કેટલું મહાત્મ સમજે છે. તેનું એક સાધારણ પ્રાચીન દૃષ્ટાંત તમારી જાણ માટે આ પ્રસંગે આપું છું. કોઈ એક રાજાને ત્યાં પુત્રીનો જન્મ થયો પણ તે ખોડવાળી હોવાથી તેને પાસેના જંગલમાં એક શિયાળના દર પાસે રાજાના માણસો મુકી આવ્યા. સાંજરે શિયાળ તથા તેની સ્ત્રી ખોરાક મેળવવા માટે બહાર નીકળ્યાં ત્યાં બંનેની દૃષ્ટિએ એક સુંદર પુત્રી પડી. અહા! પ્રભુએ દયા કરી આપણને સપુત કર્યાં! એમ ધારી તેની સારી પેઠે ચાકરી કરી રાજી રહેવા લાગ્યાં. થોડા સમય પછી કોઈ ગામનો રાજા ત્યાં શિકારે આવી ચડ્યો તેની નજરમાં પેલી પુત્રી પડી તેથી તેને પરણવાનું મન થયું. એટલે રાજાએ દર પાસે જઈ તેના માતા-પિતા (શિયાળને તેની સ્ત્રી) પાસે માગણી કરી. તે પશુઓએ રાજાની માગણી સ્વીકારી, તેને કન્યાદાન આપ્યું. પણ કન્યાદાન માટે તેના પાસે તે વખતે કાંઈપણ હતું નહિ, એટલે શિયાળે રાજાને કહ્યું હે રાજા તારો મુલક કેટલામાં છે! ત્યારે રાજાએ કહ્યું કે મારો મુલક પચાસ ગાઉમાં છે. ત્યારે બન્ને જણાએ કન્યાદાનમાં રાજાના પચાસ ગાઉમાં અનાજ પાણી ન લેવાનો નિશ્ચય કરી પાણી મુક્યું. જુઓ પશુ જેવાં અદમ પ્રાણીઓની ટેક? ત્યારબાદ એક વખત એવો બનાવ બન્યો કે શિયાળ અને તેની સ્ત્રી પોતાના જમાઈની હદમાં અનાયાસે આવી ચડ્યાં. તેઓને નિયમ હતું તેથી ત્યાં તેમણે અનાજ પાણી ન લીધું પોતાનો દેહ મુક્યો એટલે તેના નિયમથી પરમાત્મા

પોતે રાજી થયા ને ત્યાં વિમાન લઈ આવી તેને કહેવા લાગ્યા, હું તમારા નિયમથી પ્રસન્ન થયો છું માટે મારા પાસે તમારી ખુશી પડે તે માગી લ્યો હું દેવાને તૈયાર છું ત્યારે તે બન્ને પશુઓએ એવું માગ્યું કે મહારાજ અમને હજાર પુત્રીઓ આપો ને અમે આવતે જન્મે કન્યાદાન આપીએ, તેથી તે બીજે જન્મે સગર રાજા થયો એમ કહેવાય છે. આ સાધારણ દૃષ્ટાંતથી આપણે એટલું સમજવાનું છે કે પશુ જેવાં હલકાં પ્રાણી પણ પોતાની પુત્રીનું કન્યાદાન આપતી વખતે ઊંચું નિયમ રાખે છે તો આપણે આપણી વહાલી પ્રજા વેચીએ તે કેટલું ખોટું કહેવાય. મને સંપૂર્ણ આશા છે કે આપ કન્યાવિક્રયનો ક્રૂર રીવાજ તુરતમાં બંધ કરવા ચાંપતા ઉપાય લેશો ને આપણી જ્ઞાતિનો ઉદય થવાને માટે આવાં જ્ઞાતિ હીતવર્ધક માસિકને મદદ આપી તે દ્વારે આપણી જ્ઞાતિના ઊંચા રીવાજો તથા ઠરાવો પ્રસિદ્ધિમાં મુકવા કદી પાછું પગલું નહિ ભરો એવી મને ઉમેદ છે.

લિ. આભારી સેવક

*મગનલાલ શંકર પટેલ*

સ્કુલમાસ્તર જુથળ તાબે (માંગરોળ બંદર)

**કાઠિયાવાડ પાટીદાર સમાજ-૧૯૧૫**

**નામ** : આ સમાજનું નામ 'કાઠિયાવાડ પાટીદાર સમાજ' રાખવામાં આવ્યું છે.

**ઉદ્દેશ** : આ સમાજનો ઉદ્દેશ પાટીદાર વર્ગની ઔદ્યોગિક તથા સાંસારિક સ્થિતિ સુધારવાનો અને તેને માટે જોઈતાં સાદનો યોજવાનો છે.

**મેમ્બર : લેઉવા કડવા** પાટીદારમાંનો કોઈ પણ **સજ્ઞાન** ઉપરનો પુરુષ મેમ્બર તરીકે દાખલ થઈ શકશે; તેમજ પાટીદારોનો ઉપયોગ મુખ્યત્વે ખેતીનો હોઈ **બાપુ જ્ઞાતિના** ખેડૂત ભાઈને પણ મેમ્બર તરીકે દાખલ કરી શકાશે.

**લવાજમ** : સમાજનો ઉદ્દેશ બર લાવવાને માટે દરેક મેમ્બરનું વાર્ષિક લવાજમ ચાર આના રાખવામાં આવ્યું છે.

**વર્ષ** : ચૈત્ર માસથી ફાગણ માસ સુધીનું વર્ષ ગણાશે.

**કારોબારી મંડળ** : ઉદ્દેશ બર લાવવાને માટે નીચેના ગૃહસ્થોની કમિટિ નીમવામાં આવે છે.

પ્રમુખ : રા. વીરજીભાઈ શીવદાસ અમરેલી

ઉપપ્રમુખ : રા. મોહન ભગવાન, જાળીયા-અમરેલી

મંત્રી : રા. ગોકળ કાનજી કાળાવડીયા-ઉપલેટા

ઉપમંત્રી : રા. વીરજી કરશન, નાના રાજકોટ દામનગર રા. આંબાદેવજી, જામજોધપુર

ટેન્ડ્રર : રા. અરજણ કરમણ-ઉપલેટા

**સલાહકાર મંડળ** : પાટીદાર યુવક મંડળના પ્રમુખ રા. ચંદુલાલ બહેચરલાલ સુરત

પાટીદાર યુવક મંડળના મંત્રી : રા. કુંવરજી વિઠ્ઠલભાઈ - સુરત

**મંડળની મુદત :** મંડળ દર વરસે નીમવામાં આવશે. પણ જ્યાં સુધી નવું મંડળ નીમાવ નહીં ત્યાં સુધી જુનું મંડળ કાયમ રહેશે.

**મેમ્બરનો હક :** દરેક મેમ્બરને મત આપવાનો અને કારોબારી મંડળમાં ચૂંટવાનો હક છે.

**મંડળની યાત્રા :** લવાજમના ઉદ્દેશ બર લાવવા માટે, જે જે પ્રયત્ન કરવા ઘટે, તે તે કરવાની સંપૂર્ણ સત્તા કારોબારી મંડળને છે. કારોબારી કમિટિના મેમ્બરો વધારવાની તેમજ પેટા સમિતિના મેમ્બરો વધારવાની તેમજ પેટા કમિટિ નીમવાની તથા તેઓના અધિકાર મુકરર કરવાની આ કમિટિને સત્તા આપવામાં આવે છે.

**કોરમ :** કોરમ મંડળની કુલ સંખ્યાથી ત્રીજા ભાગથી ઓછું ન હોવું જોઈએ.

**મત :** કારોબારી મંડળને ખર્ચ સંબંધે કુલ સત્તા આપવામાં આવે ચે, અને મંત્રી તથા ટેન્ડરૂરને પત્ર વ્યવહારને લગતો પોસ્ટ તાર તથા છપામણી ખર્ચ અને બીજો કોઈ જરૂર જણાતો ખર્ચ કરવાની સત્તા આપવામાં આવે છે.

**નિયમ ફેરફાર :** નિયમમાં ફેરફાર કરવાને જનરલ સભા મુખત્યાર છે.

આસમાજની પ્રથમ બેઠક ઉપલેટા મુકામે તા. ૨૯, ૩૦, ૩૧ માર્ચ સને ૧૯૧૫ને રોજ મળી હતી તે પહેલાં પણ સમાજમાં જાગૃતિ લાવવા નાના મોટા પ્રયાસો થયા હતા. આ બંધારણની વિશિષ્ટતા એ છે કે ખેતીની વ્યવસાય સાથે જોડાયેલ કોઈ પણ તેનો મેમ્બર થઈ શકતો. કડવા-લેઉવાના ભેદ પણ મીટાવી દીધા હતા અને લેખિત મતને પણ પ્રાધાન્ય આપવામાં આવતું હતું.

**મતિયા કણબી :**

'મતિયા' એ ઉપનામની ઉત્પત્તિ શંકાશીલ છે. એક મત પ્રમાણે તેઓ પીરાણાના મઠમાં માનતા માટે મતિયા કહેવાયા છે. બીજા મત પ્રમાણે 'મત' (અભિપ્રાય) એ ઉપરથી તેમનું એ ઉપનામ પડેલું હશે, કારણ તેઓ ઇસ્લામમાં માનતા હતા. કર્નલ એલેકઝાન્ડર વોકર 'મોલેસલામ' ઉપનામ મતિ-ઉલ-ઇસ્લામને-આધીન રહેનારા એ ઉપરથી પડ્યાનું કહે છે તેથી મતિયા નામનો ખુલાસો થાય છે.

મતિયા કણબી સુરત જિલ્લાના માત્ર જલાલપોર અને બારડોલીથી તાલુકાઓમાં જોવામાં આવતા. તેઓ મૂળ ખેડા અને અમદાવાદ જિલ્લાના લેઉવા કણબી હતા. લેઉવા અને મતિયા કણબીઓ વચ્ચેનો સગપણ-સંબંધ ઈ.સ. ૧૯૦૧ સુધી ચાલુ રહેલો હતો, તે ઉપરથી તેમજ તેમની અટકો કોઠિયા અને બાવલિયા અમદાવાદ જિલ્લાના ધંધુકા તાલુકાના કોઠ અને બાવલા ગામનાં નામો ઉપરથી પડેલી હતી, તે તેની સાબિતી હતી. ઈ.સ. ૧૮૯૧માં તેમની કુલ વસ્તી ૪,૭૩૬ હતી.

પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં કેટલાક લેઉવા કણબીઓ કાશીની યાત્રાએ જતાં અમદાવાદની નૈઋત્ય ખૂણામાં આશરે ૧૦ માઈલ ઉપર ગરમથ અલયા પીરાણા નામના ગામડામાં રાત રોકાયા હતા. પીર ઇમામશાહ નામે એક મુસ્લિમ સંત તે વખતે ત્યાં વસતા હતા.

એક કથની અનુસાર પીર ઇમામશાહે આ યાત્રાળુઓને ચમત્કાર દ્વારા આ સ્થળે કાશીના દર્શન કરાવ્યા, એટલે આશ્ચર્ય મુગ્ધ થઈને ઇમામશાહને 'ગુરુ' તરીકે સ્વીકાર્યા હતા. બીજી આખ્યાયિકા એવી હતી કે તેઓ પીર ઇમામશાહના અનુયાયીઓ થવાથી મુસલમાન થતાં બચી ગયા હતા. મતિયા ઉપનામ તેમના આ 'અભિપ્રાય' ઉપરથી પણ પડ્યાનું કહેવાતું.

કેટલાક વખત સુધીનો આ મતિયા કણબીઓમાં કોઈ વિભાગ પડ્યા ન હતા. પરંતુ ઈ.સ. ૧૮૮૦માં ૧૫૦થી ૧૭૫ કુટુંબો જુદાં પડ્યાં હતાં. તેમણે પોતાને માટે મૂળ પીરાણો મતિયામાંથી ભિન્ન 'વૈષ્ણવમતિયા'નું નામ ધારણ કર્યું હતું.

સુરતના નિર્મળદાસ નામના એક સંન્યાસીના ઉપદેશથી આ મતાંતર ઉદ્ભવ્યો હતો. નિર્મળદાસે મતિયાઓને તેઓ અગાઉ લેઉવા કણબીઓ હતા એમ સમજાવ્યું હતું. તેમના કેટલાક શ્રોતાઓએ પોતાની અર્ધ-હિંદુ અને અર્ધ-મુસલમાન સ્થિતિ તિરસ્કૃત ગણી હતી. તેથી તેઓ કાશીની યાત્રાએ ગયા હતા. તેઓ ઉપરથી બીજા મતિયાઓએ તેમને જ્ઞાતિ બહાર મૂક્યા હતા. આ જુદા પડેલા વૈષ્ણવ મતિયઓએ રામાનંદી અને દાદુપંથી સંપ્રદાયો સ્વીકાર્યા હતા.

વૈષ્ણવમતિયા અને પીરાણામતિયા એકબીજાનું ખાતા નહીં, છતાં એ મતાંતર થયા પછી પણ લગ્ન માટે થયેલું કોઈ જૂનું સગપણ તોડી નાખવામાં આવ્યું નહોતું, તેમ ત્યાર પછી તેમની અંદર કોઈનું નવું સગપણ કરવામાં આવ્યું ન હતું. વૈષ્ણવમાતાઓએ બધા જ મુસલમાન રિવાજો છોડી દીધા હતા. તેઓ ત્યાર પછીથી સર્વ પ્રકારે લેઉઆ કણબીઓ માફક જ વર્તતા. તેમ છતાં લેઉવા કણબીઓ તેમની સાથે રોટીવહેવાર કે બેટીવહેવાર રાખતા ન હતા. મતિયા જ્ઞાતિમાં લેઉઆ કણબી, કડવા કણબી અને કાછિયા કણબીનો સમાવેશ થતો હતો.

પીરાણામતિયા તેમના દેખાવ, બોલી અને પહેરવેશમાં લેઉઆ કણબીઓથી કોઈ રીતે જુદા પડતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો અને લેઉઆ અને કડવા કણબીઓ માફક ચુસ્ત શાકાહારી હતા. માંસ, મચ્છી કે માદક પીણાંઓનું સેવન કરતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો મુજબ હિંગ, લસણ, ડુંગળી અને કેફી પદાર્થો વાપરવાની તેમનામાં બંધી હતી. કોઈ એમાંનો રિવાજ તોડે તો ફરીથી નાતમાં લેતાં પહેલાં તેને શુદ્ધિ કરાવવી પડતી. તેઓ હોશિયાર અને સુખી સ્થિતિના ખેડૂતો હતા. તેઓ અથર્વવેદને માનતા અને પોતાની જાતને 'સતપંથી' તરીકે ઓળખાવતા હતા. તેઓ મુસ્લિમ સાધુસંતોની કબરોને પૂજતા હતા. ઇમામશાહે લખેલી 'શિક્ષાપત્રી'ને તેઓ પૂજ્ય ગણતા. ઘણા પીરાણામતિયા શિક્ષાપત્રીને મોઢે કરી 'કાક' તરીકેનું માન મેળવતા, બાળકના જન્મમરણનો ચાલ બીજા કણબીઓની જેમ જ હતો.

મતિયાઓમાં ત્રણ ધાર્મિક વિભાગો હતા : પાંચિયા સાતિયા અને આઠિયા. પાંચિયા પીરાણામાંના પાંચ રોજાઓ પૈકી ત્રીજા પાંજ સૂરાભાઈના રોજાને માનતા. તે સંસ્થાનો વહીવટ શરૂઆતમાં પાંચ જણાએ કર્યો હતો. માટે પરિચયા કહેવાતા.

'સાતિયા' પીરાણામાંના બાલામોહમ્મદના રોજાને માનતા. પ્રથમ સાત જણા તે રોજાનો વહીવટ કરતા હતા, માટે તેમને સાતિયા કહેતા. 'આઠિયા' પીરાણામાંના પાંચમા બાકરઅલીના રોજાને માનતા. તેનો વહીવટ પહેલાં આઠ જણા કરતા હતા, માટે તેમને 'આઠિયા' કહેતા. મતિયાઓની વસ્તી ખાનદેશ અને બાગલાણ જિલ્લાઓમાં પણ હતી. તેઓ ગુજરાતમાં અમદાવાદ જિલ્લામાં વસનારા 'મોમના' અને સોરઠમાં વસનારા 'ખોજાઓ' કહેવાતા.

તેમના પીરઝાદાઓમાં તેમનું આકીન એટલું બધું હતું કે તેઓ પોતાની વાર્ષિક કમાણીમાંથી તેમને દશાંશ આપતા. આ સિદ્ધાંત તેઓ એટલી હદ સુધી પાળતા કે તેમનામાંના કોઈને દશ દીકરા હોય તો પણ તેમાંના એકને તેમના પીરઝાદાને અર્પણ કરતા, અથવા તેના બદલામાં તેની કિંમત આપીને તે બાળકને તેઓ છોડાવી લેતા. પીરઝાદાઓને મુરીદો પાસેથી સારી એવી રકમ અપાતી હોવાથી તેઓ જાહોજલાલી ભોગવતા. પીરઝાદાઓ પોતાની દીકરી પરણાવે ત્યારે દહેજમાં મુરાદીની અમુક સંખ્યા પણ આપતા હતા.

કેટલાક મોમનાઓ ઇસ્લામમાં માનવા સિવાય બીજી બધી બાબતોમાં મૂળ હિન્દુ જ્ઞાતિઓમાં જ ચાલુ રહેતા. તેમના મુખ્ય ધાર્મિક પ્રસંગોએ તેઓ બ્રાહ્મણને આમંત્રણ આપતા. ખાનપાનમાં કે પહેરવેશમાં તેઓ હિન્દુઓથી જુદા પડતા ન હતા. તેઓ બધા લેઉવા કણબીઓ માફક તે જ રીતે અને તે જ સ્થિતિમાં ખેતી કરતા. તેઓ પોતાની મૈયતોને દાટતા હતા. આ સિવાય, તેમના બીજા રિવાજો હિન્દુઓના જેવા જ હતા.

તેમની આ વિશિષ્ટ માન્યતાઓના કારણે તેઓ બીજા કણબીઓથી જુદા પડી ગયેલા હતા. તેઓ માત્ર પોતાની કોમમાં અંદરઅંદર પરણતા હતા. તેથી તેઓ એક અલગ કોમ બની ગયા હતા.

તેમની કેટલીક ધાર્મિક વિધિઓ નીચે પ્રમાણે હતી : તેમની મુખ્ય ધાર્મિકવિધિ 'લાહે ઉતારણી' એટલે અપવિત્રતા દૂર કરવાની હતી. બાળકના પ્રસવ પછી અથવા માસિક ઋતુ સ્નાન પછી (તે જ પ્રમાણે પાડું કે વાછરડું પેદા થયા પછી ભેંસ કે ગાય) સુવાવડી સ્ત્રીને જોવાથી પુરુષ અપવિત્ર થયો હોય, અને જે તેમની જ્ઞાતિએ મના કરેલા અખાદ્ય પદાર્થો ખાઈ જ્ઞાતિરિવાજો તોડવાથી દોષિત થયો હોય, તેને આ વિધિમાંથી પસાર થવું પડતું હતું.

જે ઘરમાં આ વિધિ કરવાની હોય ત્યાં મીઠાઈની વિવિધ વાનગીઓ તૈયાર કરવામાં આવતી. અને ગામના 'કાકા'ને આમંત્રવામાં આવતા. ત્યાં તે તેના નાયક 'ખલ કાકા' સાથે લાવતો. કાકા પોતાની સાથે ત્રાંબાના ચાર સિક્કા, એક માટીનો પ્યાલો અને થોડું લોબાન લાવતા હતા. વિશેષમાં તે પોતાની સાથે હાથમાં માલવાના નાના પતરાના કે પિત્તળના ડબ્બામાં વટાણાના ઘાટના લાડવા લેતો આવતો. આ લાડવા દૂધમાં સફેદ ચાક અથવા ચોખાનો લોટ અથવા એકાદ પીરના રોજામાંથી આણેલી ઘસેલી સુખડ મેળવીને બનાવેલો હતા.

ઘરમાં દાખલ થતાં કાકો રસોડામાં જતો. ત્યાં તે ઘીનો દીવો કરીને ધાર્મિક પાઠ કરતો. કાકો આ પ્રમાણે ધાર્મિક પાઠ કરતો હોય ત્યારે 'ખલકાકો' એક પિત્તળની થાળી મંગાવી, તેમાં ઘરધણી પાંચિયો, સાતિયો કે આઠિયો એમ તે ધોરણે, તે થાળીમાં રાંધેલા ભાતથી પાંચ, સાત કે આઠ ઢગલીઓ કરતો.

કાકો કલમો પઢી રહ્યા પછી જમીન ઉપર કપડું પાથરીને નીચે નમીને બેસતો પછી તે લોબાન સળગાવતો અને બીજા પ્રાર્થના કરતો. આ બીજી પ્રાર્થના પછી તે એક પિત્તળની થાળીમાં ઘઉંના દાણાનું એક વર્તુળ બનાવતો. તે ગોળની અંદર તે પોતાની પાસેના ચાર ત્રાંબાના સિક્કા મૂકતો, અને તે સિક્કાઓ ઉપર તે પોતાની પાસેનો માટીનો પ્યાલો ગોઠવતો. આ પ્યાલામાં તે 'નૂર' નામનું પ્રવાહી મિશ્રણ રેડતો. એ મિશ્રણ સાથેનું પાણી, દૂધ અને સફેદ ચાક અથવા પીરના રોજામાંથી આણેલ ચોખાનું બનાવેલું હતું.

આ તૈયાર થઈ રહ્યા બાદ ખલકાકા ભાતની ઢગલીઓવાળી થાળી લાવતો તો દરેક ઢગલા ઉપર કાકો તેના માટીના પ્યાલામાંનું મિશ્રણ થોડું થોડું છાંટતો. તેમ કરતી વખતે તે 'લાઈલાહા ઇલ્લલ્લાહ, મોહમ્મદુર્રસુલુલ્લાહ' અથવા 'ઇમામશાહ, નૂરઅલી, મોહમ્મદશાહ' દરેક પ્રાર્થનાના અંતે આવતું - તેથી પૃથક્ પૃથક્ પ્રાર્થના તે પ્રત્યેક છાંટણા વખતે પઢતો.

પછી રાંધેલા ભાતની ઢગલીઓવાળી થાળી બાજુએ મૂકી જે સ્ત્રી-પુરુષને પવિત્ર કરવાનાં હોય તેને અંદર બોલાવવામાં આવતાં. તે સ્ત્રી વા પુરુષ આવીને કાકાને નમન કરીને તેની પાસે ઊભો રહેતો. કાકા તેના ઉપર માટીના પ્યાલાનું મિશ્રણ છાંટતો, પછી તે સ્ત્રી વા પુરુષ બેસી જતો. પછી તે સ્ત્રી વા પુરુષ કાકાને એક ચાંદીનો કે ત્રાંબાનો સિક્કો આપતો. તે સિક્કો કાકો પાણી વતી ધોતો. તે સિક્કો ધોયેલું પાણી અને માટી પ્યાલાનું મિશ્રણ કાકો તે સ્ત્રી કે પુરુષને પીવા માટે આપતો હતો.

પિત્તળની થાળીમાંની ભાતની ઢગલીઓ ખલકાકો બીજી રાંધેલી વાનગીઓ સાથે મેળવી ત્યાં ભેગા થયેલા મહેમાનોને વહેંચી આપતો.

આ પવિત્ર કરવાની ફી સુવાવડી સ્ત્રી અને પાડાવાલી ભેંસ માટે આઠ આના અને વાછડાવાળી ગાય માટે ચાર આના અને જ્ઞાતિ રિવાજ તોડવા માટે પા આનો હતો.

આ ફી કાકો અમદાવાદ, (પીરાણા) નવસારી અથવા બુરહાનપુરમાં પીરના રોજાને મોકલી આપતો આ ફી ઉપરાંત દરેક મતિયો ખેડૂત પોતાના દરેક હળદીઠ સાડાત્રણ મણ ચોખા અને એક રૂપિયો દર વરસે કાકા મારફત પીરને મોકલાવતો.

મતિયાઓ દરેક ચાંદરાતનો દિવસ પવિત્ર માનતા અને જો કોઈ ચંદરાતનો દિવસ શુક્રવાર હોય તો તે દિવસે તેઓ આખો દિવસ રોજો રાખતા. તેઓ રમજાન રોજા રાખતા હતા.

બીજા મુસલમાન તહેવારોમાં તેઓ તેમના પીરનો ઉરસ તથા તે અગાઉના બે રાંદલ ચઢાવવાના દિવસો પાળતા, તે દિવસોએ તેઓ કામ કરતા નહીં. આખો વખત

ખાવાપીવામાં અથવા નવસારીમાં તેમના પીરના રોજાની ઝરાયત કરવામાં આવતા. આ મુસલમાની તહેવારો ઉપરાંત તેઓ હોળી, અખાત્રીજ, દિવસો, બળેવ અને દિવાળી પાળતા હતા. યાત્રાઓ કરવાનાં તેમનાં મુખ્ય સ્થળો નવસારી, પીરાણાં, બુરહાનપુર અને ભરૂચ જિલ્લામાં મિયાંગામથી સાત માઈલ દૂર આવેલું વેપાલે જેવાં સ્થળો હતાં. યાત્રાળુઓ ત્યાં જતા ત્યારે કાકો તેમની સાથે જતો. નવસારી પીરાણા અને વેળાવમાં યાત્રાળુઓ ફક્ત પીરના રોજાની ઝરાયત કરતા, જ્યારે બુરહાનપુરમાં તેઓ વર્તમાનપીરના અંગૂઠાને ચૂંતા હતા. જે કાકો યાત્રાળાઉઓ સાથે ગયેલો હોય તેનો પીર તરફથી પોતાને માટે પોશાક અને તેની સ્ત્રી માટે દાગીના ભેટ મળતા. પીરાણામાં હાલ 'કાકા'નું પદ કડવા કણબી ભોગવતા.

તેમની લગ્ન વિધિઓ લેઉવા કણબીઓની વિધિઓથી નોખી પડતી ન હતી. તેમના કુટુંબનો ગોર જે સામાન્ય રીતે ઔદિચ્ય અથવા મોઢ બ્રાહ્મણ હોય તેઓ વિધિ કરાવતા. આ જ્ઞાતિમાં ગોત્ર જોવાનો રિવાજ હતો. માતા અથવા પત તરફથી જ્ઞાતિ પેઢીઓ સુધી સગપણ સંબંધ હોય તો તેવાં વર-કન્યાનું લગ્ન કરવાની બંધી હતી. કેટલીક વખત છોકરીઓ ફક્ત છ માસની જ હોય ત્યારે તેમને પરણાવી દેવામાં આવતી, પરંતુ સાધારણ રીતે છોકરી પાંચથી આઠ વર્ષની થાય ત્યારે તેમના લગ્ન કરવામાં આવતા. વિધવાઓને પુનઃલગ્ન કરવા દેવામાં આવતા. તેમનામાં મોટા ભાઈની વિધવા નાના ભાઈ સાથે 'દિયરવટુ' કરી શકતી. તેમનામાં સ્ત્રીને ફારગતી આપવી કાયદેસર ગણાતી હતી. કુંવારો પુરુષ ફારગતી આપેલી સ્ત્રી અથવા વિધવા સાથે પરણી શકતો નહીં, પરંતુ આ મુશકેલીનો ઉતાર તેને પ્રથમ શમી વૃક્ષ સાથે પરણાવીને કરવામાં આવતો, જે વિધવા પુનઃલગ્ન કરે તે સોનાના પતરાથી મઢેલી હાથીદાંતની ચૂડીઓ પહેરતી હતી.

સ્ત્રીના પહેલા ગર્ભાધાન સમયે તેના સીમંતની વિધિ પાંચમે અથવા સાતમે મહિને કરવામાં આવતી, પરંતુ કડવા કણબીઓની જેમ આ પ્રસંગે નાતુ જમણ મતિયાઓ કરતા ન હતા તેમજ કોઈ પ્રકારના વધાવાઓ આપવામાંનો રિવાજ ન હતો.

નિયમિત તરીકે મતિયા સ્ત્રી તેની પહેલી સુવાવડ માટે તેનાં માબાપને ત્યાં જતી. પહેલા બાળકનો જન્મ થાય ત્યારે જો તે પુત્ર હોય તો કાગળ ઉપર પલાળેલાં કંકુથી તેનાં પગલાં પાડીને તે કાગળ એક વાળંદ તે પુત્રના પિતા પાસે લઈ જતો. પિતા તે વાળંદને તે માટે બે રૂપિયા બક્ષીસ આપતો. બારમે દિવસે તે માતા ઘરનો ઉંબર, તેના બારસાખ અને મહોલ્લાના સૌથી પાસેના કૂવા ઉપર સુખડ અને કંકુ લગાડીને તેમની પૂજા કરતી. કૂવા પાસે તે સ્ત્રી સૂતરના બે દોરાથી બે છાણાં ભેગાં બાંધતી. મહોલ્લાનાં છોકરાંને ઘઉં અને જુવારના બાકળામાં ખાંડ ભેળવી વહેંચવામાં આવતા. ચાળીસ દિવસ સુધી સુવાવડી સ્ત્રી અપવિત્ર ગણવામાં આવતી હતી, તેથી ઘરની કોઈ વસ્તુને તે અડકી શકતી નહીં. બને ત્યાં સુધી તે દરમ્યાન ઘરની બહાર નીકળતી ન હતી. પરંતુ તે દરમ્યાન જો તેને ઘરની બહાર જવું જ પડે તો તે મેલી બલાઓને

દૂર રાખવા દાતરડું અથવા છરી પોતાની પાસે રાખતી. પાંત્રીસમા અને ચાળીસમા દિવસો વચ્ચે ગમે તે દિવસે તે નહાતી હતી. પછી સુવાવડા ઓરડાનું લીંપણ ઉખેડી નાખવામાં આવતું. પછી આગળ વર્ણવ્યા મુજબ 'લારે ઉતારવી'ની વિધિ કરીને તેને પવિત્ર કરવામાં આવતી. ત્યાર પછી બ્રાહ્મણ જોષી તેનું નામ પાડતો. બાળક બે-ત્રણ માસનું થાય ત્યારે તે સ્ત્રી ધણીને ઘેર જતી. તે બાળકને સૌથી પ્રથમ રાંધેલો ખોરાક આપવામાં આવતો, ત્યારે કોઈ વિધિ કરવામાં આવતી ન હતી.

મતિયાઓ તેમનાં મૈયતો તફન કરતા. મરણઘડી પાસે આવે ત્યારે તેને નવરાવીને જમીન ઉપર સુવાડવામાં આવતો. તે વખતે કાકો પાસે ઊભો રહીને પ્રાર્થના કરતો. પ્રાણપંખેરું ઊડી ગયા પછી મરનાર પુરુષ હોય તો તેને સુતરાઉ સુરવાળ, પહેરણ તથા ટોપી અને સ્ત્રી હોય તો તેને રેશમી સાડી, ચોળી અને ચણિયો પહેરાવવામાં આવતાં. પચી તેને મુસલમાનોના જનાઝામાં મૂકીને કબ્રસ્તાનમાં લઈ જવામાં આવતા. સાથે જનાર માણસો કોઈ કપડાં કે જોડાં ઉતારતાં ન હતા. કબ્રસ્તાનમાં પહોંચ્યા પછી મૈયતનું કાંઈ કપડું ઉતાર્યા વિના તેને કબરમાં મૂકી ઉપર માટી વાળી દેવામાં આવતી.

મૈયત દફન કર્યા પછી સાથે ગયેલા માણસો દરેક પોતાના હાતમાં દસ અગરબત્તીનો બળતો કાકડો રાખીને અર્ધી-હિન્દુ અને અર્ધી-મુસલમાની એવી બે પ્રાર્થનાઓ પઢીને પોતાને પવિત્ર કરી લેતા. પહેલી પ્રાર્થના : 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ, સતગર માત્ર બ્રહ્મા, ઇમામશાહ, આદિ વિષ્ણુ નિરંજન અને નુરઅલી, મોહમ્મદસાહ તમારી દુઆ.' બીજી પ્રાર્થના. 'લોબાન જલે, ફુલબતી ટળે, દીન જાગે, કરૂણા માગે.' એ પ્રમાણેની હતી. પછી દફન કરવા આવેલા માણસો ઘેર જતા. તેમના મરનાર કુટુંબ તરફતી લાડુનું જમણ જમાડવામાં આવતું. મરનારના કુટુંબના માણસો પોતે તે કોઈ પડોશીને ત્યાં ખીચડી રંધાવીને ખાતા, હિન્દુ સ્ત્રીઓ માફક મતિયા સ્ત્રીઓ દસ દિવસ સુધી મરનાર પાછળ રડતી અને છાતી કૂટતી. તે દસ દિવસ દરરોજ વલાહે ઉતારણીની વિધિ કરવામાં આવતી. આજુબાજુનાં ગામોમાંથી મરનારનાં સગાંવહાલાં ભંગિયા મારફત ખબર આપીને તેડાવવામાં આવતા. જે એ પ્રમાણે કાણે આવે તેમને લાપસી જમાડવામાં આવતી.

લેઉવા કણબી અને કડવા કણબીના રિવાજોથી વિરુદ્ધ મતિયાઓમાં મરનારનાં નજદીકનાં સગાં મરણ પચીના દસ દિવસોમાં પોતાને સૂતકી અપવિત્ર માનતાં નહોતાં. હિન્દુઓ માફક મરણ પછીની કોઈ ધાર્મિક વિધિ કરવામાં આવતી ન હતી. 'મરનારના આત્માને પિંડ (ચોખાનો લાડુ) ધરવામાં આવતો ન હતો.

નાતીલાઓને મરણ પછીના દસમે અને અગિયારમે દિવસે જમાડવામાં આવતા હતા, પરંતુ જો અગિયારમો અથવા બારમો દિવસ રવિવાર કે મંગળવાર હોય તો તેરમા અને વીસમા દિવસની વચ્ચે ગમે તે કોઈ દિવસે તેવું જમણ કરવામાં આવતું. મરણ પછીના નાતના પહેલા જમણ વખતે મતિયાઓના દરેક કુટુંબ તરફથી

મરનારના કુટુંબના મુખ્ય માણસને અર્ધો-અર્ધો મણ ચોખા મોકલવામાં આવતા. તે ઉપરાંત સગાંસંબંધી અને સ્નેહીઓ તરફથી આઠ આઠ આના આપવામાં આવતા. આ ચોખા અને પૈસા અને તે ઉપરાંત મરનારનાં કપડાં, પથારી અને પલંગ બરહાનપુર, નવસારી, અમદાવાદ અથવા વેમલના પીરોના રોજાઓમાં મોકલવામાં આવતા. તદ્ઉપરાંત મરનારના કુટુંબનો મુખ્ય માણસ પોતાના તરફથી વધારે પૈસા મોકલતો, અને જો મતદાર હોય તો પીરના બીજા ઉપયોગ માટે એક આંબો જુદો કાઢતો. પીરને મળતી દરેક ભેટ-સોગાદોની કિંમત મોટી થતી.

બ્રાહ્મણ ગોરને પણ પછીના અગિયારમા દિવસે થોડી વસ્તુઓ આપવામાં આવતી. તે ચીજો તેને ગોર તરીકે દાનમાં આપવામાં આવતી ન હતી, પણ નાતવરામાં કરેલી મદદના બદલામાં આપવામાં આવતી.

મતિયાઓમાં કોઈ નાત પટેલનો રિવાજ ન હતો, તેમ છતાં સ્ત્રીઓના છૂટાછેડા તથા જ્ઞાતિના રિવાજો તોડવાના કેસો પાંચ આગેવાનોને સોંપવામાં આવતા. તેમના ફેંસલા બંધનકર્તા ગણાતા. નવરાત્રિ અને હોળીના તહેવારોમાં મતિયા સ્ત્રી-પુરુષો ભેગાં મળીને ગરબા ગાતાં.

તેઓ તેમની ભેંસો અને બળદોની ઘણી સંભાળ રાખતા. પોતાની જાતને સારી સ્થિતિમાં અને દેખાવડી રાખવામાં તેઓ કોઈ વાતે કસર રાખતા ન હતા. મતિયાઓ ખર્ચા નાતવરાંઓ અને ભભકાદાર લગ્ન સરાઓ માટે જાણીતા હતા. તેમના થોડાંક લક્ષણો બાદ કરતાં તેમના તમામ રીતરીવાજો મોટે ભાગે લેઉવા કણબી અને કડવા કણબીની ન્યાતીને મળતા આવતા, એટલે તેઓ વટલાયેલા હિન્દુઓ સાબિત થતા હતા.

ઇમામશાહના સેવકો સુરત, સુરત જિલ્લામાં ખાનદેશ, બુરાનપુર, કચ્છ, ભાવનગર, વડોદરા, ખંભાત, ચરોતર તથા અમદાવાદમાં હતા, બાકરઅલીના સેવકો કણબીઓ હતા. બાનું અથવા પોશાળ હતા. 'કાકા' ફારસી ભણ્યા ન હતા. નમાજ પઢતા ન હતા. 'કાકા' ના મરદાને દાટતા. તે ઉપર કબર કરતા, ઇમામશાહે શિક્ષાપત્રી ગુજરાતીમાં લખી હતી, શિવોડહં શિવોડહં બોલાતા; ઘણું કરીને વેદાંત મતને માનતા હતા.

સેવકો સૌ સૌની નાતમાં હતા. નાત બહાર રહેતા નહીં. કચ્છના કણબી મુમનાઓ મરદું ઠાઠડીમાં બાંધી લઈ જઈને દાટતા. બ્રાહ્મણને બોલાવ્યા વગર વર-વહુને રોજા પાસે (ગાદી પાસે) લઈ જઈ લગ્ન કબૂલ કરાવતા. પીરાણાના હિંદુ સેવકો હાડકાં લઈ પીરાણાની જગામાં દાટતા, તે પર નાની કબર કરતા. ગુજરાતમાં પીરાણાના સેવકો મડદાની ટચલી આંગળી કાપી ઘરમાં દાટતા અને તે ઉપર નાની કબર કરાવતા હતા ને તે વાત ચુપ રાખતા. હિંદુ સેવકો ગીતા, સુંદરવિલાસ અખેગીતા વાંચતા. બાઈડીઓ અને છોકરાં વૈષ્ણવોની કંઠી પણ બાંધતા. કેટલાક કણબીઓ પીરાણાનો ધર્મ છાનો પાળતા હતા. ખાનગીમાં નમાઝ પણ પઢતા. મુસલમાન ધર્મ પાળતા, પણ નાતવાળા બહાર મૂકે તે ભલેને રૂ. ૫૦ દંડ થાય તો જ ન્યાતમાં પુનઃ દાખલ થવાય એટલે પીરાણા ધર્મ છોડતા નહીં.

કચ્છના પીરાણા કણબીઓનાં ૧૦૦ ઘર સ્વામિનારાયણ ધર્મમાં આવી ગયાં હતાં. તેઓ મડદાને બાળતા. લગ્નક્રિયા બ્રાહ્મણ પાસે કરાવતા. તેમની નાત જુદી બંધાઈ હતી.

પીરાણા સેવકો એવું કહેતા ન હતા કે અમે મુસલમાનો છીએ. તેઓ એમ કહેતા હતા કે અમે ઇમામશાહને ગુરુ માનીએ છીએ. એ ઉપરતી માલૂમ પડતું કે મુસલમાન અમલદારો હિંદુઓ પર વટલાવનો જુલમ કરતા હતા ત્યારે ઇમામશાહે હિંદુઓને દિલાસો આપ્યો હશેકે, તમે મારા સેવકો થાઓ તો તમને હિંદુ રહ્યા છતાં કશી હરકત થવા નહીં દઉં. વટલાયા તે મુમના થયા. કુટુંબનો ઘરડો ફકીર થયો. સાંઈ કહેતાં શરમ થઈ એટલે 'કાકા'નો ચાલ શરૂ કર્યો.

તેમના ધર્મ સિવાય માંદગી વખતે હિંદુ-મુસલમાનો પીરાણાની માનતા માનતા. વાંઝણી બાઈઓ લોઢાના વાળાની પીરની બેડી પહેરતી, પછી જો છોકરું થાય તો પીરાણે જઈને બીજી બેડી તયંના લુહાર કરી આપે તે પેહરીને પીરના રોજાની પ્રદક્ષિણા કરતી. ત્યાં તેની બેડી તેની મેળે ભાંગી પડતી, એટલે તે બેડી કાઢી નાખતી અને જો છોકરું ન થાય તો સાત-આઠ વર્ષ પછી પોતાની બેડી કાઢી નાખતી. કવિ દલપતરામ ડાહ્યાભાઈએ લખ્યું કે,

દેવા તણી, દેવા તણું, પીરોની પીરાઈ,
માનનારને મનગમી, તેમ તેણે ગાઈ.

## કચ્છમાં કડવા-પાટીદાર સમાજ અને સુધારા પ્રવૃત્તિ (ઈ.સ. ૧૮૮૫-૧૯૩૦)

ઈ.સ. ૧૪૪૯માં ઈમામશાહ નામના સૈયદ ઈરાનથી હિંદમાં મુસાફરી કરતાં કરતાં ગુજરાતમાં આવી અમદાવાદ નજીકના ગીરમથા ગામની સીમમાં મુકામ કરી રહ્યા હતા. ત્રણ વર્ષથી ગુજરાતમાં વરસાદ નહીં વરસેલો હોવાથી તેમને ફકીર જાણી કણબીઓ પૂછવા ગયા. તેમના કહેવા પ્રમો વરસાદ થયો. તેથી લોકોની શ્રદ્ધા વધી અને તેમને ચમત્કારી ગણી તેમની ઇચ્છા મુજબ ઝૂંપડી બાંધી આપી. શ્રદ્ધાળુ લોકો પર તેમની પકડ હતી જ, પણ અમદાવાદના સુલતાન મુહમ્મદશાહ બીજાએ (ઈ.સ. ૧૪૫૧) પોતાની શાહજાદી ઈમામશાહને પરણાવી એટલે તે મહાન બની ગયા. એવામાં કાશી તરફ યાત્રા કરી પાછાં વળતાં સુરત-નવસારીના ગામડાંના કેટલાક લેઉવા કણબીઓએ ગીરમથે (પીરાણા) મુકામ કર્યો. તેઓને પણ ઈમામશાહે ચમત્કાર બતાવ્યો. એ જ પ્રમાણે કચ્છમાં વાસ કરનાર કણબીઓના પૂર્વજો પણ તેમના પરચાથી શિષ્યો થયા. આ ધર્મ સ્વીકારવાથી જ્ઞાતિઓ તરફથી વિટંબણાઓ પડવા લાગી. એટલે લોકો જુદા જુદા ગામોમાં જઈ વસવા લાગ્યા.

### કચ્છનાં મહત્ત્વનાં ગામોની શાખો

કચ્છના માનકૂવા, વિરાણી, અંગીઆ, નખત્રાણા, નેતરા, વિથોણ, કરબોઈ, મથલ, ગડાંણી, ખોંભડી, મંગવાણા, દર્શડી, ડોઝાપર, ભડલી, સરવાના વગેરે ગામોમાં

જુદી જુદી શાખો ધરાવતા કડવા પાટીદારોની વસ્તી છે.

માનવકૂવા ગામમાં વેલાણી, ગોગારી, ચવાણ અને હલપાણી શાખો ધરાવતા કડવા પટેલો રહે છે. વેલાણીના પૂર્વજો પરબત પટેલ ચાંપાનેરમાં પલટાઈ કરતા હતા. ત્યાં પઢિયાર સાથે વિગ્રહ થતાં ચુંવાળ આવ્યા. ત્યાંથી ગીરમથે ગયા અને પીરાણા ધર્મ સ્વીકાર્યો. ત્યારબાદ ઈમામશાહના હુકમથી ઈ.સ. ૧૫૨૪માં વેલા પટેલ અને નાકર પટેલે શીકરૂ ગામ વસાવ્યું. પાછળથી તેના વંશજો માનકુવા આવ્યા.

ગોગારીના પૂર્વજો અડાલજથી આવ્યા હતા. તેમનો વંશ ગોગામાં આવી વસ્યો. અજા પટેલે પીરાણા પંથ સ્વીકાર્યો અને શીકારે આવ્યા, ત્યાંથી માનકૂવા આવ્યા.

ચવાણ શાખનો મૂળ પુરુષ ધોળકા તાલુકાથી આવ્યો હતો. તેણે પીરાણા પંથ સ્વીકાર્યો અને વેલા પટેલના કુટુંબ સાથે સંબંધ બાંધ્યો.

હલપાણીના પૂર્વજો અમદાવાદથી આવ્યા હતા. ત્યાંથી બારેજા આવ્યા અને પીરાણાપંથ સ્વીકાર્યો. તેમનામાં ઠાકરાણી, ડોસાણી, ભાટાણી, લોધાણી વગેરે અટકો છે. ઠાકરાણી શાખ હાલ ભડલીમાં છે.

વિરાણી ગામમાં વસનાર નાકરાણી, દીમાણી અને ગોગારી એવી ત્રણ શાખ ધરાવે છે. નાકર પટેલના પૂર્વજ સોમા પટેલ ઊંઝાના. ત્યાંથી લાલી આવ્યા. ઈ.સ. ૧૫૩૮માં પીરાણા પંથમાં જોડાયા. દીમાણીના પૂર્વજો અડાલજથી આવ્યા હતા. ગોગારીના પૂર્વજો ભાલેજ (આણંદથી) આવ્યા હતા. તેઓ પોતાને દેસાઈ પણ કહેવડાવતા હતા. મૂળજી પટેલ આ વંશમાં થયા. તે ઈ.સ. ૧૭૫૭માં વિરાણી આવ્યા.

અંગીઆમાં 'ચોપડા' શાખાના પટેલો છે. તેમના મૂળ પુરુષ દેવજી પટેલ ઊંઝાના. તે ગીરમથે મેળામાં ગયેલા. ત્યાંથી તે પીરાણાપંથી થયેલા. તેમના પુત્ર જસોજી ઈ.સ. ૧૭૧૨માં અંગીઆ આવી વસ્યા.

કોટડામાં છ ભાઈઓ જે પારેખ શાખે ઓળખાય છે તે આવીને ઈ.સ. ૧૭૬૭માં વસ્યા તેમનું મૂળ વતન અમદાવાદ હતું.

નખત્રાણા ગામમાં પોકાર, રામાણી અને લીંબાણી શાખના પટેલો છે. પોકાર શાખના અસલ પુરુષ મહેસાણાથી આવેલા. ત્યાંથી કાનમ ગયા. ઈ.સ. ૧૬૬૩માં પીરાણા ધર્મ સ્વીકાર્યો. ત્યાંથી શીકારે ગયા. તેમના પુત્રો ઈ.સ. ૧૭૭૨માં નખત્રાણા આવ્યા. રામાણીના પૂર્વજો ભાલેજથી અને લીંબાણીના પૂર્વજો અડાલજથી આવેલા. ૧૭૪૨માં નખત્રાણા આવ્યા.

નેત્રા ગામમાં સાંખલા શાખના પટેલો છે. તેમનો મૂળ પુરુષ ઊંઝાથી આવ્યો હતો.

ગામ વિથોણમાં સુરાણી શાખના પટેલો રહે છે. તેમના વડવાઓ સૂણોક (ચરોતર)થી પીરાણાપંથ સ્વીકારી શીકરે આવ્યા હતા. ત્યાંથી ઈ.સ. ૧૭૪૫માં વિથોણ આવ્યા.

કરબોઈ ગામમાં ભાવાણી શાખના પટેલો છે, તે વસોના મૂળ વતની છે. શીકરે આવ્યા અને કરબોઈનું તોરણ બાંધ્યું. ઈ.સ. ૧૭૭૫માં જ્ઞાતિ જમાડી, ઘોડીનું દાન આપ્યું.

ગામ નખત્રાણાના ઘરડાઓ અડાલજમાં રહેતા. લીંબાણી શાખથી ઓળખાતા. ત્યાંથી નડિયાદ ગામ, તેમના વંશજ ગોવા પટેલને જેરાજ, જીવો વાસણ નામે પુત્રો હતા. એક માળવે બીજો કંબોઈ અને ત્રીજો તરમથા ગયો બીજા અને ત્રીજાએ પીરાણા ધર્મ સ્વીકાર્યો. સં. ૧૭૬૫માં શીકરૂ આવ્યા. ત્યાંથી નખત્રાણા આવ્યા.

જીવાનો પરિવાર રામજી, ધનજી અને ગોરો ત્રણ ભાઈઓ સં. ૧૯૮૭માં નખત્રાણા આવ્યા. ગોરાનો પુત્ર અણદો, તેનો પેથો, તેનો કેશરો પટેલ અને તેને ભોજા પટેલ થયા. ભોજા પટેલ નખત્રાણાથી સં. ૧૯૦૩ની સાલમાં માતૃપક્ષ વિરાણી આવ્યા રહ્યા. તેમના રામજી, તેમના નારણજી તથા વાલજી અને વાલજીના જીવરાજ તથા વેલજી બે પુત્રો છે.

મથલ-પોકાર : એમના વડવાઓ નડિયાદમાં રહેતા. ત્યાંથી મગન પટેલ કાનમમાં વસ્યા. ત્યાંથી તેના પુત્ર હંસરાજ અને મોહન ગીરમથા આવ્યા. સં. ૧૭૧૦માં પીરાણાનો ધર્મ લીધો તેથી શીકરું આવી રહ્યા. ત્યાંથી હંસરાજના પુત્ર દેવસિંહ તથા મેઘજી સં. ૧૭૪૨ જેઠ વદ ૧૨ના દિવસે મથલ આવ્યા. ત્યાંના ગરાસિયાએ તેમને પટેલાઈ આપી. મેઘજીનો પુત્ર હરભમ, તેનો શિવજી વગેરે પરિવાર આજે મથલમાં છે.

ગામ ગડાણી-લીંબાણી : મૂળ ઊંઝા ગામે રહેતા. ત્યાંથી બાવળા આવી વસ્યા. ત્યાંથી ગોવિંદ પટેલનો વંશ આણંદ આવ્યો. ત્યાંથી તેના વંશજ અરજણના પુત્રો છગન, હરગોવિંદ અને ગોવિંદ ગામ લાલી (તા. મહેમદાબાદ) આવ્યા અને ત્યાંથી અમદાવાદ આવ્યા. પીરાણાનો પંથ કબૂલ કર્યો તેથી સં. ૧૭૮૨માં કાનજી તથા નારણ બંને ભાઈ માણેકવાડા આવ્યા. ત્યાંથી ભડલી ગયા અને ત્યાંથી સં. ૧૮૧૩માં કાનજીના વંશજ ખેતો અને અબજી એ બે બાઈઓ તથા બહેન જસુ અને ભાણેજ નથુ ગડાણી આવી વસ્યા.

ગામ ખોંભડી-પોકાર : અસલ ઘરડાઓ ધોળકા રહેતા હતા. ત્યાંથી પચાણ પટેલ સં. ૧૬૮૩માં ગામ ગીરમથા આવ્યા અને પીરનો ધર્મ પાળ્યો તેથી તેઓ શીકરું આવ્યા. ત્યાંથી વેલાણીમાં વસ્યા. પચાણ પટેલના વાલજી, રતનો અને મેઘજી ત્રણ પુત્રો હતા. તેમનો પરિવાર સં. ૧૭૦૪માં ખોંભડીમાં આવી રહ્યો. મેઘજીનો પુત્ર માધો થયો. તેના અબજી અને પાંચો થયા. પાંચાના પુત્રો મનજી, રામો અને વિશરામ થયા.

ગામ મગવાણા-ચોપડા : અસલમાં તેમના પૂર્વજ નાગજી પટેલ ઊંઝાથી નીકળી સાણંદ વસ્યા. ત્યાંથી અમદાવાદ આવી પીરનો ધર્મ માન્યો તેથી સં. ૧૬૭૧માં શીકરું આવ્યા. ત્યાંથી તેમના વંશજ જસો અને જીવરાજ અંગીઆ ગામે આવ્યા. ત્યાંથી સં. ૧૮૧૮માં જીવરાજના પુત્ર ધનજી તથા પૌત્રો ગોરો અને કચરો ગામ મગવાણા આવ્યા અને ત્યાં પટેલાઈ કરી આગેવાન ગણાયા.

ગામ દર્શડી-પોકાર (હાલ બાથાણી) : મૂળ ગામ ધોળકાથી હાલા પટેલ સારંગ ચોહાણ સાથે ગીરમથા ગામે આવ્યા. પીરનો ધર્મ સ્વીકાર્યો તેથી સં. ૧૫૯૮માં શીકરું આવી નોકર તથા વેલા પટેલના કુટુંબમાં રહ્યા. સં. ૧૬૬૪માં હાલના પુત્રો રામજી જેસિંહ ખેડાઈ આવ્યા. એક ભાઈનો નિર્વંશ ગયો. જેસિંહના અરજણ અને દેવસિંહ થયા. દેવસિંહનો પુત્ર મનજી સં. ૧૭૦૪માં માનકવા ગામે વસ્યો. મનજીને રતનો અને લખુ

બે પુત્ર થયા. લખુનો પુત્ર અબજી સં. ૧૭૮૪માં દર્શડી આવી વસ્યો અને પટેલાઈ કરી. તેણે ગામમાં પીરાણા ધર્મનું સ્થાનક બાંધી જ્ઞાતિ જમાડી. અબજીને ડુંગર, ગોપાલ, લક્ષ્મણ અને કરસન એમ ચાર પુત્રો થયા. કરસનને બે પુત્રો સેવજી અને ભાણજી થયા. લક્ષ્મણને પુત્ર વાલજી તથા પુત્રી હીરબાઈ, ગોપાલને બે પુત્ર દેવસિંહ તથા રતનો, જ્યારે ડુંગરને પુત્ર ભાણજી તથા બે પુત્રીઓ રતનબાઈ અને માનબાઈ થયાં. એ વગેરે અબજી પોકારનો વંશ છે.

આ પ્રમાણે વિક્રમના પંદરમા તથા સોળમા સૈકામાં આ લોકોએ પોતાનો અસલ હિંદુ ધર્મ બદલી મુસલમાનને ગુરુ કર્યા, તેથી તેમને કુટુંબ, જ્ઞાતિ અને ગામ સાથે પણ કલહ થાય તે સ્વાભાવિક હતું. તેથી ધાર્મિક અગવડને લીધે સઘળા પીરાણાપંથી કણબીઓ ક્રમે ક્રમે ગુજરાતના ભિન્ન ભિન્ન ભાગોમાંથી નીકળી વાગડ (કચ્છ)માં શીકરું ગામે આવ્યા, અને ત્યાં પોતાના સહોદર સમાન સ્વધર્મીઓ સાથે મળી જુદી જ્ઞાતિ કરી. કચ્છનો પ્રદેશ વર્ષો થયાં ખેતીવાડીમાં પછાત હતો તેથી ગુજરાતના કાબેલ ખેડૂતો કચ્છના રાવને અનાયાસે મળવાથી, તેણે તેમનો સારો સત્કાર કરી જમીનો આપી. પાછળથી તેથી શીકરુંથી સહુ સવડે જુદાં જુદાં ગામોએ જઈ રહ્યા અને આબાદ થયા. જોકે, તેમણે મુસલમાનને ગુરુ કર્યા હતા તોપણ તેમની સઘળા પ્રકારની રીતભાત હિંદુની જહતી. તેઓ માત્ર વાર્ષિક ભેટ પીરાણે મોકલતાં, અન્યથા, મુસલમાનનું એક પણ વર્તન તેમનામાં નહોતું. આ પ્રમાણે કેટલાક કાળ પર્યંત ચાલ્યું. તેમની વસ્તી વધી પ્રથમનાં ૧૨-૧૩ ગામોનાં પછી ૨૫-૩૦ ગામો થયાં.

## પીરાણાપંથ અને સુધારાત્મક આંદોલન

કચ્છના એકાદ ગામમાં વિવાહ પ્રસંગે પીરાણાથી 'પ્રાગજી કાકા' આવ્યા અને તેમણે હિંદુઓને પીરના પાકા અનુયાયી બનાવવાનો પ્રયાસ આદર્યો. તેમણે ઈ.સ. ૧૭૭૬માં કચ્છ આવી એવો ઉપદેશ આપ્યો કે તમારે વહીવંચા લખનાર બારોટો અને ધાર્મિક વિધિ કરનાર ગોરને છોડી દેવા જોઈએ. અંધશ્રદ્ધાળુ કણબીઓએ પ્રાગજી કાકાની વાત માની અને તેમની સલાહ પ્રમાણે નખત્રાણા ગામે જ્ઞાતિપંચના રૂપમાં મળ્યા અને ગોર તેમજ વહીવંચાને સદા માટે તજી દેવાનો જુદા જુદા ગામોના પંચ આગેવાનોએ ઠરાવ કર્યો જે નીચે મુજબ હતો.

'સંવત ૧૮૩૨ની પોષ વદ ૧૩ ને દીને ગામશ્રી નખત્રાણ મધે જ્ઞાતિપંચ ભેગા થઈ બારોટ ગવરીદાસ શામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહિ. તેમજ બારોટને કાંઈ પણ આપવું નહિ, તેમજ ગોર દયાશંકર ભગવાનજીના વંશજ, તેમજ કોઈ પણ બ્રાહ્મણને માનશે તે નાતનો ગુનેગાર છે. બાબા ઈમામશાહના ધર્મને માનનાર આપણા કણબી ભાઈઓ જેણે સંવત ૧૫૨૯ના કારતક, સુદ ૨ ને શુક્રવારે બાબાનો ધર્મ અંગીકાર કરેલો છે. તે ભાઈઓએ આજદિન સુધી વહીવંચો લખાવ્યો છે અને બ્રાહ્મણ પાસે સુતકર્મ, મરણક્રિયા તથા લગ્નની વિધિ કરાવી છે, પણ હવેથી આપણા ગુરુ ઈમામશાહના ધર્મનો ખરો રસ્તો બાબા

ઈમામશાહના વંસના શહીદો (સૈયદો) તથા હાલે જે પીરાણાની ગાદી ઉપર ટિલાએત કાકા પ્રાગજીના હુકમથી અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહીં માનવા નીચે મુજબ ગામના પટેલીઆનો પંચ ભેગો થઈ ઠરાવ કર્યો છે તે આપણી આખી નાતને કબૂલ મંજૂર છે.' (આ ઠરાવ નીચે કચ્છના મોટા ભાગનાં ગામોનાં આગેવાનોની સહીઓ છે.)

નાત સમસ્ત મળી ખાનામાં, ગામ નખત્રાણામાં બાબાના પાટ આગળ ધૂપ દીવો કરી ઈમામશાહના ધર્મને માટે નક્કી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા બારોટ ગવરીદાસ શામળદાસને રજા દીધી છે.

સંવત ૧૮૩૨ના વરસે પોષ વદ ૧૩ને દિને રજા દીધી છે. તે માટે આજ દન પછી બ્રાહ્મણ કે ભાટને આવે તો ઊભા રહેવાની આંટ નહીં. આજ દિવસ પછી ગોર તથા ભાટને માનસે તે નાતનો ગુનેગાર થાશે, બાબા ઈમામશાહના ધરમથી નાતબહાર છે તે ગામશ્રી નખત્રાણાના ખાનામાં બાબાના પાટ આગળ ધૂપ કરીને આખી નાત મળીને લખત કીધું છે અને કાકા પ્રાગજીના તથા બાબા ઈમામના વંશજ સૈયદ વલીમીયાંની રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશપરાંપરા કબૂલ મંજૂર છે. આ લખતનો મસુદો ગામ પીરાણાના કણબી માંડણ આખીઆણી તથા વીરજી વેલાણી તથા નાત સમસ્ત મળી પહોર દિન ચડે કર્યો છે.

આ ઘટના પછી ગોર, બારોટોના સંબંધો આ સમાજ સાથે તૂટી ગયા. પરિણામે આ સમયગાળાની ઘટનાઓનો ઇતિહાસ લુપ્ત થઈ ગયો. કારણ સઘળી ક્રિયાઓ પીરાણાપંથી ગામનો મુખી કરાવતો હતો. હાલ આ ધર્મમાં 'શિવોહમ્'ની માળા પણ જપવામાં આવે છે તેઓ તાબૂત કાઢતા નથી. સુન્નત પણ કરાવતા નથી અને દાઢી રાખતા નથી. તેમના મઠના ગુરુ જે કણબી કાકા કહેવાય તે તેમને દાટે છે. તેમના શિષ્યોના મડદાને બાળી તેમાં વધેલાં હાડકાં પીરાણે દટાવે છે. આ પ્રમાણે કચ્છી પીરાણાપંથી પટેલોના રિવાજો છે.

કચ્છી પટેલો ખેતીવાડી પર નભતા હતા. પણ કચ્છમાં દરિયા-કિનારો નજીક હોવાથી બીજાં નગરોની અસર કચ્છમાં આવી એટલે તેઓ હુન્નર તરફ વળ્યા અને દેશ છોડી મુંબઈ, કરાંચી, કલકત્તા અને સિંધમાં જઈ વસવાટ કર્યો. તેમાંથી નવા વિચારો ઝીલ્યા અને બુદ્ધિજીવી વર્ગે સુધારણાનું આંદોલન શરૂ કર્યું.

### સ્વામિનારાયણ સંપ્રદાય અને આર્ય-સમાજીઓ દ્વારા સુધારાની પ્રવૃત્તિ

કચ્છમાં સૌ પ્રથમ સહજાનંદ સ્વામી ધર્માયાત્રાએ ગયા અને તેમણે સ્વામિનારાયણ સંપ્રદાયનો પ્રચાર કર્યો. ત્યારબાદ શિષ્યોએ આ કાર્ય ઉપાડી લીધું. સ્વામિનારાયણ સાધુના ઉપદેશથી ગામ રેવાપરાના કેશરા પટેલને સ્વધર્મનું ભાન થતાં અને પૂર્વજોની ભૂલ સમજાવતાં તેમણે પીરાણાપંથ ત્યજી સ્વામિનારાયણ ધર્મ સ્વીકાર્યો. પરિણામે કચ્છમાં હાહાકાર થઈ ગયો. બધાએ ભેગા થઈ તેમનો જ્ઞાતિ-બહિષ્કાર કર્યો. પોતાનો વાડો છોડનાર કેશરા કણબી પર સ્વજ્ઞાતિ બંધુઓએ અનેક જુલ્મો અને અત્યાચારો કર્યા. સ્વામિનારાયણ ધર્મના સત્સંગથી ઘણાં કુટુંબો સ્વામિનારાયણધર્મી બન્યાં. તેમની સંખ્યા

લગભગ ૧,૨૦૦ સુધી પહોંચી. કચ્છ કણબીઓને આવી સ્થિતિમાંથી મુક્ત કરવાનું કામ ગઢશીશાના પ્રખ્યાત પંડિત પીતાંબરજી (વિદ્યાસાગરના ટીકાકાર)ની સલાહથી સ્વામી આનંદજીએ કર્યું. પણ તે પરદેશ જતાં આ કાર્ય મંદ પડ્યું. ઝીંઝાઈ ગામના માનાભાઈ પટેલે સ્વધર્મ સ્વીકાર્યો. પરિણામે ઈ.સ. ૧૮૯૬માં માતાના મડદાને ઉપાડવા કોઈ જ્ઞાતિબંધુઓ આવ્યા નહિ અને આખરે પીરાણા પંથ પુનઃ સ્વીકાર્યો.

આર્યસમાજ દ્વારા આ પ્રદેશમાં 'શુદ્ધિયજ્ઞ'નું કાર્ય શરૂ થયું. આજથી સો વર્ષ પહેલાં કચ્છમાં વૈદિક કર્મ સ્વીકારનાર ક્ષત્રિય નરવીર મંઝલ ગામના જાડેજા દેવાજી જગમાલજી હતા. તેઓ ચુસ્ત આર્યસમાજી હતા અને દયાનંદ સરસ્વતીના પરમભક્ત હતા. ત્યારબાદ શ્રી નારાયણજી રામજીભાઈ મિસ્ત્રી (લીંબાણી) અગ્રેસર હતા. તેઓ વિરાણી ગામના વતની હતા. પિતા તરફથી શિલ્પ અને ઇજનેરી જ્ઞાન વારસામાં મળ્યું. મુંબઈ ગયા ત્યાં ગુજરાતી પાટીદારોના પરિચયમાં આવ્યા અને તેમણે ગુજરાતી અને કચ્છી પટેલો વચ્ચેનો ફરક જોયો. મન વિચારમાં પડી ગયું અને પોતાની જ્ઞાતિને સુધારવા શુદ્ધ વેદધર્મનો માર્ગ સ્વીકાર્યો. એક વૃદ્ધ કણબી અનાજ ભેગું કરતા હતા. તેમાંથી રાજભાગ, કુંવરની પછેડી વણિકના દાણા, આમ નવું ધાન તેને બે દિવસ પણ ખાવા મળ્યું નહિ. આ દૃશ્ય જોઈ તેમણે પોતાના મનને લડત માટે તૈયાર કર્યું. પીરાણાપંથની ક્રિયાઓ પ્રત્યે તેમને નફરત હતી. એટલે તેમણે આ ધર્મનું સાહિત્ય એકઠું કરી આ ધર્મની પોકળતા ખુલ્લી કરી અને તેમણે સમાજને 'પીરાણા સતપંથની પોલ અને સત્યપ્રકાશ' નામનું પુસ્તક ભેટ આપ્યું.

આવા વાતાવરણમાં નારાયણજીને રાજકોટ નજીક ઢોલરાના શ્રીરામેશ્વર મોરારજી સમાગમ થયો. દેહશુદ્ધિ માટે અને જનોઈ ધારણ કરવાની તેમને ખાતરી મળી. આ બંને કાઠિયાવાડથી બીલખે આવ્યા અને મહાત્માશ્રી નથુરામ શર્માને મળ્યા. તેમણે કહ્યું, 'આ એક વ્યક્તિએ કરવાનું સાહસ નથી. કારણ જુલ્મને પહોંચી વળવું મુશ્કેલ બનશે.' એટલે નારણજી મુંબઈમાં ગયા અને પોતાના મિત્રોને તૈયાર કર્યા. રામજીભાઈ જેઠાભાઈ (ગઢશીશા), નારણભાઈ રામજીભાઈ (વિરાણી), રતનસિંહ કરસન (રાજપર), વિશ્રામજી દેવજી (વિરાણી), કરસન ભાણજી (વિરાણી), હરજી લદ્ધા (લોડમા) અને નાંધા સેવજી (વિરાણી)એ સહકુટુંબ નાસિક જઈ, ત્ર્યંબકેશ્વર ગોદાવરી કિનારે સ્નાન કરી, જનોઈ ધારણ કરી, વૈદિક ધર્મ સ્વીકાર્યો. કણબી જ્ઞાતિમાં ખળભળાટ મચી ગયો. તેમનાં નામનાં સ્નાન કરી નાખવાના સૈયદોના હુકમો છૂટ્યા. આ કુટુંબ પર જ્ઞાતિના જુલ્મો શરૂ થયા. જ્ઞાતિપંચોએ આ કુટુંબોનો બહિષ્કાર કર્યો.

રામજીભાઈ ભોજાભાઈ પોતાના પુત્ર નારાયણજીના પગલાંથી ખુશ હતા. રામજીભાઈએ આ પરિસ્થિતિમાં સામાજિક સંબંધો બાંધવાનો નવો માર્ગ શોધી કાઢ્યો. ઈ.સ. ૧૮૫૧માં સ્વામિનારાયણ ધર્મના અનુયાયીઓ બન્યા હતા. તેઓ પોતાના સંતાનોના લગ્નો માંહેમાંહે કરતા હતા. વળી પીરાણાપંથીઓમાં પણ કરતા હતા. ભોજન-વ્યવહાર પણ રાખતા હતા. એટલે રામજીભાઈએ આ બધાને વૈદિક ધર્મ

સ્વીકારેલાં કુટુંબો સાથે સંબંધો રાખવા પ્રેર્યા અને પીરાણાપંથ સાથેનો છેડો ફાડી દેવા સમજાવ્યા પરિણામે તેમના આગેવાન જીવરાજ, ખેતસિંહ, નારાયણ, ધર્મસિંહ (ગડાણી) તથા રેવાપરના અને નેત્રાના પટેલો સાથે અમદાવાદના કાલુપુરના સ્વામિનારાયણ મંદિરમાં આવ્યા. મુંબઈના પેલા સાત જણ અને સ્વધર્મવર્ધક મંડળ પણ તેડાવ્યું. સ્વામિ-નારાયણ મહારાજશ્રીએ વિગત જાણીને કહ્યું કે આચાર્યશ્રી મહારાજ કચ્છ પધારશે ત્યારે સઘળા કણબી સ્વામિનારાયણીઆઓને યજ્ઞવિધિથી પ્રાયશ્ચિત કરાવી પાવન કરી પીરાણા-પંથ સાથેનો સંબંધ બંધ કરાવી દેશે. આ ઠરાવ મુજબ ગોડાણી મુકામે ઈ.સ. ૧૯૧૧માં મોટો યજ્ઞ થયો અને સઘળા કુટુંબોને દેહશુદ્ધિ કરાવી, જેમની સંખ્યા ૧,૭૦૦ એ પહોંચી.

નારાયણજી મિસ્ત્રીએ જ્ઞાતિ ઉદ્ધારની પ્રવૃત્તિ કરાવી, જેમની સંખ્યા ૧,૭૦૦ એ પહોંચી. (માળવા)માં ભરાયેલ કડવા પાટીદાર પરિષદમાં પિતા-પુત્રે હાજરી આપી. અન્ય જ્ઞાતિબંધુઓએ સાથ આપવાનું સ્વીકાર્યું અને કચ્છમાં સમાજ સુધારાની પ્રવૃત્તિને વેગ મળ્યો. મુંબઈમાં માધાબાગમાં આવેલ આર્યસમાજના સંપર્કમાં તેઓ હતા. નિમાડમાં આર્યમંદિરો સ્થપાયા. ત્યાંની સભામાં હાજરી આપતા.

શ્રી મનુભાઈ મીઠાણી 'બાબા ઈમામશાહ કોણ?' નામની પત્રિકામાં લખે છે. 'પૂ. નારાયણજીભાઈ આર્યસમાજી હતા. એઓ મૂર્તિપૂજક ન હતા. એઓને આ તરફ વાળનાર બીલખાના શ્રી નથુરામ શર્મા લખે છે. 'પોતે પવિત્ર હતા અને પોતાની પ્રતિજ્ઞામાં અડગ હતા.' નારાયણજીના આર્ય સમાજની અસર કચ્છમાં પડેલી જોવા મળે છે. તેની સંખ્યા પણ વધવા લાગી હતી. કવિશ્રી દુલેરાય કારાણી નારાયણજીના પરિચયમાં હતા. તેઓ 'જાડેજા દેવાજીની દેવવાણી' પુસ્તકમાં લખે છે, શ્રી નારાયણજીના હસ્તલિખિત 'પીરાણા સતપંથની પોલ' પુસ્તકનું મે પૂરેપૂરું અવલોકન કર્યું છે. તેમાંથી મને અનુભવ થયો છે કે તેમણે વિચારપૂર્વક વૈદિક ધર્મનો અંગીકાર કરેલો. તે રીતે તેઓ ચુસ્ત આર્યસમાજી હતા. પાછળથી તેમના મિત્રો તેમને છોડી ગયા તેથી તેમને ભારે આઘાત લાગ્યો હતો.

**કચ્છમાં યુવકો દ્વારા સમાજ-સુધારાની પ્રવૃત્તિ**

કચ્છના યુવાનોને માત્ર પીરાણા પંથની સામે જ લડત ચલાવવામાં રસ ન હતો. તેઓ જ્ઞાતિમાં ચાલતા કુરિવાજોમાં પરિવર્તન લાવવા માંગતા હતા. આ કુરિવાજો સામે લડત ચલાવવા તેમણે સિંધ, કરાંચી, કલકત્તા, હૈદરાબાદ, મુંબઈ અને કચ્છમાં યુવક-મંડળો સ્થાપ્યાં. આ પ્રવૃત્તિને ગુજરાત કડવા પાટીદાર પરિષદે ટેકો આપ્યો. શ્રી પુરુષોત્તમ પરીખ, શ્રી અમરસિંહ દેસાઈ, શ્રી મગનલાલ ગોવિંદભાઈ, કેશવલાલ માધાભાઈ, ચંદુભાઈ મણિલાલ દેસાઈ જેવા સુધારકોનો કચ્છીઓને સાથ મળ્યો. સ્વધર્મવર્ધક અને જ્ઞાતિ હિતચિંતક મંડળ, કચ્છી કડવા પાટીદાર યુવક મંડળ, કચ્છી પરિષદ યુવક મંડળ વગેરે સંસ્થાઓએ સામાજિક સુધારણાનું કામ શરૂ કર્યું. તેમને માત્ર વટાળ પ્રવૃત્તિ સામે રોષ હતો. આર્યસમાજનું મુખપત્ર અને અન્ય સામયિકો પણ આ મંડળોને મદદ કરતા હતા. યુવક મંડળોનો સભ્ય કોઈ પણ ધર્મનો યુવક થઈ શકતો (પીરાણા, સ્વામિનારાયણ,

આર્ય સમાજી કે વૈષ્ણવ). રતનસિંહ ખીમજી ખેતાણી યુવક-મંડળના સંગીન કાર્યકર હતા. રામજીભાઈ જેઠાભાઈ સ્વધર્મવર્ધક મંડળના પ્રમુખ હતા. કેટલીક બહેનોએ પણ વૈદિક ધર્મ સ્વીકાર્યો. અને કરાંચીમાં પાટીદાર આર્યસંઘની સ્થાપના કરી.

કચ્છમાં દુકાળ પડ્યો ત્યારે પીરાણાથી લખમણ કાકા કચ્છમાં દશોદ, લાગા અને ભેટ ઉઘરાવવા આવ્યા હતા. મુખી પટેલોને તેમાંથી દલાલી મળતી હતી. બળજબરીથી ગરીબો પાસેથી અને વિધવાઓ પાસેથી કોરીનાં ઉઘરાણાં કરવામાં આવતાં. ઢોર, જમીન કે દાગીના વેચીને પણ આ કરજ આપવું પડતું. આ ત્રાસની ખબર મુંબઈના યુવક મંડળને પડી. તેણે જાહેર સભાઓનું આયોજન કરી તેનો ભારે વિરોધ કર્યો. કરાંચીમાં નખત્રાણાના નાનજી પચાણ નાકરાણીના અધ્યક્ષપદે યુવક-મંડળે કામ કર્યું. મંત્રી તરીકે રતનજી શિવજી (રવાપુરાવાળા) યુવાન આગેવાન હતા.

ઈ.સ. ૧૯૧૬માં મુંબઈમાં શ્રી 'પાટીદાર જ્ઞાનોદય મિત્રમંડળ' ભૂલેશ્વરની શ્રી દાઉદજીની ગલીમાં શરૂ થયું હતું. આમાં કડવા-લેઉવા કણબી સભ્ય થઈ શકતા. તેઓ જ્ઞાતિના કુરિવાજો પર ચર્ચા સભાઓ ગોઠવતા હતા. મહિને બે વાર અચૂક તેઓ મળતા. બાળલગ્નો, દહેજ, પડદાપદ્ધતિ અને પ્રેતભોજન જેવા કુરિવાજો સામે આ મંડળોએ સારું કામ કર્યું હતું.

**કચ્છી કડવા પાટીદાર પરિષદો દ્વારા સમાજ જાગૃતિની ઝુંબેશ**

મુંબઈ કરતાં ચાર ગણા કચ્છી પટેલો કરાંચીમાં વસવાટ કરતા હતા. એટલે નારાયણજી મિસ્ત્રી કરાંચી ગયા. ત્યાં આગેવાનો સાથે ચર્ચા કરી જ્ઞાતિ-બંધારણ ઘડી કાઢ્યું. ત્યારબાદ કચ્છી કડવા પાટીદારભાઈઓએ 'મહાસભા' બોલાવવા વિચાર્યું. તેનું પ્રમુખ સ્થાન રામભાઈ શામજી ધોળુને આપવાનું નક્કી થયું. પ્રથમ બેઠક કરાંચીમાં ભરવાનું નક્કી થયું ત્યારથી જ્ઞાતિ પરિષદનું બીજારોપણ થયું.

ઈ.સ. ૧૯૨૦ (તા. ૮-૧૧, ઑગસ્ટ)માં ચાર દિવસ પરિષદ કરાંચીમાં ચાલી. પીરાણાપંથના વિરોધમાં સૂર રજૂ થયો અને સુધારણાના ઠરાવો રજૂ થયા. આ પરિષદનું ધાર્યું પરિણામ આવી શક્યું નહિ. કારણ આ ધર્મ સામેની લડત હોવાથી એક જ ઝાટકે તોડી શકાય તેમ ન હતી.

ઈ.સ. ૧૯૨૧ બાંધ્યા વિવાહનું વર્ષ આવતું હોવાથી દેશ-વિદેશમાં જ્ઞાતિબંધુઓ મૂળવતન કચ્છમાં આવ્યા. યુવક મંડળોએ બીજી બેઠક કચ્છમાં ભરવાનું નક્કી કર્યું. કરાંચી, હૈદરાબાદ અને મુંબઈના યુવક-મંડળો કચ્છમાં એકત્ર થયાં અને કણબી જ્ઞાતિને ઘોર નિંદ્રામાંથી જગાડવાનું કામ આરંભ્યું. કચ્ચમાં પરિષદ ભરવાનું નક્કી થયું. કચ્છ નરેશશ્રી ખેંગારજી બહાદુરને આ વાતથી વાકેફ કરવામાં આવ્યા પાટીદારોની વિનંતી નરેશે સ્વીકારી. અધિકારીઓએ પણ સાથ સહકાર આપવાનું વચન આપ્યું. પરંતુ સંજોગોવશાત્ આ પરિષદ મુલતવી રહી.

વિરાણીમાં ૨૫૦, કોટડામાં ૧૫૦, નખત્રાણામાં ૧૦૦, દેવાસર અને બીજા ગામોમાં ૫૦ એવાં લગ્નો શુદ્ધ વૈદિક વિધિથી થયાં. જૂનવાણી પટેલિયાઓએ

ધમાચકડી મચાવી પણ યુવકોનો વિજય થયો. શ્રી નાનજી પચાણ, શિવજી કાનજી, રતનજી તથા મંગલાવાળા શ્રી વિશ્રામ પાંચા, ગોંગાણી વગેરે યુવકોએ ભારે જહેમત ઉઠાવી અને બીજી પરિષદ કરાંચીમાં ભરવાની તૈયારી થઈ.

કચ્છી પટેલોની બીજી પરિષદ ઈ.સ. ૧૯૨૨ (તા. ૭-૯ ઓક્ટો.)માં કરાંચીમાં માવજીભાઈ પૂંજા જબુવાણી (નખત્રાવાળા)ના પ્રમુખસ્થાને મળી. આ પરિષદને કચ્છનિવાસી લુહાર જ્ઞાતિના શેઠશ્રી મગનભાઈ ઉમરસિંહ તતા તેમના પુત્ર વાલજી મગનભાઈએ તથા શ્રી કુંવરજીભાઈએ સંગીન મદદ કરી હતી. આ પરિષદમાં પીરાણાપંથ સામેની ઝુંબેશ શિક્ષણ પ્રચાર, બાળલગ્નો, કારંજ, ન્યાતવરા જેવા કુરિવાજોની ગંભીર ચર્ચાઓ થઈ. આ પરિષદનું ખાસ આમંત્રણ મળવાથી શ્રી નારાયણજી મિસ્ત્રી કરાંચી ગયા. સ્ત્રી જાગૃતિએ નવું જોમ બતાવ્યું. તેઓએ પીરાણા પંથ સાથેનો છેડો ફાડી નાખી લડત આરંભી. માબાપને પણ છોડી દીધા. ઈ.સ. ૧૯૨૩ની જેઠ સુદિ પાંચમને દિવસે ૧૬૩ ભાઈ-બહેનોએ વૈદિકધર્મ સ્વીકાર્યો. આ પ્રસંગે પંડિતો, સાધુઓ, લખપત બંદરના વહીવટદાર ફોજદાર તેમજ જટાશંકર કાળીદાસભાઈ પણ પધાર્યા હતા. દેવાપુર, પાનેલીની બહેનોએ દેહશુદ્ધિ કરાવી. શ્રીમતી કંકુબહેનને આ લડતમાં ખૂબ સહન કરવું પડ્યું. તેમના પિતાશ્રી પીરાણાપંથી હોવાથી તેમણે દીકરીના નામનું સ્નાન કરી લીધું. તેણીએ પિયર છોડી દીધું.

કચ્છ કડવા પાટીદાર પરિષદનું ત્રીજું અધિવેશન ૧૪ એપ્રિલ, ૧૯૨૪ના રોજ મુંબઈમાં ઘાટકોપર વેલજી શેઠની વાડીમાં ચંદુભાઈ મણિલાલ દેસાઈના પ્રમુખપદે મળ્યું. આ પરિષદમાં નારાયણજીએ પોતાના આદર્શો પર ભાર મૂક્યો, તેમજ કુરિવાજોની છણાવટ કરી. પંડિત કાર્તિકેયજીએ તન-મન-ધનથી મદદ કરવાની ખાતરી આપી. સુધારાવાદી યુવકોએ આર્યધર્મની પ્રતિજ્ઞાઓ લીધી. સિંધમાં યુવક મંડળનું કાર્ય નાનજી નકરાણી કરતા હતા. સિંધમાં તેઓ સુધારક હતા. આ બધી લડતોમાં લેઉવા પટેલ દાનેશ્વરી તુલસીદાસ અને ભાટિયા શેઠશ્રી તુલસીદાસ (મસ્ત બાબાજી) અને સ્વામી તુલસીદાસજીની મદદ નોંધપાત્ર હતી.

આ કચ્છી પરિષદનું વર્ણન કરતાં શ્રી મહીદાસ લખે છે, 'આ ભાઈઓએ કચ્છમાં વસતા પોતાના ભાઈઓને પોતાના જેવા બનાવવા, કચ્છમાં વસતા પોતાના ભાઈઓ પર પીરાણાના ત્રાસ બતાવવા સારી સલાહ લેવા મુંબઈના પત્રો દ્વારા બધાને આમંત્રણ આપ્યું... મુંબઈ પ્રવૃત્તિઓમાં રોકાયેલું હોવા છતાં કચ્છી પાટીદારોની પરિષદમાં પટેલિયાઓનાં દીલ ઠર્યાં. આ ડાયરામાં બ્રાહ્મણો, વિદ્વાનો સાધુ-સંન્યાસીઓ, સુધારકો, સુશિક્ષિત સ્ત્રીઓથી માંડી, ડોકમાં પાંચ-પાંચ શેર વજનની બેડીઓ ખખડાવતી અભણ સ્ત્રીઓ પણ આ સભામાં હાજર હતી.' પ્રમુખના ભાષણથી એ સૂર બહાર આવ્યો કે હિંદુઓએ હિંદુત્વ ગુમાવવું ન જોઈએ અને કચ્છી પટેલો કર્મ અને ધર્મ ભૂલી ગયા છે. રાજધર્મે પણ વચ્ચે પડવું જોઈએ. અનેક લોકોએ આ સભામાં સુધારાઓની ભીષ્મ પ્રતિજ્ઞાઓ લીધી. તેમાં વૃદ્ધો અને વિદ્યાર્થીઓ પણ જોડાયા.

ઈ.સ. ૧૯૩૦ પછી તો કચ્છી પટેલોમાં સુધારાનો પવન ઘણી ઝડપથી વાયો. આજનો કચ્છી આર્થિક રીતે સદ્ધર થયો છે. પોતાના સમાજ માટે આગવી સગવડો ઊભી કરી છે. શૈક્ષણિક સંસ્થાઓ પણ ઊભી કરી છે. આ પ્રજા ઘણી મહેનતુ પ્રજા છે. કામ કરવામાં કોઈ પ્રકારની નાનમ અનુભવતી નથી. આજે તો તેઓ દેશ અને વિદેશમાં પથરાયેલા છે. ઉપરની લડતોને પરિણામે આ સમાજ આજે કુરિવાજોમાંથી મુક્ત થયો છે. દહેજ, બાળલગ્ન જેવી કોઈ બદી ત્યાંના સમાજમાં જોવા મળતી નથી ભણતરનું પ્રમાણ ઓછું દેખાય છે. ધંધાઓ તરફ તેમનું લક્ષ્ય વધારે હોય છે.

## પીરાણા પંથની દશતરી ગાવંત્રી*

(શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની કરાંચી મુકામે થયેલી બીજી બેઠકમાં શ્રીયુત્ મીસ્ત્રી નારાયણજી રામજી વીરાણીવાળાએ પીરાણાના ઠરાવ ઉપર આપેલું ભાષણ)

પ્રિય બન્ધુઓ! મારી સામે પ્રથમ એ પ્રશ્ન ઊભો થાય છે કે પીરાણાના કબ્રસ્થાની ધર્મને ત્યજી દેવાનો ઠરાવ આ સભામાં મારે શા માટે રજુ કરવો? હિંદુઓને અર્ધદગ્ધ બનાવી દઈ છેવટે પોતાની નાત જાતમાંથી ટાળી દેવાની જે યુક્તિઓ તેમાં રચવામાં આવી છે તેને મારે શા માટે આપની સમક્ષ રજુ કરવી અને તે કયા સ્વાર્થની ખાતર? આપ વિચાર કરી જોશો તો સમજાશે કે પીરાણા ધર્મને અનુસરનારો આપણી કચ્છ જ્ઞાતિનો એક ભાગ એમ જ ધારે છે કે પીરાણા પંથ એ હિંદુ ધર્મ છે. પરંતુ વાસ્તવિક રીતે આપણા શાસ્ત્રોમાં પીરાણા નામે કોઈ પંથ નથી અથવા પીરાણા નામનો કોઈ ધર્મ નથી. પીરાણા નામનું એક ગામ છે અને તે ઈમામુદીને વસાવ્યું કહેવાય છે અને જે પીરાણા પંથની વાત આપણે કરીએ છી તે તો સત્પંથને નામે ઓળખાય છે. એ કપોળ કલ્પિત પંથમાં આર્ય હિંદુ ધર્મની ઇરાદા પૂર્વક એટલી તો નીંદા કરવામાં આવી છે કે તે આપણાથી સાંખી જાય તેવી નથી. છતાં કમનસીબે કેટલાક હિંદુઓ અને ખાસ કરીને આપણી કચ્છ જ્ઞાતિ, એ કબ્રસ્થાની પંથની ભોગ થઈ પડી છે એ વિચાર જ્યારે જ્યારે મારા મગજમાં આવે છે ત્યારે મને તે અસહ્ય થઈ પડે છે. ક્યાં પીરાણાનો અર્ધદગ્ધ પંથ અને ક્યાં આપણી હિંદુ જ્ઞાતિ? કેટલો અંતર! કેટલી શરમની વાત! હું એક મનુષ્ય છું, આર્ય છું, સનાતન ધર્મનો અનુયાયી છું અને મારા બંધુઓ પણ મારા જેવાં જ પવિત્ર અંતઃકરણના છે એ વિચારને હું તજી શકતો નથી એટલે ખાસ કરીને મારી જ્ઞાતિના તેમજ અન્ય હિંદુ જ્ઞાતિના ભાઈઓને એ પીરાણાના કબ્રસ્તાની પંથની પ્રપંચી જાળમાં ફસાયેલા જોઉં છું ત્યારે તેમને સન્માર્ગે દોરવાનો અને એ પ્રપંચી જાળને ઉકેલી સત્ય હકીકત પ્રદર્શિત કરવાનો મ્હને મારો ધર્મ સમજાય છે. મનુષ્યના જીવન માટે પ્રથમ નિર્માણ થયેલો જે ધર્મ તેને તજી દેવાથી મનુષ્ય તરીકે જીવન ગાળી શકાય જ નહિ એ વાત આપ જરૂર યાદ રાખજો. એ મનુષ્ય ધર્મને ભુલાવી દેનારી અને હિંદુઓને વટલાવી અર્ધદગ્ધ બનાવી દેવાની ઇમામશાહ જેવાઓએ જે યુક્તિ રચી છે તે 'પીરાણાની પોલ' નામે પુસ્તકમાં બહાર પાડવાને મારો ઇરાદો હું જાહેર કરી ચૂક્યો છું અને ઘણા આધારો અને સાધનો મને મળી શક્યાં છે અને એ દિશામાં મારો પુરૂષાર્થ ચાલુ છે, પરંતુ આ ઠરાવના અંગે મારાથી બની

શકે તેટલી હકીકત આપની સમક્ષ રજુ કરી - એ કબ્રસ્થાની પંથને તજી દેવાનો બોધ કરવાની આપણી સબજેક્ટ કમીટીએ ભલામણ કરી છે અને હું આપને એ જ ભલામણ કરું છું કે જો તમે હિન્દુપણું રાખવા ઇચ્છતા હો, પોતે હિન્દુ હોવાનો દાવો કરતા હો તોજ મારી વાત સાંભળજો અને હિન્દુપણામાંથી ટળી જઈ શુદ્ધ કડવા પાટીદાર જ્ઞાતિથી વિમુખ બની મુમના કિંવા અર્ધદગ્ધ મુસલમાન થઈ જવા ઇચ્છા હો તો મારો ઉપદેશ તમારા માટે નથી એમ સમજજો.

બન્ધુઓ! તમે હિંદુ છો એ વાત શું મારે તમને સમજાવવાની છે? આપણી કુર્મી ક્ષત્રિય જ્ઞાતિએ શું એટલી બધી અધોગતિ પ્રાપ્ત કરી છે કે તમે હિંદુ છો, હિંદુ શાસ્ત્રોને માનનાર છો અને તમારા પૂર્વજો પણ હિંદુ જ હતા. એ વાત તમને મારે સમજાવવી પડે? નહીંજ. ત્યારે આ કમનસીબી કેવા પ્રકારની કબ્રસ્તાની પંથ અને કડવા પાટીદાર જે આપણી કોમ તેને ક્યાંથી ભેળી સાટો થયો એ બાબત ઐતિહાસિક છે એટલે હું જવા દઉં છું અને આ પંથને તજી દેવાની જરૂર પૂરતું જ હું આપને કહીશ.

**પીરાણાનો અર્ધદગ્ધ પંથ**

ઈસ્લામ ધર્મના અનુયાયી જે પીરોએ હિંદુઓને વટલાવી પોતાનો નવો પંથ ઊભો કરવાની યુક્તિ રચી, તેમાં પ્રથમ તો હિંદુ શાસ્ત્રોની વાતો લઈ પોતે નવાં ગપાષ્ટક શાસ્ત્રો બનાવ્યાં, તેમાં તદન જુઠ્ઠી અને ઢંગ ધડા વગરની બનાવટી કિસ્સા કહાણીઓ લખી અને તેમાં મુસલમાની તત્ત્વો દાખલ કર્યા. પછી ભોળા અને ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત રહેલા હિંદુઓને શોધી શોધીને એ કુટીલ માર્ગમાં સામેલ કર્યા, એ કબ્રસ્તાની પંથના પુસ્તકોમાં વેદોનાં નામ જેવા બનાવટી શબ્દો વાપરી, હિંદુઓના તીર્થસ્થળો અને મહા પુરુષોનાં નામોનો ઉમેરો કર્યો અને યુક્તિ પ્રયુક્તિતી ફેરફાર ઉત્પન્ન કરી પોતાના રચેલાં, હાથનાં લખેલાં પુસ્તકોને પીરાણા કબ્રસ્તાની પંથના સેવકોના હાથમાં આપીને કહ્યું કે 'એ અથરવેદ છે! હમણાં આ લેખના અર્થવેદનો વારો છે અને તેમાં જે લખ્યું છે એ જ સાચું છે અને એજ પ્રમાણે પીરાણાના સતપંથીઓએ વર્તવું.' ધીમે ધીમે પોતાની જાળમાં ફસાતા અજ્ઞાન હિંદુઓને જલદી મુસલમાની રાહત ઉપર લઈ જવા પીર સોદરદીને કહ્યું કેઃ-

'હિંદુ શાસ્ત્રો અને પુરાણોમાં નકલ કી અવતાર થવાનો છે એમ જે કહ્યું છે તે અવતાર તો ક્યારનોએ થઈ ગયો છે અને તે દશમો અવતાર થવાનું જે જાહેર થયું છે તે મ્લેચ્છ રૂપે મક્કામાં હઝરત અલી રૂપે જાહેર થયા છે.' મુસલમાનોમાં ભગવાને અવતાર લીધો એ કારણનું સમાધાન પોતાના મતિવિભ્રમ અજ્ઞાન હિંદુ સેવકોને એવી રીતે કરાવ્યું કેઃ-

'શ્રીકૃષ્ણ ભગવાન જે ઈશ્વરનો અવતાર હતા તેમે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી પાપી કૌરવોનો સંહાર કરાવ્યો અને પાંડવોને ઉપદેશ આપવા અર્થે અને અજ્ઞાનમાં પાંડવો કદાચ એમ ન સમજે કે અમારા હાથે જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે, તે માટે શ્રીકૃષ્ણ ભગવાને ગીતા રૂપે ઉપદેશ આપી પાંડવોના સંશયને

દૂર કર્યો હતો પરંતુ તે વખતના બ્રાહ્મણોએ ઉંધું ચતુ સમજાવી મહાભારતના યુદ્ધનું જે પાપ થયું તેથી મુક્ત થવા એક યજ્ઞ કરાવ્યો જેથી પાંડવોએ રાયસુ યજ્ઞ આદર્યો તેથી (પીર સદરદીનના કહેવા પ્રમાણે) બ્રાહ્મણો ઉપર કોપ કરીને શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે 'હું દશમો અવતાર હિંદુમાં જ લેવાનો હતો પરંતુ બ્રાહ્મણોએ આડુંઅવળું સમજાવી પાંડવોના હાથે યજ્ઞ કરાવ્યો તેથી હવે 'હું દશમો અવતાર મલેચ્છ રૂપે અરબસ્તાનમાં આવેલા મક્કા શહેરમાં હઝરતઅલી રૂપે લઈશ! આ પ્રમાણે દશમો અવતાર બ્રાહ્મણો ઉપર રીશે ભરાઈ શ્રી કૃષ્ણ પ્રભુએ મક્કા શહેરમાં લીધો છે માટે હઝરતઅલી એ જ ભગવાનનો અવતાર છે માટે હિંદુઓ! હમણાં ભગવાનના અવતારનો વારો તો ઈસ્માયલી મુસલમાનીમાં છે માટે તેને જ માનવું.'

વળી હજરત અલીના માટે આ પીરોએ એક કવિતા રચીને જણાવ્યું કે:-

તમે ઓળખને ધાવો આજ રે,<br>
મુરખ લોકોને આવે છે લાજ રે. ટેક.<br>
જીરે કૃષ્ણ બોલતા તે અમૃત વાણી રે,<br>
હવે અરબી ભાષા ક્યાંથી આણી રે. તમે.<br>
જીરે કૃષ્ણ ચાલતા તે તિલક તાણી રે,<br>
હવે કલીમાંહે વધારી છે દાઢી રે. તમે.<br>
જીરે કૃષ્ણ પહેરતા પીતામ્બર ધોતી રે,<br>
હવે કલીમાંહે પહેરી છે કફની ને ટોપી રે. તમે.<br>
જીરે કૃષ્ણ જમતા તે સુવર્ણ થાળી રે,<br>
હવે માટીની સહાનક ધારી રે. તમે.<br>
જરે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણ વેશે રે,<br>
હવે આવી બેઠા તે આરબ દેશ રે. તમે.<br>
જીરે કૃષ્ણ રૂપે તે જાપ જપાવ્યો રે,<br>
હવે કલીમાંહે મોહંમદ નામ ભણાવ્યો રે. તમે.

બન્ધુઓ! આ વાત આપને કેવી લાગે છે? મક્કા શરીફમાં શ્રીકૃષ્ણનો અવતાર અને હજરતઅલી રૂપે! શું તમને આ વાત માન્ય છે? કોઈને એ વાત સાચી લાગે છે? આપણા શાસ્ત્રોમાં ભગવાનના અવતાર એજ મુખ્ય વાત છે એવું લોકોને લાગવાથી ભગવાનના દશ અવતારોનું તેમણે એક શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે અને તેના પૂંછડે છેવટે એ કબ્રસ્તાનની બધા ઈસમાયલી પીરોને લટકાવ્યા છે. તેમણે લખેલા અવતારની વાતો તદન જુઠી અને બનાવટી છે એટલું જ નહિ પરંતુ હિન્દુધર્મનું એ કેટલું હડહડતુ અપમાન કરનારી છે એ વાત આપને પ્રત્યક્ષ કરાવવાની મારે જરૂર છે. વળી ભોળા હિન્દુ ભાઈઓને ઇમાન બેસાડવાની ખાતર તેમાં કેવી યુક્તિ રચી છે અને તેના પૂંછડે પોતે કેમ લટકાવ્યા છે એ આપ ધ્યાન દઈને સાંભળજો આપણને તો મોઢો દીધો હોય તો ફક્ત ઈમામશાહેજ દીધો છે તેણે રચેલા અથરવેદમાં દશરથ

અવતાર આવે છે અને જે દશતરી ગાવંત્રી કહેવાય છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી! શરૂ થાય છે તેમાં લખ્યું છે કે :-

**દશતરી ગાવંત્રી :-**

સત્. સત્ ઉપર દત્, દત્ ઉપર ક્ષમા. ક્ષમા ઉપર ગજા. ગજા ઉપર નીલ, નીલ ઉપર શેશનાગ, શેશનાગ ઉપર ધબળોધોરી; ધબલાધોરીના શીંગડા ઉપર એકરાઈ અને એ રાઈ ઉપર સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ! પછી સ્વામીજીએ રૂપ લીધા તેમાં પ્રતમ નામ અહુંકાર, ભહુંકાર, વહુકાર, નીલ, અનીલ સુન, સાન, નાન, ગેઅન, માન, નુર, તેજ, બંબ, જલ, કમલ, કદમ, આદબુંદ, નાદબુંદ, તેજતત્ત્વ, પ્રેમતત્ત્વ, આદપુરુષ, આદપુરુષથી નાભીચકર, નાભીચકરતી ભવેત ગોર બ્રહ્મ! સત્ ગોર બ્રહ્માથકી સર્વે સૃષ્ટિની ઉત્પત્તિ હુઈ. જે ચાર કલ્કના અવતાર પાત્ર અને જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તેમાં પ્રતમ અહું, ઉનાદ, અધીગત, એહદ, હવ, કવ તથા ધર્મ, તેજ કેવલ નાદ ઓત્રા હરીતક પુર્વા, અતીત વંસીના પરેમ રૂખ. તેના વંશમાં શ્રીમચ્છા અવતાર! મચ્છની માતા તો સંખાવતી, પીતા તો પરેમરૂખ, શક્તિ દેવી ચંડીકા, ગોર તો માનધાતા, રહેવાનું સ્થાન હેમપુરી ક્ષેત્ર તો દ્વારમતી, નરદળો દાણવ સંખાસુર તે વિચારતો ઋગવેદ. તે સંખાસુરને મારી સાતે પાતાળના રાજાને વચન આપી ગોર બ્રહ્માના વેદને વાળી, સવા કરોડીસું રાજા સ્વમ ગતને તારી - શ્રી મચ્છા અવતાર ભલે પધાર્યા! મચ્છા અવતારના વંશમાં મનાએત, મનાએતના ઉગ્રસેન, ઉગ્રસેનના અજુવ, અજુવતના ભ્રેપત, ભ્રેસપતના આસોમંત્ર. આસોમંત્રના પરીકમ રૂખ, પરીકમ રૂખના કુર્મ ભગવાન! કુર્મ ભગવાનની માતા કમળાવતી તેની શક્તિ દેવી બૌચરાજી, ગોર તો એકારૂખી, રહેવાનું સ્થાન બગપોર ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં નરદળો દાણવ મધુકેટમ તે વીચારતા ઋગવેદ. તેને મારીને કુર્મ ભગવાને સવા કરોડીસું રાજા અમરીશને તારી શ્રી કુર્મ ભગવાન ભલે અવતર્યા!

શ્રી કુર્મના વંશજમાં પ્રથમ વંશમાં પ્રતમ વંસરનના દકાઈએત, ના કાજમ, ના પરજાપત, ના દાડમરૂખી તેના વંશમાં શ્રી વારાહ ભગવાન અવતર્યા! તે વારાહ ભગવાનની માતા તો પદમાવતી, શંકતી દેવી સોમયા, ગોર તો એકાસુર, રહેવાનું સ્થાન માયાપોર, ક્ષેત્ર તો ભેંકાસુર, ત્યાં નરદળો દાણવ મોરધ્વજ વીચારતો ઋગવેદ તે મોરધ્વજ દૈત્યને મારી, સવા કરોડીસું રાજા ધ્રુને તારી ભલે અવતર્યા શ્રી વારાહ ભગવાન! શ્રી વારાહ ભગવાનના પુત્ર રૂપકના ખલીપત, ના ગઉતમ, ના અમરીખ, તેના પુત્ર શ્રી નૃસિંહાઅવતાર! તે શ્રી નૃસિંહા ભગવાનની માતા ચંદ્રાવતી, શક્તિ દેવી તુળજા ભવાની ગોર તો અમરતેજ, રહેવાનું સ્થાન તો કાશ્મીર, ક્ષેત્ર તો ચરણાપરી, ત્યાં નરદળો દાણવ હરણાકસ વીચાર તો રઘુવેદ, તેને શ્રી નૃસિંહ ભગવાને મારી સવા કરોડી શું ભક્ત પ્રહ્લાદને તારી ભલે અવતર્યા શ્રી નૃસિંહા અવતાર! શ્રી નૃસિંહા અવતારના! વંશમાં તેના પુત્ર મનાએત, ના વંસવટણ ના વીર લોચન, ના કાસમરૂખી, તેના વંશમાં શ્રી વામન ભગવાન! તેની માતા તે લીલાવતી. શકતી

દેવી કોકીલા, ગોર તો સેહેજાનંદ રહેવાનું સ્થાન કોયલા પાટણ ક્ષેત્ર તો વનથાળી, ત્યાં નરદળો દાણવ બળીરાજા વીચારતો યજુરવેદ, તેને વામન ભગવાને મારી ઋષીઓને થાપી તમેં ભલે અવતર્યા વામન ભગવાન! વામન ભગવાનના વંશમાં તેમના પુત્ર માનધાતા, ના પૃથ્વીરાજે ના અસરત ના જમદગ્ની તેમના પુત્ર શ્રી ફરસુરામ તેમની માતા રેણુકા, ગોરતો જનક વીદેહી, રહેવાનું સ્થાન માઆપર, ક્ષેત્ર તો કોયલા પાટણ ત્યાં નરદળો દાણવ સહસ્ત્રા અર્જુન તે વીચારતો રઘુવેદ, તે સહસ્ત્રા અર્જુનને મારી, શ્રી ફરસુરામે ઋષિઓને સ્થાપી ભલે અવતર્યા તમે ફરસુરામ ભગવાન! હવે ફરસુરામના વંશમાં તેમના પુત્ર રઘુ ના નગુના જેજાઈએત, ના પુત્ર શ્રીરામ! ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદળો દાણવ દશમા થાવળો રાવણ તે વીચારતો યજુરવેદ. તે રાવણને મારી સાત કરોડીસુ રાજા હરીશ્ચંદ્રે નારી ભલે અવતર્યા તમે શ્રી રામદેવ મોરારી! તેની માતા કૌશલ્યા, શકતી દેવી સીતાજી, ગોર તો વશિષ્ટ, રહેવાનું સ્થાન અયોધ્યાપુરી. શ્રીરામના વંશમાં તેમના પુત્ર લવ, ના પદમ, ના પરિખત, ના વીરપાળ, ના વાસુદેવ, ના વંશમાં શ્રીકૃષ્ણ ભગવાન! તેમની માતા દેવકીજી, શકતી દેવી રૂકમની, ગોર તો વેદવ્યાસજી, રહેવાનું સ્થાન ગોકુલ, ક્ષેત્ર તો મથુરા ત્યાં નરદળો દાણવ કંસાસુર તે વીચાર તો સામવેદ કંસાસુરને મારી ઋષિઓને સ્થાપી, સહદેવ ભક્તને તારી તમે ભલે અવતર્યા શ્રીકૃષ્ણ મોરારી! શ્રીકૃષ્ણના વંસમાં તેના પુત્ર પ્રદુમનના, સેંસસ્થાનના, બેલસ્થાન ના, વેણીવછરાજના, સંહીરાજ, તેમના વંશ તો શ્રી બુદ્ધ ભગવાન! તે બુદ્ધની માતા તો રેણુંકાવ વતી, શકતી દેવી હરસિદ્ધ, ગોર તો હંસરાજ રહેવાનું સ્થાન હીમપરી, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર, ત્યાં નરદળો દાણવ દરજોધન તે વીચાર તો સામવેદ. તેને મારી નવ કરોડીસું રાજા યુધિષ્ઠિરને તારી ભલે અવતર્યા તમે બુદ્ધ ભગવાન દેવ મોરારી! શ્રી બુધા અવતારના વંશમાં તેમના પુત્ર શીશ, ના સામ, ના સલુકાન, ના હારૂન, ના અસલામ, ના આદમ, ના નીઝાર, ના મીઝાર, ના એલીઆસ, ના મલીઆસ ના મુલકાનના કાઝમ, ના કાહેર, ના કાએમ, ના ગાલેબ, ના એલબ, ના કાયમ, નો મોરાદ ના મુનાલેફ, ના હાસમ ના મતલબ, ના અબુ તાલબ, ના વંશમાં તો શ્રી નકલંકી નારાયણ શાહ મુરતજાઅલી. તે અલીની માતા બીબી ફાતમા, ગોર તો નબી મોહમદ, રહેવાનું સ્થાન દેલમ દેશ, વરજા શહેર ગામ ક્ષેત્ર તો કુંવારકા, પંચનદી મુલસતાને, તહાં નરદળો દાણવ કાળીંગો ધુઝાલબે વીચાર તો અથરવેદ, તે કાળીંગા દૈત્યને બારી બાર કરોડીસું ભક્તને ઓધારસે, ગુપ્ત અવતાર ત્રેત્રીશ! પ્રગટ અવતાર એક સાહ મુરતુજાઅલી! ના ઈમામ, ઈમામના હશન, ના ઈમામ હોસન, ના ઈમામ જેનલાબદીન, ના ઈમામ મહમદ બાકર, ના ઈમામ જાફર સાદક, ના ઈમામ ઈસમાયલ, ના ઈમામ નુર સત ગોર, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ ફાજલસાહ, ના સૈયદ કાસમસાહ, ના સૈયદ એહમદસાહ, ના સૈયદ નાસરસાહ, ના સૈયદ મુસાલકસાહ, ના સૈયદ

માહાભુ, ના સૈયદ મસતગ, ના સૈયદ મહીઆદીન, ના સૈયદ મુમનસાહ, ના સૈયદ ખાલકસાહ, ના સૈયદ નીઝારસાહ, ના સૈયદ ઈસલામસાહ, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ સમસદીન, ના સૈયદ નસીરદીન, ના સૈયદ સાહેબદીન, ના સૈયદ સોદરદીન, ના કબીરદીન, ના સૈયદ સતગોર પાત્ર બ્રહ્મા! ઇંદ્ર ઈમામશાહ! આદે વીર નવ નરીજન નરઅલી મહમદશાહ હકલાએલાહા ઈલ્લલાહો મહંમદુર રસુલ્લલાહે. બુદ્ધદેવના વંશમાં પાક્યા તે ઈમામશા!

આ પ્રમાણે પોતાની વંશાવળીનો છેડો મેળવ્યો છે અને ભગવાનના દીકરા થવાનો લ્હાવો લીધો છે. હવે તેમાં અને તેના લખેલા દશઅવતારની દશતરી ગાવંત્રીમાં સત્ય શું છે અને જુઠું શું છે તે આપને ટૂંકામાં જણાવીશ. પ્રથમ મચ્છા અવતારની વાત આવે છે. તેમાં મચ્છ ભગવાન સખાવતી નામની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયાનું જણાવે છે! મચ્છ ભગવાનના પીતા પરમરૂખી એ વાત તદન ગપ છે. મચ્છા અવતાર પછી ઈમામશાહ કૃત દશતરી ગાવંત્રીમાં જણાવ્યા પ્રમાણે મચ્છ ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયેલ મનાયત. મનાગતના ઉગ્રસેન એ પ્રમાણે પરિકમ રૂષીના વંશ કહેતાં તેના દીકરા કુર્મ ભગવાન! શું બુદ્ધિનો ઉપયોગ કર્યો છે? મચ્છ ભગવાન માછલાનું રૂપ, તેમાંથી જન્મ્યા તે માણસ તે છેક પરિકમ રૂષી થકી અને પરિકમ રૂષીની સ્ત્રી કમળાવતીના દીકરા કુર્મ કહેતાં કાચબાનો અવતાર! ધન્ય ઈમામશાહની બુદ્ધિને અને ધન્ય છે તમને પીરાણા પંથને માનવાવાળા સતપંથી ભાઈઓને! કુર્મ અવતાર પણ કયા કારણને લઈ પરમાત્માનો અવતાર મનાય છે તે જો પીરાણા પંથીઓ હિન્દુ ધર્મના દશ અવતારો વાંચે તો તો આંખ ઉઘડી જાય. પરંતુ તસ્દી કોણ લે. કુર્મ ભગવાન પાછા કાચબાના રૂપે પરણ્યા હશે ત્યારે તેમના વીર્યથી પ્રજા ઉત્પન્ન થઈ શકે. દશતરી ગાવંત્રીમાં કુર્મના વંશમાં પાછા માણસો જનમવા માંડ્યા! કુર્મના દીકરા વંસરત નાદકાઈએત એમ કરતાં કરતાં પરજાપતના દાઢમ ઋષીની સ્ત્રી પદમાવતીના ઉદરથી પાક્યા વારાહ ભગવાન, વારાહ એટલે સુવર, શું ઈમામશાહે નજર પહોંચાડીને કામ કર્યું છે! માણસમાંથી સુવર જન્મે તે પણ ઠીક છે. આપણે તો તેની કથાની ચોખ કરીએ છીએ. કોઈ હૈયા ફુટ્યાએ વળી સુવરને પણ કન્યા આપી હશે જેથી વારાહ ભગવાનનો પણ વંશ ચાલુ રહ્યો. વારાહના દીકરા પાછા માણસ. તેનું નામ રૂપક-રૂપંકના ખલીપત વગેરેના અમરીખને પાછી ભોછપ ખણવી હશે કે જેથી તેની સ્ત્રી ચંદ્રાવતીના પેટે પાછા શ્રી નૃસીંહા ભગવાન જનમ્યા! આવી ગપોડ કથાઓ કહેતાં પણ શરમ આવે છે. શું ઈમામશાહ એટલું પણ નહીં સમજ્યો હોય કે હું મારા ધર્મને ગુપ્ત રાખવાની વાતો કરું છું પરંતુ આ છાનું ક્યાં સુધી રહેશે? માછલામાંથી માણસ જન્મે અને વળી માણસમાંથી કાચબો જન્મે! કાચબાના વંશમાં વારાહ જન્મે! આ પોલંપોલ તો જુઓ! વળી વારાહના વંસથી માણસો જન્મે અને તેથી પાછો સિંહ જન્મે! ભાઈઓ, નૃસિંહા અવતારની વાતો તો તમે સાંભાળી હશે, ઘણાં ભજનોમાં પણ ગવાય છે કે હરણ્યાકશે પોતાના

આ પરિસ્થિતિમાં જનસમૂહ અજ્ઞાન અને વહેમી રહે, સ્વાર્થી અને સંકુચિત વૃત્તિવાળો બને, તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. કૂવામાંના દેડકા જેવું મનુષ્ય-જીવન સ્વાર્થપરાયણ, રૂઢિચુસ્ત તથા જડ થઈ જવા પામ્યું હતું. ધર્મમાં પણ ચેતના નહોતી રહી. સમાજ ચોતરફથી સજ્જડ કુધારાઓના સકંજામાં જકડાયેલો હતો. કુરિવાજનાં બંધનો તેના વિકાસને અવરોધી રહ્યાં હતાં.

બાળલગ્ન, પ્રેતભોજન આદિ કંટક જેવા કુરિવાજો સમાજને કેવો ત્રાસ આપતા હતા તે સમાજદર્શનથી સ્પષ્ટ થાય છે. આવા પેચીદા પ્રશ્નો સામે મુખપત્રોએ જેહાદ જગાડી ધાર્યાં પરિણામ લાવી બતાવ્યાં. આ સમયગાળામાં લગભગ દરેક જ્ઞાતિ પાસે પોતાનું મુખપત્ર હતું. દા.ત. 'પટેલબંધુ' (લેઉવા પાટીદાર), 'અનાવિલ પોકાર' (અનાવિલો), ભાટિયા (ભાટીયા), કપોલમિત્ર, મોઢવણિક (વાણીયા), હાટકેશ્વર (નાગરો) તથા પારસીપંચ, દરજી, કોળીપત્ર જેવા પણ મુખપત્રો જ્ઞાતિ સુધારણાનું કાર્ય કરી રહ્યાં હતાં. આ બધા જ તંત્રીઓ ૧૯મી સદીની કુરુઢિઓ સામે લડતા હતા. બધી જ જ્ઞાતિના પ્રશ્નો સમાન હતા. આ પત્રોએ 'જ્ઞાતિવાદ'ને ભાગ્યે જ ઉત્તેજિત કર્યો હતો. સૂરતમાં સાહિત્ય પરિષદ મળી, તેના એક ભાગ નીચે જ્ઞાતિ મુખપત્રોના તંત્રીઓનું સંમેલન પણ મળ્યું. એના પ્રમુખ કનૈયાલાલ મુનશી બન્યા હતા. આમાં સમગ્ર જ્ઞાતિમુખપત્રોના તંત્રીઓએ હાજરી આપી હતી અને પોતાનાં ધ્યેયો તેમજ મુશ્કેલીઓ રજૂ કર્યાં હતાં.

આ જ્ઞાતિમુખપત્રો ધાર્યાં પરિણામ લાવી શક્યાં હતાં. જેમ કે, પાટીદાર મુખપત્રોએ એક તિથિનાં બાંધ્યાં લગ્નો સામે જેહાદ જગાડી, તો તે રૂઢિ બંધ કરવા કાયદો અને બાળલગ્ન-પ્રતિબંધ ધારો સયાજીરાવ ગાયકવાડે બહાર પાડ્યા. બ્રિટીશ સરકારે પુત્રીરક્ષક કાયદો બનાવ્યો (૧૮૭૦). આ ઉપરાંત લગ્નવરાઓ રોકતા અને કન્યાના બાપનો ભાર ઓછો કરતા. ઘણા કાયદાઓ બ્રિટિશ યુગમાં બહાર પડ્યા તે જ્ઞાતિમુખપત્રોનો પ્રતાપ હતો.

સ્ત્રીનું કાર્ય ઘરની ચાર દીવાલ પૂરતું મર્યાદિત હતું. સ્ત્રી પણ સમાજનું એક અંગ છે, તેને પણ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. એ ભાવના તે કાળે ઉદ્‌ભવી જ નહોતી. એટલું જ નહીં, તેમના માનસિક વિકાસાર્થે તેમને કેળવણી મળવી જોઈએ એ પ્રશ્ન પણ વિચારાતો નહોતો. પરંપરા અને સંસ્કાર વડે જે પ્રાપ્ત થાય, તેટલું તે મેળવી શકતી. પછી પુનર્વિવાહની તો વાત જ શી રીતે થાય ? વિધવાવિવાહનો પ્રશ્ન ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ માટે પણ શિરોવેદના જેવો હતો. પાટીદારો માટે તો એ પ્રશ્ન હતો જ નહીં. આ પ્રશ્ન સામે જેહાદ જગાવી જ્ઞાતિમુખપત્રોએ વિધવાનું સ્થાન-મહત્ત્વ સમાજમાં સ્થાપિત કર્યાં. વિધવાવિવાહ કાનૂન જાહેર થયો. જોકે શરૂઆતના લેખોમાં આર્ય કન્યાઓનું આદર્શ જીવન, પતિપરાયણતા, પત્નીની ફરજો જેવાં ઉપદેશાત્મક વલણ રહ્યાં હબતાં. સ્ત્રીઓને માટે શિખામણોના ધોધ વહેતા હતા. પાછળથી આ જ મુખપત્રોએ સ્ત્રીશિક્ષણના પ્રશ્ન તેમજ ખેડૂતબાળાઓને કેવા કેવા ગૃહકેળવણી આપવી વગેરે બાબતે ઠીક ઠીક લખ્યું.

વસ્તુતઃ અજ્ઞાન એટલું બધું વ્યાપક હતું કે સમાજ સદાચારને પારખી શકતો નહોતો અને અ અજ્ઞાનતા પરિણામે તે સમાજ વહેમી, જંતરમતરને માનનારો, દોરાધાગાવાળી અને ભીરુ બન્યો હતો. બુદ્ધિને અનુસરીને નવો ચાલ કે ચીલો પાડવાની ભાગ્યે જ કોઈ હિંમત બતાવતું. વળી, આવી હિંમત બતાવનારને જ્ઞાતિત્રાસનો ભોગ બનવું પડતું. આજે પણ એ દૂષણમાંથી કોઈ મુક્ત તો નથી જ થયા. અલબત્ત મોટાભાગનાં જ્ઞાતિપંચોનાં બંધારણો લેખિત સ્વરૂપ ધારણ કરતાં થઈ ગયાં છે. કડવા પાટીદાર જ્ઞાતિએ એક તિથિનાં લગ્નની રૂઢિ તોડી છે. જોકે તેમાંયે બે પક્ષો પડી ગયા હતા. એક સુધારાવાદી અને બીજો રૂઢિવાદી.

આમને-સામને લખાણો સાંજવર્તમાન, મુંબઈ સમાચાર, સયાજી, ગુજરાતી પંચ, ગુજરાતદર્પણ, ગુજરાતમિત્ર, પ્રજાબંધુ જેવાં વૃત્તપત્રોમાં આ પ્રશ્નને ખૂબ પ્રસિદ્ધિ મળેલી. તે સમયનાં જ્ઞાતિમુખપત્રો-કડવા વિજય, કડવા હિતેચ્છુ - જેવાંઓએ ભારે રસ દાખવેલો. અંતે સુધારાવાદીઓનો વિજય થયો અને રૂઢિબંધન તૂટ્યું. આ સિદ્ધિ મહાન ગણાવી શકાય. એટલું જ નહીં. કડવાવિજયના તંત્રી શ્રી પુરુષોત્તમ પરીખ તેમજ તે મુખપત્રોના લેખક શ્રી ચુનીલાલને શ્રી હીરાલાલ વસંતરાયના ભત્રીજાએ છુટા લગ્નો કર્યા. શ્રી પરીખ અને ભરુચ નિવાસી શ્રી ચુનીલાલ વનમાળીદાસનાં લગ્નો જોવા અમદાવાદ નગર ઉમટ્યું. દરેક જ્ઞાતિની પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ તેમાં હાજરી આપી, કારણ એનાથી એક રૂઢિ તૂટતી હતી. તે જમાનામાં રૂઢિબળનું એટલું બધું પ્રાબલ્ય હતું કે જનવ્યવહાર બહુધા અમુક સ્થાપિત ચીલે. દેખાદેખીથી ચાલતો હતો. ત્યારબાદ જે હવા ચાલી તેની પણ નોંધ લેવી ઘટે. જેવી કે, જેમણે આ લગ્નોમાં ભાગ લીધો તે વરઘોડિયાંને શ્રી ઉમિયા માતાએ આંધળાં કરી દીધાં. ફલાણાને ગેર પારણું બંધાતું નથી. અમુકને માતાજી આવ્યાં. વગેરે. આની સામે મુખપત્રોએ લખાણોનો ધોધ ચાલુ રાખ્યો અને વહેમનાં અંધારાં ઉલેચ્યાં.

આ જમાનાને આપણે 'અંધકાર અને વહેમનો યુગ' એવું ઉપનામ આપીએ તો તે અસ્થાને નહીં ગણાય.

આરંભમાં આપણા લેખકો, કવિઓ અને સુધારકોએ યુવકમંડળો તથા શિક્ષણ સંસ્થાઓ દ્વારા સમાજમાં અંધારાં ઉલેચીને પ્રકાશ પાથરવાનું કામ કર્યું. કેળવણી આપવાનું આ કામ જ્ઞાતિમુખપત્રો દ્વારા થતું હતું. જ્ઞાતિ મુખપત્રોએ જ્ઞાતિનાં અનિષ્ટો જેવાં કે, બાલલગ્નો, રોવાકૂટવાનો નિંદનીય ચાલ, ફટાણાં, જ્ઞાતિવરા, લગ્નખર્ચાઓ, વરઘોડા, કન્યાવિક્રય, સાટાંતેખડાં, છૂટાછેડા, નાતરાં, અનેક સ્ત્રીઓ રાખવાનો ચાલ વગેરેને નિર્મૂળ કરવાના પ્રયાસો હાથ ધર્યા. તેમાં તંત્રીઓને કેટલી સફળતા મળી તેનું વિશ્લેષણ દાખલારૂપે વિજય, કડવા વિજય, પાટીદાર ઉદય, ચેતન અને પટેલ જેવાં મુખપત્રોને તપાસીએ તો જ થઈ શકે.

આ સમયગાળાનાં જ્ઞાતિમુખપત્રોમાં પ્રગટ થયેલા લેખોનું વિવેચન કરીએ તો તેમાંથી ફલિત થાય છે કે, તેઓ બે હેતુ સિદ્ધ કરતા હતાં. એક તરફથી અજ્ઞાનતા,

વહેમ, બાળલગ્નના અનિષ્ટ રિવાજો વગેરેને જડમૂળથી ઉખેડી નાખવાનું ખંડનાત્મક વલણ, તો બીજી બાજુ, સરકાર કે રાજ્યો દ્વારા શિક્ષણપ્રચાર, ગુજરાતી શાળાઓની સ્થાપના, પુસ્તકાલયોનો પ્રચાર, ખેતીવાડી પ્રદર્શનો તેમજ તેને લગતાં પુસ્તકો અને ખેતીવાડી શિક્ષણ સંસ્થાઓ, ખેતી અંગેનાં સુધારાત્મક લખાણો, ખેતીની પદ્ધતિઓ, પાક સંરક્ષણ, ઢોરના રોગો, વેઠનો કાયદો, પોલીસ પટેલની ફરજો, જમીન મહેસૂલ, દુષ્કાળો, રૈયતવારી, પડતર જમીન, રોગો, વરસાદ, ખાતર વગેરે પ્રશ્નોમાં રચનાત્મક વલણો પણ અખત્યાર કર્યા.

બાવળાના વતની કવિશ્રી જેશંગભાઈ ત્રિકમદાસ પટેલે સૌપ્રથમ ૧૮૮૩માં 'સ્વદેશીહિત બોધક' નામનું ત્રિમાસિક શરૂ કર્યું. બીજે વર્ષે તેને માસિકમાં ફેરવી નાખ્યું.' તેઓએ દેશી ઢબની ગરબીઓ લખી તેમજ પાટડી દરબાર જોરાવરસિંહજી અને રાવબહાદુર બેચરદાસ લશ્કરીને સુધારાત્મક પ્રવૃત્તિમાં મદદ કરી, બ્રિટિશ સરકાર પાસે દૂધપીતીનો ચાલ બંધ કરાવવામાં લખાણો દ્વારા મદદ કરી. તેમણે અનેક પુસ્તકો પ્રગટ કર્યાં. તેમની વાણીમાં નર્મદની છટા હતી.

**ટૂંપો ન દીધો દાઈએ, કરી દૂધપીતી,**
**ઘોળી ગળથૂંથીમાં દીધાં શે ન વિખડાં ?... હો જી જી**

હજી હિન્દી મહાસભા (કૉંગ્રેસ)ની સ્થાપના પણ થઈ નહોતી તે પહેલાં તેમણે તેમના મુખપત્રનું નામ પણ રાષ્ટ્રવાદી આપ્યું તે નાની સિદ્ધિ નહોતી. તેમણે 'બાવળા સુધારા શુભેચ્છક મંડળી' પણ સ્થાપી હતી. તેઓ પુનર્લગ્નના હિમાયતી તરીકે બહાર પડ્યા હતા. આ માસિક ૧૮૯૦ સુધી ચાલ્યું હતું.

ત્યારબાદ 'વિજય'ના મુખપૃષ્ઠ ઉપર અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી ઉક્તિઓ આલેખેલી છે, સાથે લખ્યું છે : A Widely circulated Gujarati Journal. વાર્ષિક લવાજમ દોઢ રૂપિયો; વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓ તેમજ ગરીબ વર્ગ માટે ૧૨ આના; હિન્દુસ્તાનમાં અને પરદેશમાં બહોળો ફેલાવો પામેલું પાટીદાર જ્ઞાતિ સંબંધી ઉપયોગી વિષયો ચર્ચાવતું માસિકપત્ર; આદિ.

Self reverence, Self knowledge, Self control.

There three alone lend life to Sovereign power.

'જાગો, ઊઠો અથવા હંમેશને વાસ્તે પતિત રહો.' એ મિલ્ટનનું વાક્ય પણ મુખપૃષ્ઠ પર રહેતું.

આ માસિકમાં ખાસ કરીને નવલકથા, ઐતિહાસિક ઘટનાઓ, વિવેકાનંદનું જીવનચરિત્ર, કડવા પાટીદારની ઉત્પત્તિ, રોવું-કૂટવું, વિદ્યાકળા, સ્ત્રીશિક્ષણ, જ્ઞાતિસુધારો, જ્ઞાતિસમાચાર, ઉપરાંત રાજકીય, ધાર્મિક, નૈતિક, સાંસારિક વગેરે ભિન્ન ભિન્ન વિષયો ચર્ચાતા હતા. સારા પ્રમાણમાં જાહેરખબરો પણ છપાતી હતી. ઈ.સ. ૧૯૦૬માં આ માસિક બંધ થયું.

ઈ.સ ૧૯૦૭માં 'કડવા વિજય'નો જન્મ થયો. તેણે ૧૯૨૮ સુધી વિવિધ પ્રકારે

જ્ઞાતિસેવા બજાવી.

આ માસિકે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના મહોત્સવના રિપોર્ટ છાપેલા છે. તેમાં થયેલા ઠરાવો છાપ્યા છે અને પ્રમુખ વગેરેનાં ભાષણો તેમજ યુવકમંડળોની પ્રવૃત્તિના હેવાલો પણ આપ્યા છે. 'વિજય' પાટીદાર કૉન્ફરન્સ બોલાવવાનો પ્રશ્ન ઉઠાવ્યો તેને વાચા આ પત્રે આપી. જેના શુભ પરિણામે વિરમગામમાં પ્રથમ પરિષદ મળી. ખેડૂતમંડળો અને ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ,વડોદરા, સુરત, ભરૂચ તેમજ માળવા, નિમાડ, ખાનદેશ, સુધીના પાટીદારોની પ્રવૃત્તિના અહેવાલો આ માસિકમાં છપાવા લાગ્યા. સુધારાનો યુગ શરૂ થયો. સ્વ. બહેચરદાસ લશ્કરીનું અધૂરું કામ આ મુખપત્રે ઉપાડી લીધું. પુરુષોત્તમ પરીખ, લાલસિંહજી, અમરસિંહભાઈ દેસાઈ, મગનભાઈ પટેલ, નારણભઈ મિસ્ત્રી, નારણભાઈ મારફતિયા, ગંગારામભાઈ, ચંદુભાઈ, મગનભાઈ એન્જિનિયર, બહેચરભાઈ ગણપતપુરા, પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, ચૂનીલાલ ભરૂચ, પુરુષોત્તમ માસ્તર જેવા લેખકો આ માસિકને સમૃદ્ધ બનાવી રહ્યા હતા. કુરિવાજો સામે એણે જબરી ઝુંબેશ ચલાવી. તેમાં એને અપૂર્વ સિદ્ધિ મળી. ખાસ કરીને બાળલગ્ન અને બાંધ્યાવિવાહ સામે એની મુખ્ય લડત હતી. એનું વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧-૪-૦ હતું.

મથાળે લખેલું તેમજ મુખપૃષ્ઠ પર બીજું લખાણ સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં આપ્યું છે. સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ 'જે માણસ પોતાની જ્ઞાતિનું મનથી બૂરું ઇચ્છે છે, તેનું આ લોકમાં તેમજ પરલોકમાં પણ બૂરું જ થાય છે.' આ માસિકના અધિપતિ લઢ્ઢ કેશવલાલ માધવલાલ અન્ડર-ગ્રેજ્યુએટ હતા. તંત્રી પુરુષોત્તમદાસ પરીખ (વિરમગામ), ઓનરરી તંત્રી દલપતભાઈ કેશવલાલ બક્ષી હતા. ત્યારબાદ પુરુષોત્તમદાસે (દાસકાકાએ) તેની જવાબદારી ઉઠાવી અને કડી સર્વ વિદ્યાલયમાંથી તે બહાર પડતું હતું.

શ્રી પુરુષોત્તમ રણછોડભાઈ પટેલ (દાસકાકા) સાચા અર્થમાં સત્યનિષ્ઠ પત્રકાર હતા. તેઓએ થોડાક સમય માટે ગાંધીજીના 'નવજીવન'ની જવાબદારી પણ અદા કરી હતી. તેમણે સહકાર, રાષ્ટ્રધર્મ, ખેડૂત જેવાં પાક્ષિકો શરૂ કરી શાહુકારોના પંજામાંથી ખેડૂત કઈ રીતે મુક્ત બની શકે તે માટે લડત ચલાવેલી. સરદાર પટેલ, મોરારજી દેસાઈ, કનૈયાલાલ દેસાઈ વગેરેના ખેડૂત પ્રત્યેના વલણથી તેઓ તંગ આવી ગયા હતા એટલું જ નહીં પણ તેઓએ ખેડૂતસંગઠનનો પાયો નાખ્યો. 'ખેડૂત લોબી' ઊભી કરી. આમ, ઉત્તર ગુજરાતમાં 'ખેડૂત સંગઠન'ની વાત તેમણે ઉઠાવી. તેમણે રૈયતવારી અને વેઠપ્રથા પણ ઘણાં પુસ્તકો લખ્યાં. તેમના લખાણો તીખાં અને ધારદાર રહેતાં. તેમનાં આ અઠવાડિકોમાં શ્રી સીતારામ શર્મા, શ્રી નારાયણભાઈ શિ. પટેલ, શ્રી ધનાભાઈ પટેલ (વકીલ), શ્રી ત્રિભુવન પટેલ, શ્રી સાંકળચંદ પટેલે વગેરે લેખો લખતા હતા. શ્રી ત્રિભુવન પટેલ, શ્રીમતી કાન્તાબહેન અને નારાયણભાઈ પટેલે તંત્રી અને સહતંત્રી તરીકેની સેવાઓ પણ બજાવી હતી. આમ દાસકાકા જન્મજાત પત્રકાર હતા.

કડી સર્વ વિદ્યાલયમાંથી જે મુખપત્રો બહાર પાડતા તેમાં ખાસ કરી કેળવણી

વિષય અને વિશ્વની માહિતી તેમજ સમાજ સુધારણાની પત્રિકાઓ વિશિષ્ટ સ્વરૂપે બહાર પાડવામાં આવતી. તેમાં ખાસ કરી શ્રી બાપુભાઈ ગામી, શ્રી પોપટભાઈ ગો. પટેલ, શ્રી છ. કા. પટેલ, શ્રી ઉમેદભાઈ પટેલ, છગનભા, શ્રી રામચંદ્ર અમીન, પ્રો. સ્વામિનારાયણ વગેરેનાં લખાણો ધ્યાન ખેંચનારાં બનતાં. તેનો ફેલાવો ખાનદેશ, જબલપુર માળવા-નિમાડ સુધી હતો. આ માસિકનો જન્મહેતુ અને જરૂરિયાત તેના પ્રથમ અંકમાં દર્શાવેલા છે. 'મને ઉત્તમ સંસ્કારી બનાવો, ત્યાર બાદ મારી પાસે યોગ્ય સેવા, યોગ્ય બદલો માગો, તે હું કાંઈ પણ કસૂર, ગફલત કે પ્રમાદ કર્યા સિવાય યથાશક્તિવાળી આપીશ.' આ શબ્દો યોગ્ય માસિક માટે પૂરતા નથી ? ઉપરાંત 'જ્ઞાતિનું ઐક્ય સ્થાપવા માટે, ચર્ચા કરવા માટે, ઉન્નત વિચારો જાણવા કે જણાવવા માટે હું ઉત્તમ સાધનરૂપ છું... હું પણ તમારા એક ખરા મિત્ર તરીકેની ગરજ પૂરી પાડી જ્ઞાનગોષ્ઠિ કરાવીશ... મારું આ સાહસ દ્રવ્યસંપાદન માટે નહીં, સેવા માટે છે... વગેરે વિચારો એમાં પ્રકાશિત થતા રહેતા.

આ જ્ઞાતિ મુખપત્રે સર્વાંગી પાસાંઓની ચર્ચા કરી હતી. જરૂર પડ્યે દેશી રાજ્યોની નીતિ સામે, જ્ઞાતિ આગેવાનોના જુલમો સામે અને રાષ્ટ્રવાદના ઉદય માટેનાં લખાણો પણ ધારદાર રીતે રજૂ કર્યા હતાં.

'કૂર્મી ક્ષત્રિય હિતૈષી' બાળબોધ હિન્દી ભાષામાં પાક્ષિક જ્ઞાતિપત્ર મેડિયા, પોસ્ટ ચુનાર, ઉત્તરપ્રદેશમાંથી ૧૯૦૮માં બહાર પાડ્યું. તેના અધિપતિ તરીકે શ્રી બાબુ દીપનારાયણસિંહ હતા. તેનું વાર્ષિક લવાજમ બે રૂપિયા હતું. આ પાક્ષિકે ઘણાં વર્ષો સુધી કૂર્મી જ્ઞાતિની સેવા કરી હતી. આ મુખપત્રમાં ભાતૃભાવ, સ્વધર્મરક્ષા, બાળલગ્નોનો વિરોધ, ઉડાઉ ખર્ચા નહીં કરવાની શિખામણ તેમજ ભારતભરના કૂર્મી સંગઠનની હિમાયત કરવામાં આવતી હતી. આપના પરિણામે અખિલ હિન્દ કૂર્મી ક્ષત્રિય મહા-સભાનો જન્મ થયો. તે મહાસભા આજે પણ ચાલે છે. શરૂઆતમાં દીપનારાયણસિંહજી આ કૂર્મી ક્ષત્રિય મહાસભાના સેક્રેટરી પણ રહ્યા હતા. તેમના અવસાન વખતે ગુજરાતમાં મળેલ કડવા પાટીદાર શુભેચ્છક સમાજે ખાસ ઠરાવ કરીને તેમનાં કાર્યોને બિરદાવી શ્રદ્ધાંજલિ અર્પી હતી. આ મુખપત્રમાં ભારતભરમાં મળેલી કૂર્મી ક્ષત્રિય મહાસભાના અહેવાલો છપાતા હતા. કૂર્મી ક્ષત્રિક મહાસભાના પ્રમુખ થવાનું માન શ્રી સંપતરાવ ગાયકવાડ, બેરિસ્ટર શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, પ્રો. શ્રી જેઠાલાલ સ્વામિનારાયણ અને શ્રી મગનભાઈ ચતુરભાઈ બાર-એટ-લૉને મળ્યું હતું. આ પત્રમાં આ ઉપરાંત ગુજરાતના કણબીઓની વિગતો તેમજ ઉત્તર ભારતમાં વસતા કણબીઓ, તેમના જ્ઞાતિમંડળો અને સંબંધોની ચર્ચાઓ પણ કરવામાં આવી હતી. સૌ પ્રથમ કૂર્મી ક્ષત્રિય પાઠશાળા લખનૌમાં શરૂ થઈ હતી. શ્રી નારાયણ શેઠે સૌપ્રથમ 'ક્ષાત્રકુલાદર્શ' નામનું પુસ્તક બહાર પાડ્યું. આ સિવાય 'ક્ષત્રકુલાદર્શ' શ્રી દેવીપ્રસાદ ચૌધરીએ બહાર પાડ્યું હતું.

કડવા હિતેચ્છુ ૧૯૧૦માં ભાવનગરથી મૂળજીભાઈ જેઠાભાઈ બહાર પાડતા હતા. કડવા હિતેચ્છુમાં ખાસ કરીને પાટડી દરબાર વિશે, વિરમગામ વિશે અને

પાટીદારોની સભા વિશેના સમાચાર પ્રગટ થતા હતા. ખારવા ગામે જાલાવાડી લેઉવા પાટીદારની એક જ્ઞાતિની માહિતી આપેલી છે. સ્ત્રીઓને શિખામણ અને વિરમગામનું કડવા સુધારક યુવકમંડળ દ્વારા થયેલ સમાજ સુધારાની પ્રવૃત્તિનો ચિતાર આપેલો છે. આના તંત્રી તરીકે છોટાલાલ બેચરદાર કોન્ટ્રાક્ટર હતા. એકપત્નીવ્રત અને સુધારાની હિલચાલથી કોઈએ ભય રાખવાની જરૂર નથી તેવા સુંદર લેખો દ્વારા સમાજ સુધારણાનું કામ ચાલતું હતું. ભાવનગરથી આ ત્રણ વર્ષ બાદ અમદાવાદ આવ્યું. શ્રી હીરાલાલ વસંતલાલ પટેલ પ્રગટ કરતા.

'પાટીદાર ઉદય' કરાંચીથી પ્રગટ થતું હતું. તેમાં ખાસ કરીને કચ્છી પાટીદારોની પરિષદો ઉપરાંત પિરાણાપંથીઓ સામેના દારુણ ચિત્રને રજુ કરવામાં આવ્યું હતું. તેના મુખપૃષ્ઠ ઉપર 'પાટીદાર ઉદય'ના આત્મા શ્રીમાન ખીમજી શિવજી પટેલ (મગવાણાવાળા)નો ફોટો અને તંત્રી-પ્રકાશક તરીકે રતનશી શિવજી પટેલ સાથે લખ્યું છે. 'કચ્છ કડવા પાટીદાર સુધારક યુવક મંડળ'તરફથી પ્રગટ થતું માસિક પત્ર હતું. તેનું વાર્ષિક લવાજમ રૂ. બે અને છૂટક નકલના ચાર આના હતા. બીજા અંકોમાં ફોટાબંધી કરી ભાગવત્ ગીતાનો શ્લોક આપેલો છે. શ્રી નારાયણજી રામજી મિસ્ત્રી આમાં ખાસ લખીને સનાતન ધર્મનો પ્રચાર કરતા હતા. આ પ્રમાણે પિરાણાપંથની સામે ભારે ઝુંબેશ ચલાવી હિન્દુત્વનો ખ્યાલ આપ્યો હતો.

'ચેતન' માસિકનો ઉદય દેશમાં ગાંધીજીના માર્ગદર્શન હેઠળ આંદોલનો ચાલતાં હતાં ત્યારે થયો હતો. તે પૂર્ણતવા રાષ્ટ્રીય રંગે રંગાયેલું હતું. તેમાં જે લખાણો લખાતાં તે લેખકો પણ ગાંધીવાદી વિચારધારાના પ્રભાવમાં હતા, છતાં તેમનો મુખ્ય ઉદ્દેશ્ય જ્ઞાતિના કુરિવાજો સામેનો જ હતો. આ ચેતન માસિકે કારજ સામે પિકેટીંગનો માર્ગ લીધો હતો. જ્ઞાતિ-બહિષ્કાર, ગોળ-પદ્ધતિ પર પણ આકરા પ્રહારો કર્યા. પાટીદાર સ્ત્રી-પુરુષોએ રાષ્ટ્રીય આંદોલનોમાં શો ભાગ ભજવ્યો તેની પણ વિગતે માહિતી આવતી હતી. તેના તંત્રી તરીકે શ્રી બબાભાઈ રામદાસ પટેલ (બી.એસ.સી.) જવાબદારી બજાવતા. કારજ સામે પિકેટીંગ કરનાર અમદાવાદના કડવા યુવકમંડળને સરદારસાહેબે, ડૉ. કાનુગો અને શ્રી માવલંકરે મદદ કરી હતી. આ મુખપત્રોમાં આપણી શિક્ષણસંસ્થાઓની પ્રવૃત્તિઓના હેવાલો પણ છપાતા. શિક્ષણનો બહોળો પ્રચાર કરવામાં આવતો.

આપણા કડવા પાટીદાર કોમની સેવા 'કડવાવિજયે' અદ્યાપિપર્યન્ત કરી છે. કેટલાંક સંજોગોને લીધે તે બંધ થયું છે. તેની ખોટ પૂરી પાડવા 'ચેતને' જન્મ લીધો છે. જ્ઞાતિસેવાની ઝંખના આ મુખપત્રોના ઉદ્દેશ્યો હતા અને રહ્યા છે. 'ચેતન' દ્વારા આપણી કોમમાં ચૈતન્ય રેડો ! નિદ્રાનો નાશ કરી સાચી જાગૃતિ 'ચેતન' વડે થાઓ - આવો અગ્રલેખ પ્રથમ અંકમાં છપાયો હતો. જે પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણે લખ્યો અને યુવાનોના સાહસને બિરદાવ્યું હતું. 'ચેતન'માં પણ પાટીદાર હિતમંડળના મેળાવડાઓ અને પરિષદોના રિપોર્ટો છપાતા હતા. તેનું વાર્ષિક લવાજમ બે રૂપિયા અને છૂટક નકલના ચાર આના હતા. 'ચેતને' નિર્ભયપણે ઘણાં વર્ષો સુધી જ્ઞાતિસેવા બજાવી.

'ચેતન'ના તંત્રી શ્રી બબાભાઈ પ્રથમ અંકમાં લખે છે, 'જ્ઞાતિબંધુઓ, રામ રામ. આપણે હિંદુ ને તેમાંય પાટીદાર, આપણો સમાજ એટલે હિન્દુ સમાજનું એક અંગ, તેના સારા તેમજ નરસા અંશો આપણામાં હોય એ સ્વાભાવિક છે. હિંદુ સમાજની પ્રગતિ એ આપણી પણ પ્રગતિ, એટલે જ્યારે હિંદુ સમાજ સંસ્કારો પામી તેના સારા અંશોને ઓપશે અને નરસાને કાપશે ત્યારે આપણો સમાજ પણ ઓપશે. તેથી પ્રસંગોપાત્ત હિંદુસમાજના એવા સંસ્કારો વિશે આપણે વિચાર કરીશું.

છતાં 'ચેતન'નો મુખ્ય હેતુ તો આપણા કડવા પાટીદાર જ્ઞાતિને સંસ્કાર આપવાનો છે. સરકારી પત્રકો પ્રમાણે આપણી કુલ વસ્તી ૧૪ લાખ જેટલી છે અને સમસ્ત ગુજરાત અને માળવામાં વસે છે. છતાં કડવા પાટીદારને કોઈ ઓળખતું નથી. કારણ માત્ર એટલું જ કે આપણે અજ્ઞાન, વહેમ અને કુરિવાજોનો અંધારીમાં ઢંકાઈ ગયા છીએ, એ અંધારી દૂર કરવાની જરૂર છે.

આપણામાં કેટલીક ભાવનાઓ એવી છે કે જે માટે આપણે રાજી થઈએ, પણ એવી ભાવનાઓને પોતાના ક્રૂર પંજા વડે પગ તળે કચડી નાંખનાર આસુરી ભાવનાઓ ઘણી છે. સારી ભાવનાઓને પોષવાથી નરસા અંશો - કુરિવાજો - આપોઆપ નાબૂદ થાય એ વાત ખરી, છતાં સારાને પોષવાતી અને નરસા ઉપર પ્રહાર કરવાથી બે બાજુથી પ્રગતિ સધાય છે એ નિયમ લક્ષમાં રાખી આ પત્ર કાઢવામાં આવ્યું છે.

ચાલુ સદીમાં, છેલ્લાં પચ્ચીસ વર્ષમાં જ્ઞાતિપત્રો કાઢવાના પ્રયાસો એક કરતાં વધારે વખત થયા છે. દરેક પ્રયાસો સમાજ ઉપર અસર કરી છે જ. આ પ્રગતિમાન યુગમાં આવા પ્રયાસની જરૂર છે એમ હું માનું છું. તેથી મેં આ પ્રયાસ આદર્યો છે. તેનાથી સમાજની શું સેવા થશે, શું પ્રગતિ સધાશે, અને ક્યાં સુધી ટકશે, એનો નિર્ણય ભવિષ્યની પેઢી કરશે. હાલ તો 'ફળનો વિચાર-આશા કર્યા સિવાય કર્મ-ધર્મ કરવું' એ મહાન સૂત્રનો આશ્રય લઈને આ પગલું ભરું છું.

અમદાવાદમાં ચાલતી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળની બોર્ડિંગમાં આજથી કેટલાંક વર્ષ પૂર્વે 'ચેતન' નામનું હસ્તલિખિત દેત્રોજવાળા શ્રી મગનલાલ રણછોડદાસે શરૂ કરેલું અને હાલ પણ ચાચરાવાડી વાસણાવાળા ભાઈ નાથાલાલ નારણભાઈ દેસાઈ (પ્રિવીયસ ક્લાસ) ચલાવે છે. હું તે જ બોર્ડિંગનો છાત્ર હોઈ 'ચેતન' તરફ મમતા ધરાવું છું. આજે તે જ 'ચેતન'ને નાના સ્વરૂપમાંથી મોટા સ્વરૂપે સમાજ સમક્ષ મૂકી બોર્ડિંગ તેમજ મહામંડળ પ્રત્યેનું મારું ધર્મઋણ કંઈક અદા કરું છું. અત્યાર સુધી ચેતન વિદ્યાર્થીઓનું હતું, હવેથી સમસ્ત ન્યાતનું થાય છે. એકનું નહિ, પણ અનેકનું થાય છે. વિદ્યાર્થીનું હતું તે મટી સમાજનું, તેના અંગોનું તેના રિવાજોનું અને તેના સંસ્કારોનું પત્ર થાય છે.

જ્ઞાતિમાં ચાલતું એક પત્ર બંધ થતા તેના સ્થાને 'ચેતન' ને પ્રગટ કરવાની પ્રેરણા માટે ચરોતરની અગ્રગણ્ય લેઉવા પાટીદાર કોમમાં અતિ આદર પામેલા 'પાટીદાર'ના તંત્રી શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલનો હું ઋણી છું. 'પાટીદાર'ની ઢબે સામાજિક

અને ખેતીના પ્રશ્નોની રસભરી ચર્ચા કરવાનું. બનતા બનાવોની નિષ્પક્ષપાત છતાં સંયમો અને મીઠી નોંધ લેવાનું. ઉન્નતિ થાય તેવા સુધારાને ઉત્તેજન આપવાનું. હાનિકારક રિવાજોને તોડવાનું અને આપણને ઉપયોગી થાય એવું સાહિત્ય પ્રગટ કરવાનું કાર્ય એ 'ચેતન'નું લક્ષ્યબિંદુ રહેશે.

ટૂંકમાં સમાજને લાભ કરે તેવી દરેક માનસિક, આર્થિક, નૈતિક, શારીરિક, ખેતી અને સંસારસુધારણા દિશામાં પોતાનું બનતું કરશે.

આપ યુવાન હો કે વૃદ્ધ હો, ખેડૂત હો કે વેપારી હો, શિક્ષિત હો કે અશિક્ષિત હો, શેઠ હો કે નોકર હો, તવંગર હો કે સામાન્ય સ્થિતિના હો, તોપણ આપનો સહકાર ચાહું છું. ચેતનને અથઇતિ વાંચી જજો. સારા અંશોને ઉત્તેજન આપજો. દોષો અને તુટિઓ મને જણાવજો. જો આપનો અંતરઆત્મા સંતોષાય અને ચેતનથી સમાજને કાંઈ લાભ થશે જ એમ સાક્ષી પૂરે તો 'ચેતન'ના ગ્રાહક, લેખક અને સહાયક થજો.

નફા માટે નહિ પણ સેવા માટે 'ચેતન'ના જન્મ થાયછે. હું લેખક નથી. પ્રખર સમાજસુધારક નથી, તેમજ લક્ષ્મીનંદન નથી... તો વિદ્વાન બંધુઓને, લેખકોને, વિચારકોને અને લક્ષ્મીનંદનોને પોતાનો સહકાર આપવા નમ્રભાવે વિનવું છું.[૧૭]

છેવટમાં 'ચેતન'થી જ્ઞાતિમાં ચેતન આવે અને ફૂલ નહિ તો ફૂલની પાંખડી જેટલી પણ જ્ઞાતિગંગાની સેવા થાય એવી... પ્રાર્થના કરતો વિરમું છું.

'અસત્યે માંહેથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા.'

૧૯૨૭, અમદાવાદ સેવક

**પટેલ બબાભાઈ રા.**

૧૯૩૭ 'પટેલ' માસિકે અમદાવાદમાં જન્મ લીધો. તેના તંત્રી શ્રી મગનલાલ રણછોડલાલ પટેલ હતા. એક પર બીજી સ્ત્રી કરવાનો રિવાજ, દહેજ, છૂટાછેડા કજોડા પર તીખી ભાષામાં આકરાં લખાણો લખી કુલીનશાહીના દંભને ખુલ્લો પાડ્યો. ગાંધીજીના ફોટાઓ પણ છાપવાના શરૂ થયા. ગાંધીવાદી લખાણો પણ તેમાં આવતાં. ત્રણ વર્ષનું અલ્પઆયુષ્ય ભોગવી તે બંધ પડ્યું. 'શેકાતા તવા પર'નું ચોંટદાર લખાણ નામના ઉલ્લેખો સાથે બહાર પડતું. પટેલના આઠિયાઓની કુલીનશાહી સામેનું એ જેહાદી મુખપત્ર હતું. જે 'સ્ત્રીમુક્તિ'નો અવાજ રજુ કરતું હતું. આ જ નામથી મુંબઈમાં શ્રી મહિપતભાઈ પટેલ માસિક ચલાવતા હતા. તેમાં પણ પાટીદાર પરિષદોની માહિતીઓ અપાતી હતી. 'પટેલ'નું વાર્ષિક લવાજમ દોઢ રૂપિયો અને છૂટક નકલના અડી આના હતા. આ બધાં જ માસિકો તેમના ઉદેશ્યોમાં સફળ થયાં હતાં.

ઉપર્યુક્ત માસિકો બંધ પડવા પાછળનાં મહદ્ કારણોમાં ગ્રાહક સંખ્યાનો અભાવ, વાચનની ઓછી અભિરુચિ, શિક્ષણનો અભાવ તથા આર્થિકતાને જવાબદાર લેખી શકાય. તેમ છતાં આ મુખપત્રોની ગુણવત્તાની વાત કરીએ તો આજનાં આપણાં જ્ઞાતિ મુખપત્રો કરતાં લખાણોમાં છાપકામમાં તથા જોડણીશુદ્ધિમાં ચીવટવાળાં અને ચઢિયાતાં હતાં. કદાચ ગાંધીયુગનો જ એ પ્રભાવ ગણી શકાય.

આ બધું સાધ્ય થયું તેના કારણો માત્ર તંત્રીઓની નિષ્ઠા, સત્ય અને ન્યાયપ્રિયતા, જ્ઞાતિસેવાનો આદર્શ, ચારિત્ર્યનું બળ વગેરે હતાં. સર ઓલિવર લોજે સાચું જ કહ્યું છે કે, 'પૂરતાં કારણો વગર બનાવ બનતા નથી અને જેટલે દરજ્જે પ્રતિનિધિઓ, વહીવટ કરનારાઓ અથવા ટ્રસ્ટીઓ આરામ લીધા કરે છે, ત્યાં સુધી સંભવિત જણાતા સુધારા પણ થઈ શકતા નથી. પ્રભુ દ્વારા તથા પ્રભુ તરફથી આપણે કાંઈ કરતાં હોઈએ એમ સમજવું જોઈએ. કેટલીક થોડી બાબતમાં પણ આપણી સારી નિષ્ઠાતાથી સેવાધર્મ સ્વીકારવો જોઈએ.'

## લેઉવા પાટીદાર સમાજનાં મુખપત્રો

લેઉવા પાટીદાર સમાજનાં મુખપત્રોએ પણ સમાજ ઉત્થાનમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો, એટલું જ નહિ પણ સમાજના નવઘડતરમાં તે ઘણાં સફળ થયાં હતાં. જોકે દહેજપ્રથા નાબૂદ કરી શક્યા નહિ અને દૂધપીતીનો ચાલ બંધ કરવામાં તો રાવબહાદુર બેચરદાસ લસ્કરીના પુરુષાર્થથી અમલમાં આવેલો ૧૮૭૦નો એક્ટ અસરકારક નીવડ્યો હતો. 'પટેલબંધુ', 'કડવા વિજય' કરતાં એકાદ વર્ષ નાનું હતું, પણ પ્રગતિની બાબતમાં તે ઘણું આગળ નીકલી ગયું હતું. તેના તંત્રી તરીકે કુંવરશીભાઈ વિ. મહેતા હતા. તેઓ પૂર્ણ રીતે રાષ્ટ્રીય રંગે રંગાયેલા હતા અને બારડોલી સત્યાગ્રહથી માંડી અનેક સત્યાગ્રહો અને રાષ્ટ્રીય ચળવળોમાં તેઓએ ભાગ લીધો હતો. 'પટેલબંધુ'માં દરેક જ્ઞાતિની કોન્ફરન્સની માહિતી આપવામાં આવતી. તેમજ વિદેશમાં વસવાટ કરતા નાગરિકો અને તેમનું સંગઠન તેમજ તેમની પ્રવૃત્તિઓના અહેવાલો પણ પણ આપવામાં આવતા. ક. પા. શુભેચ્છક સમાજ ઉંમરમાં પાટીદાર પરિષદ કરતાં મોટો. તેને ઘણી પરિષદો ભરી પણ પાટીદાર પરિષદની અલ્પ બેઠકોમાં જેટલું કામ થયું, તેટલું કામ તે કરી શક્યો નહિ. પટેલબંધુમાં સુધારાઓ, કન્યાકેળવણી, વિદેશી શિક્ષણ, પાટીદાર પરિષદો - કડવા-લેઉવા સંબંધો, પાટીદારોની ઉત્પત્તિ, પાટીદારોની સિદ્ધિઓ વગેરેની ચર્ચાઓ ઉપરાંત લેઉવા પાટીદારના પદવીધરો, કડવા જ્ઞાતિના પદવીધરોની માહિતી, પુસ્તક પ્રકાશનના અભિપ્રાયો વગેરેની માહિતી, ઉપરાંત અખિલ ભારતીય કૂર્મી મહામંડળ સંઘના અહેવાલો પણ છપાતા. 'પટેલબંધુ' સૂરતથી પાટીદાર આશ્રમમાંથી પ્રગટ થતું હતું.

આજ સમાજનું બીજું ધ્યાન ખેંચે તેવું ધારદાર 'પાટીદાર' મુખપત્ર ખૂબ પ્રશંસા પામ્યું હતું. જેમાં સરદાર પટેલ, દરબાર ગોપાળદાસ તેમજ નરસિંહભાઈ ઈશ્વરભાઈ અને મોતીભાઈ અમીન વિગતે ચર્ચાઓ કરતા હતા. આ મુખપત્રના તંત્રી હતા. નરસિંહભાઈ ઇ. પટેલ પોતે જર્મન તથા બંગાળી ભાષાનું જ્ઞાન ધરાવતા હોવાતી રવીન્દ્રનાથ ટાગોર તેમજ અન્ય બંગાળી લેખકોની વાર્તાઓ, કવિતાઓ પણ આમાં છપાતી. 'લગ્નપ્રપંચ' તેમનું ધારદાર લખાણ હતું, જે પાછળથી પુસ્તક સ્વરૂપે પ્રગટ થયું હતું. આ 'પાટીદાર' પત્રે સ્ત્રી-જાગૃતિ માટે ભારે જેહાદ ઉપાડી હતી. નરસિંહભાઈ સ્ત્રી-મુક્તિ અને સ્ત્રી-સ્વાતંત્ર્યવાદના હિમાયતી હતા. 'પાટીદાર'માં મણિબહેન પટેલ તેમજ ભક્તિબા દેસાઈના પ્રમુખપદે મળેલી ભગિની સમાજની પરિષદોના સુંદર

અહેવાલો છાપ્યા છે. નરસિંહભાઈ પટેલ, ક્રાંતિકારી હતા. તેઓ શાંતિનિકેતનમાં અધ્યાપક પણ રહ્યા હતા. કિશોરલાલ મશરૂવાળાએ ગાંધી પછીના બીજા સ્ત્રીઓના વકીલ તરીકે ઓળખાવ્યા છે.

'પટેલબંધુ' અને 'પાટીદારે' આ સમાજની ઘણાં લાંબા સમય સુધી સેવાઓ બજાવી હતી. તેમાં પાટીદારોના કુરિવાજોની ભારે ટીકાઓ કરવામાં આવતી. કુલીનશાહી અને દેસાઈપદોની, સ્ત્રીઓની સ્થિતિ, લાજ-રિવાજ, કારજ, લગ્નખર્ચાઓ, બાળલગ્નો જેવા કુરિવાજો સામે જેહાદ જગાડી, વલણ રાષ્ટ્રીયતા તરફનું ઘણું, બંને રાષ્ટ્રવાદના રંગે રંગાયેલા હોવાથી આ મુખપત્રોએ ક્યારેય સંકુચિત વલણ અખત્યાર કર્યું ન હતું. વિધવા અને ત્યકતાના સ્થાન વિશે અને તેમના પર થતા જુલમોની ચર્ચા વિસ્તૃત થતી હતી.

શ્રી નરસિંહભાઈએ 'વિલિયમ ટેલ' અને 'ઈશ્વરનો ઈનકાર' નામના પુસ્તકો લખ્યાં હતાં. કડવા પાટીદાર આશ્રમના અહેવાલો પણ સંપૂર્ણ રીતે છપાતા હતા. શ્રી કુંવરજી મહેતા કડી કડવા પાટીદાર આશ્રમના પ્રશંસક હતા. તેની પ્રવૃત્તિનું ગૌરવ લેતા હતા. પાટીદાર પરિષદોમાં કડવા-લેઉવા હાજરી આપતા. કડવા-લેઉવા એક જ મા-બાપનાં સંતાન છે તેવું વારંવાર શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી સરદાર પટેલ, શ્રી મોતીભાઈ અમીન, શ્રી મગનભાઈ બાર-એટ-લૉ અને શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ - રાજરત્ન કહેતા હતા.) ગાયકવાડે 'પાટીદાર એકીકરણ' નામનું પુસ્તક એક સમિતિ દ્વારા પ્રગટ કરાવ્યું હતું. તેમાં બે જ બાબતમાં કડવા પાટીદારો, લેઉવા પાટીદારો કરતાં જુદા પડતા હતા. એક તો દશવર્ષીય લગ્ન (બાંધ્યા વિવાહ), બીજું પુર્નલગ્ન. લેઉવા પુર્નલગ્ન કરતા નહિ, એટલે તે સમાજમાં વિધવાનો પ્રશ્ન ચર્ચાસ્પદ બનેલો. આ મુખપત્રોએ કડવા પાટીદારનાં છૂટાં લગ્નોના પ્રશ્નમાં મદદ કરી હતી અને સુધારકોનો પક્ષ લઈ લખાણો પણ લખતા હતા. સામે પક્ષે કડવા જ્ઞાતિમુખપત્રો વિધવાનું સામાજિક સ્થાન પ્રતિસ્થાપિત કરવા મથતાં હતાં.

લેઉવા પાટીદારનાં મુખપત્રો ઝડપી ફેલાવો અને વિકાસ કરી શક્યાં તેના મૂળમાં તેમનામાં ભણતરનું પ્રમાણ વધારે હતું. બીજું, લેઉવા સુખી સંપન્ન હોવાથી આર્થિક મદદ પણ તે મુખપત્રોને મળતી હતી. જ્યારે તેની સરખામણીમાં કડવા પાટીદાર મુખપત્રો માત્ર લવાજમની આવક પર નિર્ભર હતાં. છતાં તેઓએ પોતાનું ખમીર જાળવી રાખ્યું અને સુધારાની દિશામાં ધાર્યું પરિણામ લાવી બતાવ્યું.

આજે તો કડવા લેઉવા જ નહિ પણ સમગ્ર ભારત અને વિદેશમાં વસતા પાટીદારના રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પાટીદારોનાં સંગઠનો શરૂ થયા છે અને પાટીદારો રાષ્ટ્રીય એકતામાં પાટીદારની એકતાનો મંત્ર સમજતા થયા છે. આંતરરાષ્ટ્રીય પાટીદાર પરિષદ પણ ભરાઈ ગઈ. બીજી પરિષદ બોલાવવાની હિલચાલ ચાલી રહી છે. તેનો નિર્ણય ઊંઝા-શ્રી ઉમિયા માતાજી સંસ્થાનમાં લેવાયો હતો. જ્યાં મધ્યપ્રદેશ અને રાજસ્થાનના પાટીદારો હાજર હતા. મહારાષ્ટ્ર પણ તેમાં ભળવાની

તૈયારીમાં છે. ટૂંક સમયમાં ઉજ્જૈન કે ઇન્દૌરમાં આ પરિષદ મળે તો નવાઈ નહીં.

કડવા પાટીદાર શુભેચ્છક સમાજ કે પાટીદાર પરિષદના સંમેલનમાં બંને જ્ઞાતિના પ્રતિષ્ઠિત વ્યક્તિઓને આમંત્રણ મળતાં હતાં. બ્રિટિશ રાજ્યમાં લેઉવા પાટીદારો સારી પદવીઓ ધરાવતા હતા, ત્યારે કડવા પાટીદારોનો વિકાસ દેશી રજવાડાઓમાં રુંધાઈ ગયો હતો. કડવા પાટીદાર શુભેચ્છક સમાજમાં તોરણાની બેઠકમાં શ્રી વલ્લભભાઈ પટેલ, કડી બેઠકમાં દરબાર ગોપાળદાસ દેસાઈ અને અન્ય બેઠકમાં શ્રી મગનભાઈ બાર-એટલ-લૉએ અને મુંબઈની બેઠકમાં ઉદ્યોગપતિ નરોત્તમભાઈ પટેલે હાજરી આપી હતી. 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિનો ઈતિહાસ' પુરુષોત્તમ પરીખકૃત તેનો અભિપ્રાય પણ કુંવરજીભાઈ મહેતાએ 'પટેલબંધુ'માં સુંદર આપ્યો હતો. કડી પ્રાંત ખેડૂત-સંમેલન અને મહેસાણા પ્રાંત ખેડૂત સંઘના સ્થાપક કડી પ્રાંતના શહેર સુબા શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ હતા.

આમ, તે સમયનાં મુખપત્રોમાં કડવા-લેઉવાના ભેદની કોઈ વાત જોવા મળતી નથી. બને તેટલા સંપ અને સંગઠન માટેનાં જ પ્રયાસો હતા. આજની પરિસ્થિતિમાં આપણી બંને કોમનાં મુખપત્રો પુનઃ રાજકીય ચેતના લાવવા વિચારે તો ગુજરાતના પાટીદારોનું સ્થાન-પ્રગતિ અને પરિવર્તનમાં ઘણુંબધું થઈ શકે.

લેઉવા પાટીદારનો જથ્થો, સૌરાષ્ટ્ર, ખેડા, દહેગામ, ઉત્તર ગુજરાતનાં થોડાં ગામ અને ભરૂચ તરફનાં પ્રદેશ ગણાવી શકાય. પણ આ બધામાં જુદા જુદા રિવાજો પ્રવર્તે છે. ચરોતરમાં વસતા પાટીદારો સામાન્ય રીતે ત્રણ, છ, તેર અને છપ્પના જૂથમાં જ પોતાના વહેવારો ચલાવે છે. કડવા-લેઉવાઓમાં રોટી-વહેવાર તો હતો જ. ઘણાં વર્ષો પૂર્વે બેટીવ્યવહાર પણ હતો, છતાં કાળક્રમે આર્થિક સમૃદ્ધિ અને ભણતરે તે જુદો પાડ્યો એમ માની શકાય. આજે પુનઃ બેટીવ્યવહાર ચાલે છે. પણ ટકાવારી ઘણી નહિવત્ છે. શ્રી કુંવરજી મહેતા, શ્રી નરસિંહભાઈ, શ્રી વલ્લભભાઈ, શ્રી ગોવિંદભાઈ અને દરબાર ગોપાળદાસ હંમેશાં પોતાનાં લખાણોમાં અને ભાષણોમાં એમ કહેતા, 'અમે તમારા માંહ્યલા છીએ.'

'પટેલબંધુ' અને 'પાટીદાર' તેમજ 'પાટીદાર પ્રગતિ' અસરકારક મુખપત્રો નીવડ્યાં હતાં પણ હાલના સંજોગોમાં કોઈ ધારદાર મુખપત્ર હોય તેવું મારી જાણમાં નથી, કારણ તેનું પ્રકાશન પ્રદેશ પ્રમાણે થવા લાગ્યું. આઝાદી પૂર્વેનાં મહત્ત્વનાં મુખપત્રો નીચે મુજબનાં ગણાવી શકાય :

(૧) પાટીદાર હિતેચ્છુ ૧૯૦૮ વાંઝુ
(૨) પટેલ બંધુ ૧૯૦૯ સૂરત
(૩) પાટીદાર પત્રિકા ૧૯૨૨ આણંદ
(૪) પાટીદાર ૧૯૨૩ આણંદ
(૫) કન્યા વેન્ગાર્ડ ૧૯૩૧ દક્ષિણ આફ્રિકા
(૬) પટેલ પત્રિકા ૧૯૪૦ અમદાવાદ

| | | |
|---|---|---|
| (૭) પાટીદાર પ્રગતિ | ૧૯૪૧ | અમદાવાદ (આ મુખપત્ર ઉત્તર ગુજરાતના સંડેર, બાલીસણા-વાલમ, મણુંદ વગેરેમાં વસતા લેઉવા પાટીદારોના કુરિવાજો તરફ ધ્યાન દોરતું હતું.) |
| (૮) પટેલ ગૌરવ | ૧૯૪૭ | અમદાવાદ |
| (૯) પાટીદાર સમાજ | ૧૯૪૭ | આણંદ |
| (૧૦) પાટીદાર મિત્ર | ૧૯૪૭ | મુંબઈ |
| (૧૧) પાટીદાર બંધુ | ૧૯૪૭ | અમદાવાદ |
| (૧૨) પાટીદાર | ૧૯૫૩ | કડવા (લેઉવા સંયુક્ત) |
| (૧૩) પટેલ | ૧૯૮૩ | (કડવા-લેઉવા) |

આ ઉપરાંત, પટેલમિત્ર, પાટીદાર યુવક પટણી લેઉવા હિતેચ્છુ, પાટીદાર નવયુગ, પાટીદાર જગત, પાટીદાર સૌરભ વગેરે મુખપત્રો પ્રગટ થતાં હતાં, પણ આ બધાં અલ્પઆયુ ભોગવી અદશ્ય થઈ ગયાં. આજે આમાંનું એક પણ માસિક ચાલુ નથી. અલબત્ત નવા સ્વરૂપે નવાં માસિકો પ્રગટ થાય છે અને તે લેઉવા પાટીદાર સમાજના પ્રશ્નોને વાચા આપે છે. કડવા પાટીદારનું મુખપત્ર 'ધરતી' આજે લાંબામાં લાંબુ આયુષ્ય ધરાવે છે. પાટીદાર સંદેશ, પાટીદાર સૌરભ, જય ઉમિયા, ઉમાવાણી, ઉમિયા પરિવાર અને ઉમિયા દર્શન જેવાં સામયિકો પ્રગટ થાય છે. શ્રી જયંતિભાઈ પટેલ દ્વારા પ્રગટ થતું 'ઉમિયા દર્શન' ભારતભરના કુર્મીઓની ગતિવિધિની માહિતી આપે છે અને તે પણ હિન્દીમાં. (નખત્રાણાથી નીતાબહેન પટેલના તંત્રીપણા નીચે પ્રગટ થતા 'પાટીદાર સૌરભે' સતપંથી અને સનાતનીઓ વચ્ચેનો પ્રશ્ન ચર્ચાયો અને અઢારમી કલમ નાબુદ કરવાની માગણી કરી છે.) શ્રી કાનજીકાકા દ્વારા બોલાવવામાં આવેલ ધર્મપરિષદની પણ બધા માસિકોએ નોંધ લીધી છે. ઉમાવાણી સૂરતથી પ્રગટ થાય છે. તેના તંત્રી તરીકે શ્રી નટુભાઈ અને શાંતિભાઈ સેવાઓ આપે છે. પત્રકારત્વનો પાયો નાખનાર બાજીભાઈ પટેલ હતા.

શ્રી અંબાલાલ પટેલે 'કેન્યા-વેન્ગાર્ડ' નામે અંગ્રેજી ગુજરાતી સાપ્તાહિક શરુ કર્યું. તેનું નામ બદલીને 'ઇન્ડિયન વોઈસ' રાખ્યું અને સાપ્તાહિકમાંથી દૈનિક બનાવ્યું. તે ૧૯૩૩માં બંધ થયું અને શ્રી અંબાલાલ પટેલે મોમ્બાસાથી એ જ વર્ષમાં શરુ થતા 'કોસ્ટ ગાર્ડિયન' નામના નવા અખબારના ગુજરાતી વિભાગનું સંચાલન કરવાનું સ્વીકાર્યું. આ ઉપરાંત 'ટાંગાનિકા ઓપીનિયન', 'ટાંગાનિકા હેરલ્ડ' ઝાંઝીબારથી 'ઝાંઝીબાર સમાચાર' દૈનિકો નીકળતાં તે ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં નીકળતાં. તેમાં ચરોતરના પટેલોના અહેવાલો અને વિગતો છપાતી હતી. નેરોબીમાં સૌપ્રથમ મકાન બાંધનાર ચરોતરના કરમસદ ગામના પાટીદાર હતા. જેમ શ્રી નરસિંહભાઈના 'પાટીદાર'માં સ્ટીમરની ટીકીટના દરો છપાતા તેમ તે પત્રોમાં પણ એ વિગતો

આવતી. શ્રી નરસિંહભાઈ પટેલના 'આફ્રિકાના પત્રો' નામનું પુસ્તક ૧૯૩૧માં પ્રગટ થયું તે આફ્રિકાની સુંદર માહિતી આપે છે. શ્રી કુંવરજી મહેતા પાટીદાર આશ્રમ માટે અને પાટીદાર સંગઠન માટે આફ્રિકાના તેમજ રંગુન-બર્માના પ્રવાસે ગયેલા તેની વિગતો પણ છાપતા. રાષ્ટ્રીય ચળવળની વિગતો પણ છપાતી. યુ.કે., અમેરિકા અને આફ્રિકામાંથી પ્રગટ થતા દૈનિકોમાં શ્રી સી. બી. પટેલ, શ્રી ચીમનભાઈ સાથી અને કૌશિક અમીન મોખરે છે. દૈનિક વર્તમાનપત્રોમાં 'સંદેશ' અને 'નયા પડકાર'ના માલિકો પાટીદારો છે. 'સંદેશ' ઘણું જૂનું વર્તમાનપત્ર છે. સ્વ. ચીમનભાઈ સોમાભાઈ પટેલે તેને અખબારનાં ઇતિહાસમાં આગવું સ્થાન અપાવ્યું હતું. હાલ શ્રી ફાલ્ગુનભાઈ પટેલ તેના તંત્રી તરીકે બાગડોર સંભાળે છે. 'નયા પડકાર' આણંદથી પ્રગટ થાય છે. ખેડાનું લોકપ્રિય દૈનિક છે. તેના માલિક-તંત્રી શ્રી ચીમનભાઈ સાથી છે. 'સ્ત્રી' નામનું સાપ્તાહિક શ્રી લીલાબહેન પટેલ દ્વારા પ્રકાશિત થાય છે.

કવિ દલપતરામે આપેલી શિખામણ દરેક તંત્રી યાદ રાખશે, તો જ્ઞાતિ, સમાજ અને દેશને ઘણો લાભ થશે.

'ન લખીશ નીતિ તલમાત્ર તજી,
ન લખીશ શબ્દ દિલ દ્વેષ સજી;
ન લખીશ જુક્તિ કરી જૂઠ જરી,
ન લખીશ ધર્મ નિજ દૂર કરી,
લખ સત્ય કૃત્ય હરિનાં હરખી,
લખ પુણ્યકામ જનનાં પરખી,
લખ દેશ કાજ ઉપદેશ ઘણો,
લખ સંપ થાય જન્મ જાત તણો.

**ગીતવૃત્ત**

ફટ દઈ પડજો ફાટી, જનેતા જગમાં કપૂત જણનારી,
તેમજ જજો તૂટી, લખતાં લેખણ અનીતિ લખનારી.

દલપતરામે આ કાવ્ય દ્વારા લેખકોએ કેવી આચારસંહિતા પાળવી જોઈએ તેનું સૂચન કર્યું છે.

# સંદર્ભ-સૂચી


1. D. S. Mehta, Mass Commnication and Journalism in India, New Delhi 1979. For more details, see India Journalism by Natrajan, Calcutta.
૨. 'વિજય', 'હાલનાં ગુજરાતી પત્રો' ૧૯૦૫ પુસ્તક-૩જું, અંક-૧૫, પૃ. ૨૧૯-૨૨૪.
૩. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ [ વિભાગ-૧ (અમદાવાદ, ૧૯૯૩) પૃ. ૫
૪. એક પારસી, શે સટ્ટાની તવારીખનો ઇતિહાસ, (મુંબઈ, ૧૮૬૭)

૫. વિનોદિની નીલકંઠ, 'ગુજરાતી અટકોનો ઇતિહાસ.' (અમદાવાદ, ૧૯૪૨.)
૬. રતન માર્શલ, ગુજરાતી પત્રકારત્વ, સુરત, ૧૯૬૦.
૭. સરકારશ્રીના દફતરે નોંધાયેલાં જ્ઞાતિપત્રોની યાદી પરથી તૈયાર કરેલી છે. મહારાષ્ટ્ર રાજ્ય દફતર ભંડારના સૂચિપત્ર પર તેમજ ગુજરાત વિદ્યાપીઠના સૂચિપત્રને આધારે મળેલ માહિતી.
૮. નીરા દેસાઈ, ગુજરાતમાં ઓગણીસમી સદીમાં સામાજિક પરિવર્તન (યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ, ૧૯૮૩).
૯. મંગુભાઈ પટેલ, રા. બ. બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી (૧૮૧૮-૧૮૧૯) ગુજરાતના સામાજિક ઔદ્યોગિક નેતાના જીવનવૃત્તાંતનો અભ્યાસ. પી.એચ.ડી.નો મહાનિબંધ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ ૧૯૮૫.
૧૦. કડવા વિજય, ૧૯૦૮, 'સુરત ખાતે મળેલ નાત-તંત્રીઓની સભા'.
૧૧. પટેલ કવિ જેસંગ 'પુનર્લગ્ન કરવનાર પુરુષાતની પુરુષ' (૧૮૮૧) વધુ વિગત માટે જુઓ. 'વિજયા વૈધવ્ય', દુઃખદર્શક નાટક
૧૨. પુરુષોત્તમ પરીખ, 'કડવા વિજય'ના ૧૯૦૮, ૯, ૧૦ના અંકો જુઓ.
૧૩. કવિ જેસંગ કૃત, 'જેસંગ કાવ્ય અને સુબોધ બત્રીસી', ૧૮૬૭, બાવળા.
૧૪. શ્રી મણિલાલ હાં. પટેલ. 'વિજય', ૧૯૦૨-૧૯૦૬, સુધીના અંકો.
૧૫. શ્રી પુરુષોત્તમ પરીખ, 'કડવા વિજય', ૧૯૦૭ થી ૧૯૨૮ સુધીના અંકો, વરમગામ-કડી.
૧૬. શ્રી રતનશી શિવજી પટેલ, 'પાટીદાર ઉદય', કરાંચી.
૧૭. શ્રી બબાભાઈ રા. પટેલ, 'ચેતન', ૧૯૨૮-૩૫ના અંકો, અમદાવાદ
૧૮. શ્રી મગનભાઈ ર. પટેલ, 'પટેલ', ૧૯૩૭-૩૯ના અંકો, અમદાવાદ.
૧૯. જયંતિભાઈ પટેલ, 'ઉમિયાદર્શન, ૧૯૮૮ **કડવા પાટીદાર સમાજનાં મુખપત્રો** ડૉ. મંગુભાઈ પટેલ, પાન ૨૦-૨૨, અમદાવાદ
૨૦. દલપત કાવ્ય ભા. ૧, પૃ. ૨૪
ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ, હીરાલાલ પારેખ, અમદાવાદ

## પ્રકરણ : ૫

# મુખપત્રોનું સમાજસુધારણામાં યોગદાન અને તેની અસરો

૧૯મી સદીમાં જ્ઞાતિનાં બંધનો ખૂબ જ કડક હતાં. પરિણામે હિન્દુ સમાજના એક ભાગ તરીકે પાટીદાર કોમમાં પણ જ્ઞાતિપંચોની બોલબાલા હતી. જ્ઞાતિબંધનોને કારણે કોઈ પણ જાતનું પરિવર્તન શક્ય નહોતું. તેમ છતાં બ્રિટીશ રાજ્યમાં આવેલા પ્રદેશોમાં અને દેશી રજવાડાઓનાં ક્ષેત્રોમાં નવા શિક્ષણને કારણે કેટલાંક પરિવર્તનો આવ્યાં. શિક્ષિત વર્ગમાંથી પોતપોતાની કોમ અંધશ્રદ્ધા વહેમ અને કુરિવાજોમાંથી મુક્ત થાય તે માટે જ્ઞાતિ પરિષદો, યુવક પરિષદો અને ભગિની પરિષદો જેવાં સંગઠનો ઊભા કર્યાં. આવી પ્રવૃત્તિને બળ મળે તે માટે પોતપાતની જ્ઞાતિએ જ્ઞાતિ મુખપત્રો પણ શરુ કર્યાં. ૧૮૮૩માં પાટીદાર જ્ઞાતિમાં સ્વદેશહિત વર્ધક નામનું પ્રથમ ત્રૈમાસિક જ્ઞાતિપત્ર શરુ થયું. ૧૮૮૫માં લેઉવા વિજય અસલાલીમાંથી પ્રગટ થયું. ત્યારપછી અનેક મુખપત્રોએ પોતપોતાની રીતે પોતાની જ્ઞાતિમાં ચાલતા કુરિવાજોને નાબૂદ કરવા માટે જ્ઞાતિનું મુખપત્ર શરુ કર્યું. આ જ્ઞાતિ મુખપત્રોને જ્યારે સુધારાનું આંદોલન ચલાવવાનું યોગ્ય લાગ્યું ત્યારે તેઓએ સુધારણાની ઝુંબેશ ચલાવી. આ જ્ઞાતિ મુખપત્રોનું મુખ્ય ઉદેશ સામાજિક સુધારણાનો, શિક્ષણનો ફેલાવો કરવાનો અને સમાજમાં સ્ત્રીનું સ્થાન પ્રસ્થાપિત કરવાનો હતો.

સમાજસુધારણાનું આંદોલન પૂરજોશમાં ચાલતું હતું ત્યારે ૧૯૧૫થી ગાંધીજીના નેતૃત્વ નીચે રાષ્ટ્રીય આંદોલન પણ શરુ થયું. ગાંધીજી રાષ્ટ્રીય આંદોલનની સાથે સાથે સામાજિક પરિવર્તનની વાત કરતા હતા. જ્ઞાતિ મેળાવડાઓનું પ્રમુખસ્થાન પણ લેતા. ગોંડલમાં ભરાવેલી પાટીદાર પરિષદના પ્રમુખસ્થાને ગાંધીજી આવેલા, ત્યાં તેમણે બાળલગ્ન નાબૂદ કરવાનું, દહેજ ન લેવાનું, પ્રેતભોજન ન કરવાનું અને સ્ત્રીઓને શિક્ષણ આપવાનું ભાષણ આપ્યું હતું. તે વખતથી જ્ઞાતિઓમાં મોટાભાગનાને બાળલગ્નો અને વિધવાઓનો પ્રશ્ન વધારે પજવતો હતો. એ લોકો ભેગા મળતા. એકબીજાની જ્ઞાતિને લગતા રિવાજોનો અભ્યાસ કરી જ્ઞાતિ મુખપત્રોમાં લેખો લખતા. અત્યારે એ સ્પષ્ટતા જરૂરી બને છે કે આ જ્ઞાતિ મુખપત્રોએ ક્યારેય જ્ઞાતિવાદનો પ્રચાર કર્યો નથી કે એવું સંકુચિત વલણ પણ અપનાવ્યું નથી. ૧૯૧૫માં સુરતમાં તા. ૨૯, ૩૦, ૩૧ના મે માં જ્ઞાતિપત્ર તંત્રીઓનું સંમેલન મળ્યું હતું. આ જ વખતે ગુજરાતી સાહિત્યની પાંચમી બેઠક મળી રહેલી હતી. ૧૯૧૫માં મળેલા આ સંમેલનમાં નીચેનાં જ્ઞાતિપત્રોના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા.[1]

| માસિકનું નામ | પ્રતિનિધિનું નામ |
| --- | --- |
| અઉદીચ્ય | રા. ગણપતરામ અનુપમરામ ત્રવાડી |
| પટેલબંધુ | રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા (પટેલ) |
| બ્રહ્મક્ષત્રિય (માસિક) | રા. કેશવપ્રસાદ સી. દેસાઈ |
| ભાર્ગવ (ત્રિમાસિક) | રા. કનૈયાલાલ મા. મુનશી |
| વાલ્મીક કાયસ્થ | રા. રણજીતરામ વી. મહેતા |
| ઉનેવાલ અભ્યુદય | રા. લલ્લુભાઈ શંકરભાઈ ભટ્ટ |
| કપોલ મિત્ર | રા. દુલભરામ ધ્રુવ |
| કડવા વિજય | રા. પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ |
| બ્રહ્મભટ્ટ મિત્ર | રા. રણછોડલાલ મોતીભાઈ કમોલ |
| | રા. વી. કે. ભૂતા |
| દશાલાડ પત્રિકા | રા. ચુનીલાલ ડી. નાણાવટી |
| દીગંબર જૈન | રા. મુલચંદ કે. કાપડીઆ |
| બાજ ખેડાવાલ | રા. હિંમતરામ ડી. દવે |
| અનાવીલ હિતેચ્છુ | રા. દેસાઈ ઈશ્વરભાઈ |

આ સિવાય પ્રો. બળવંતરાય ક. ઠાકોર, શ્રી હિંમતલાલ અંજારિયા, ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ (વડનગરા કણબીજ્ઞાતિનો ઇતિહાસ લખનાર), અમૃતલાલ વી. ઠક્કર, વૈકુંઠલાલ શ્રીપતરાય, ડૉ. હરિપ્રસાદ, શ્રી મણિલાલ મોહનલાલ, શ્રી નરહરિલાલ અને શ્રી જીવણલાલ ઠાકોર વગેરેએ હાજરી આપી હતી. શ્રી કેશુપ્રસાદ દેસાઈએ આ સંમેલનની આમંત્રણપત્રિકા વાંચી સંભળાવી. આ સભાના કાર્યક્રમમાં ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, રાવ બહાદુર માધવલાલ, ચીમનભાઈ હર્ષવર્ધન અને બીજા અન્ય વિદ્વાનોએ પોતપોતાની જ્ઞાતિમાં કયા સુધારા કરવા જોઈએ તે માટે અભિપ્રાયો રજૂ કર્યા હતા.

તે વખતે જે પ્રશ્નો ચર્ચાયા હતા તેમાં, ગુજરાતની જુદી જુદી જ્ઞાતિના રીતરિવાજો તથા ધારાઓનો સંગ્રહ સરકાર તરફથી બોરડોલેસાહેબની દેખરેખ નીચે ઘણા વર્ષ અગાઉ પ્રગટ કરવામાં આવ્યો છે. તેની નકલો જ્ઞાતિના માસિક પત્રોના ગ્રાહકોને વહેંચી અને ત્યારપછી આજ સુધીમાં રીતરિવાજો અને ધારાઓમાં જે જે ફેરફારો થયા હોય તે બાબત જ્ઞાતિના મત એકઠા કરવા, જેથી રિવાજોમાં સુધારા કઈ કઈ દિશામાં થઈ શકે તેમ છે અને જ્ઞાતિની સ્થિતિ કેવી છે તેનું જ્ઞાન આપણને થઈ શકશે. દરેક જ્ઞાતિના પત્રોએ સંયુક્ત રીતે એક પુસ્તક બહાર પાડવું જોઈએ. ક. મા. મુનશીએ પણ આ સંમેલનમાં ભાગ લીધો હતો. આ તંત્રીઓની મર્યાદાઓ હતી કે, જુદી જુદી જ્ઞાતિના પ્રતિનિધિઓનું સંમેલન કરવામાં દરેકે સંમતિ બતાવી પણ

સંમેલનમાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક જ્ઞાતિનો હોવાથી માસિકના તંત્રીઓ અભિપ્રાય આપી શકે નહીં. વિદ્વાનો પાસે લેખો લખાવી સારું પુસ્તક બહાર પાડવાનું પણ નક્કી થયું. આ પરિષદમાં પણ પાટીદારો હાજર હતા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા 'પટેલ બંધુ'ના તંત્રી અને પુરુષોત્તમ પરીખ, 'કડવા વિજય'ના તંત્રી, અને ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ, 'વડનગરા કણબીઓના ઇતિહાસ'ના લેખક હાજર હતા. આ હકીકત સાબિત કરે છે કે, જ્ઞાતિના ઉત્કર્ષમાં રસ લેનાર વ્યક્તિઓ જ્ઞાતિ મુખપત્રના તંત્રીઓ હતા અને તેઓ પોતાની કલમ દ્વારા સમાજસુધારણાનું કાર્ય કરવા માગતા હતા.

દેશમાં એક બાજુ સુધારણાનુ આંદોલન ચાલતું હતું, જ્યારે બીજી બાજુ ૧૯૨૧માં પૂરઝડપે રાષ્ટ્રિય આંદોલન ચાલી રહ્યું હતું. એટલું જ નહીં, પણ કેટલાક જ્ઞાતિ મુખપત્રોના માલિકો અને તંત્રીઓ રાષ્ટ્રવાદના રંગે રંગાયેલા હતા. કુંવરજી મહેતા, કલ્યાણજી મહેતા, પુરુષોત્તમ પરીખ, પુરુષોત્તમ પટેલ, મગનભાઈ શંકરભાઈ, મોતીભાઈ અમીન, નરહરીભાઈ પટેલ, પ્રત્યક્ષ રીતે રાષ્ટ્રીય આંદોલનમાં જોડાયેલા હતા. ગાંધીજીના આદર્શોની તેમના ઉપર ભારે અસર હતી. આ બધા એમ માનતા હતા કે, સામાજિક સુધારણા થાય, તો હિન્દુસ્તાનના પ્રશ્નો આપમેળે ઊકલી જાય તેમ છે. આ સમયગાળાના તમામ જ્ઞાતિમુખપત્રોએ અને તેમાંય ખાસ કરીને પાટીદાર-મુખપત્રોએ રાષ્ટ્રીય ચેતના માટે જે કામ કર્યું છે તે ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. દેશમાં જ્યારે રાષ્ટ્રીય જુવાળ જાગ્યો ત્યારે પાટીદાર મુખપત્રોએ રાષ્ટ્રીય સ્પંદનોને ઝીલ્યાં અને તેને વાચા આપી. પાટીદાર નર-નારીઓ રાષ્ટ્ર માટે જેલમાં ગયાં. પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓ મેદાનમાં આવ્યા. રાષ્ટ્રીય પ્રવૃત્તિ અને રાષ્ટ્રીય નેતાઓની નાનામાં નાની વિગતો આ મુખપત્રો આપતાં હતાં. પછી તે ટિળકની હોય કે વીર સાવરકરની હોય, ગાંધીજીનું જેલ જવાનું હોય કે સરદાર પટેલની હાકલ હોય, આમ, આ મુખપત્રોએ માત્ર જ્ઞાતિ સંકુચિતતાનું વલણ નહીં રાખતાં, બીજી જ્ઞાતિઓના પ્રશ્નો અને કુરિવાજોની માહિતી પણ છાપતાં. તેનું મુખ્ય ધ્યેય તો ભારતીય પરંપરાઓનું ઘડતર કરતાં કરતાં દેશાભિમાનનું હતું.

## કડવા પાટીદાર મુખપત્રોનું સમાજસુધારણામાં પ્રદાન

અગાઉ આપણે ચર્ચા કરી છે કે, પાટીદાર જ્ઞાતિમાં કયા કયા મુખપત્રોએ કયું કયું કાર્ય કર્યું અને તે પ્રકારના કુરિવાજ ઉપર સતત ટીકા કરી તેનું ધાર્યું પરિણામ મેળવી શક્યા.

ઈ.સ. ૧૮૮૩થી ૧૯૪૭ના સમયગાળાના માત્ર કડવા પાટીદાર જ્ઞાતિના મુખપત્રોની યાદી જોઈએ તો ખરેખર ગૌરવ થાય તેવું છે. તેમાં ખાસ કરીને સ્વદેશહિત બોધક, કડવા પાટીદાર સુધારક પત્ર, કડવા વિજય, કૃષિ વિજય, ઉમિયા વિજય, કુર્મી હિતેષી, કડવા હિતેષુ પટેલ, પાટીદાર ઉદય, ચેતન અને પાટીદાર મહત્ત્વના મુખપત્રો ગણી શકાય.

ઉપરના મુખપત્રોમાં ખાસ કરીને બાળલગ્ન, વિધવાવિવાહ અને સ્ત્રીઓના સ્થાનની તેમજ કડવા કોમના રિવાજમાં એક જ તિથિનાં લગ્ન એટલે કે દસ વર્ષીય લગ્નપદ્ધતિ સામે શરૂઆતનાં મુખપત્રોએ ભારે જેહાદ જગાવી હતી. જેના પરિણામે આ પદ્ધતિ બંધ કરવામાં આવી અને છૂટાં લગ્નો શરુ થયાં.

બાજીભાઈ અમીચંદ નામના પટેલે સૌપ્રથમ અમદાવાદમાં શીલાપ્રેસ શરૂ કર્યો. આમ પત્રકારત્વનાં બીજ 'વર્તમાન પત્ર' દ્વારા બાજીભાઈને રોપ્યા હતા. આઝાદીપૂર્વે ગુજરાતીમાં પ્રગટ થતા સ્વજ્ઞાતિનાં મુખપત્રોની સંખ્યા લગભગ ૧૮ જેટલી હતી. પરંતુ આઝાદી પછી તેની સંખ્યા ૪૦ પર પહોંચી ગઈ હતી. આ બધામાં શરુઆતનાં કેટલાંક મુખપત્રો આર્થિક કારણે, અશિક્ષિત સમાજને કારણે અને સાહિત્ય વાંચનની ઉપેક્ષાના કારણે અલ્પજીવી નીવડ્યાં હતાં. શરુઆતમાં આ પત્રોનું કાર્યક્ષેત્ર મર્યાદિત રહ્યું હતું. કારણ કે, સુધારણાનો ઝંડો પાટડી દરબાર અને પાટીદાર કોમના આગેવાનોના હાથમાં હતો એટલે તંત્રીઓને તેમનો સહકાર લેવા માટે આ મુખપત્રમાં તેમની પ્રસંશાઓ પણ કરવી પડતી તો ક્યારેક તેમનાં વર્તનોને ખુલ્લાં પણ પાડવામાં આવતાં હતાં. આ મુખપત્રોમાં મોટાભાગના ભણેલા ગણેલા યુવકો અને સુધારકો જુદા જુદા વિષયો ઉપર લેખો લખતા. કૃષિનો પ્રચાર બાળલગ્ન, જ્ઞાતિવરા, પ્રેતભોજન, સ્ત્રીઓની સ્થિતિ વગેરે વિશે ધ્યાન ખેંચ્યું. આ ઉપરાંત આ લેખો દ્વારા જીવનઘડતર થાય તેવા પણ સંસ્કારો આપવામાં આવતા હતા. મુખપત્રોના લેખકોએ સ્વભાષામાં શિક્ષણ લીધું હતું. તેમાંના કેટલાક અંગ્રેજી ભાષાનું શિક્ષણ પણ લીધું હતું. તેમાં ઘણા પ્રોફેસરો, શિક્ષકો, ન્યાયધીશો અને અન્ય અધિકારીઓ પણ હતા. તેમ છતાં જ્ઞાતિસુધારણા માટે તેઓ વિદ્વતાપૂર્ણ લેખો પણ લખતા હતા. કવિતા, લઘુનિબંધો, નાટકો, જ્ઞાતિપરિષદના હેવાલો વગેરે દ્વારા સમાજસુધારણાનો સંદેશો પ્રજા સુધી પહોંચાડવામાં આવતો. આગળ પણ આપણે ચર્ચા કરી છે કે, સમાજમાં અજ્ઞાનતા, વહેમ અને સંકુચિત માનસ પ્રવર્તતું હતું. આ બધા પ્રશ્નો સામે પાટીદાર મુખપત્રોએ જેહાદ જગાડી અને ધાર્યાં પરિણામો લાવી શક્યા. સ્ત્રીને ચાર દિવાલમાંથી બહાર કાઢવાનું કામ પણ કર્યું. સ્ત્રીઓ માટે શિખામણોના ધોધ પણ વહેતા હતા. જ્ઞાતિ પંચોના બંધારણોએ લેખિત સ્વરૂપ ધારણ કર્યું. ખેડૂત બાળાઓને કયા પ્રકારની કેળવણી આપવી તેની પણ ચર્ચાઓ વૃત્તપત્રોમાં થતી.

આરંભમાં આપણા જ્ઞાતિલેખક, કવિઓ અને સુધારકોએ યુવક મંડળો તથા શિક્ષણ સંસ્થાઓ દ્વારા સમાજનાં અંધારાં ઉલેચીને પ્રકાશ પાથરવાનું કામ કર્યું. આમ, આ જ્ઞાતિમુખપત્રોએ કેળવણીનું કામ કર્યું. બાળલગ્નો, રોવા-કૂટવાનો રિવાજ, ફટાણાં, વરઘોડા, કન્યા વિક્રય, સાટાંતેખડાં, છૂટાછેડાં, નાતરાં અને અનેક સ્ત્રીઓ રાખવાનો ચાલ વગેરેને નિર્મૂળ કરવાના પ્રયાસો હાથ ધર્યા. તેમાં તંત્રીઓને ધારી સફળતા પણ મળી. આઝાદી પછી જે કંઈ કુરિવાજો દાખલ થઈ રહ્યા છે તેને આજના તંત્રીઓ અટકાવી શકતા નથી, પરંતુ આઝાદી પૂર્વે આ બધા જ પેચીદા પ્રશ્નોનું નિવારણ આ મુખપત્રોએ કર્યું હતું.

તંત્રીઓને ધારી સફળતા પણ મળી હતી. દા.ત. વિજય, કડવા વિજય, પાટીદાર ઉદય, ચેતના અને પટેલ જેવા મુખપત્રોના અંકોનું વિશ્લેષણ કરીએ તો જણાશે કે આ બધા જ અંકોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સુધારણાની જ વાત થઈ છે. પછી તે વ્યક્તિ સુધારવાની હોય કે ગામ સુધારવાનું હોય; સમાજ સુધારવાનો હોય કે દેશ સુધારવાનો હોય; કે ખેતીવાડી સુધારવાની હોય તે વખતની બધી જ સમસ્યાઓને લોકભોગ્ય ભાષા દ્વારા લોકો સુધી પહોંચાડવાનું કાર્ય આ જ્ઞાતિપત્રોએ કર્યું હતું.

સૌપ્રથમ પાટીદારોમાં લેઉવાવિજય અને સ્વદેશહિત બોધક જેવાં જ્ઞાતિપત્રો શરૂ થયાં. તેમનો સમયગાળો કૉંગ્રેસની સ્થાપના પૂર્વેનો હતો. તે અંકોમાં ખાસ કરીને પાટીદારોની ઉત્પત્તિનો ઇતિહાસ, ખેતીવિષયક બાબતો, નીતિશિાસ્ત્ર અને બાળવિવાહના પ્રશ્નો ઉપર ચર્ચા થઈ હતી.[3] ત્યારબાદ ૧૯૦૨માં વિજય નામનું માસિક મણિલાલ દોલતરામે અમદાવાદમાંથી શરૂ કર્યું. તેનું લવાજમ માત્ર દોઢ રૂપિયો હતું. પરંતુ વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓને ફક્ત બારઆના ભરવાના હતા. આ વિજય નામનું માસિક ખાસ કરીને પાટીદારોના પ્રશ્નોની ચર્ચા કરતું હતું. તેમાં સ્વદેશ સ્રોત, સ્વદેશાભિમાન તેમજ કણબી નાતમાં દસ, બાર વર્ષે છોકરીને વળાવવામાં આવતી તેની ચર્ચા પણ આ માસિકમાં થતી હતી. ઈ.સ. ૧૯૦૫ના, ૧૯૦૬ના અને બીજા અંકોમાં જોઈએ તો વૈદિક વિષય, પરદેશી ખબરો, સ્ત્રી-પુરુષનું કર્તવ્ય, ખેડૂતોની સ્તિતિ, પુનલર્ગ્ન અને વિધવાવિવાહ, દેશની પડતી, પાટીદારની પાટી અને તુલસીદાસનું જીવનચરિત્ર, છેવટે કડવા પાટીદાર સુધારા નાટક જેવું સાહિત્ય વિજયમાં પીરસવામાં આવતું. તેના પ્રકાશક મણિલાલ દોલતરામ હતા. વિજય ઓક્ટોબર ૧૯૦૬ પુસ્તક ચારનો ત્રીજો અંક જોતાં આ માહિતી આપણને પ્રાપ્ત થાય છે. તેમાં લખ્યું છે : 'જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ.' આમ કહી રાષ્ટ્રવાદની વાત કરી છે. આમ, આ જ અંકમાં ભાદરવા મહિનામાં જેમના વરા થયા હતા અને બારમા થયા હતા તેમનાં નામો પ્રગટ થતાં. સ્ત્રીને કોઈએ કાઢી મૂકી હોય તેની વિગતો પણ છપાતી. પાટીદારની પાટીમાં પાટીદારોના અવગુણ બતાવતી દૃષ્ટાંતવાર્તા આવતી. 'કડવા પાટીદાર સુધારક નાટક' પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે લખેલું. તેમાં ખાસ કરી શિક્ષણ અને કુરિવાજોની ઝાટકણી કાઢવામાં આવતી. ૧૯૦૬નો અંક-૧૨માં જોતાં નાતરાથી સત્યનાશ કડવા પાટીદારોની સ્થિતિ અને જ્હોન મિલ્ટનનું જન્મચરિત્ર ખાસ ધ્યાન ખેંચે છે. અમદાવાદની કડવા પાટીદારની આંખ ક્યારે ઊઘડશે તે પ્રાસંગિક નોંધ ખૂબ જ ધ્યાન ખેંચે છે. નાતરામાં અને પુનર્લગ્નમાં ખૂબ તફાવત છે. નાતરાનો રિવાજ દુઃખદાયક કહેવાય. 'કડવા પાટીદાર' નામના નાટકમાં સૂત્રધાર કહેછે.

'સુધારાના હિમાયતીઓ, થઈ બની પ્રખ્યાત પૂરા
અઘટિત વર્તન કરે જ્યારે, દહે ચિત્ત મુજ તે કુડા.'

આમ, કણબી ગૃહસ્થોના મગજમાં ઠસે એવું નાટક ભજવવામાં આવતું. તે જ નાટકમાં ગંગા તથા સહેલીઓનો પ્રસંગ આવે છે.

સાહેલીઓ, સાહેલીઓ, ચાલો ચાંદનીમાં જઈએ
ચંદ્રેશ શંભુ હદે ધરીને ઉમિયાજીને વીનીએ
વ્હાલી જ્ઞાતિ આ તુને, ધન્ય ઉમિયા માત
કુધારોચ્છેદન કરી, કર સુધારા વાત.
કોડે કારગીરીએ કચડાઈ ગયા છીએ, સુધારો ક્યારે થાય,
નીરસ જીવીત અમારું, માતા કેમે કહ્યું નવ જાય.

આમ, ફૂલના દડા જોડે પરણાવવાનો રિવાજ અને કુરિવાજોનો કટાક્ષ આવાં લખાણો દ્વારા કરવામાં આવતો. દરેક જ્ઞાતિબંધુઓને ખાસ વિનંતી કરવામાં આવતી કે, જ્ઞાતિની કઢંગી રૂઢિઓ બંધ કરીને કેળવણી વધારતો વાત કરવામાં આવે. તેમાં કણબી ઇન્ફન્ટી સાઈડ ફંડની સ્કોલરશીપની માહિતી આપવામાં આવતી. આ સ્કોલરશીપ કડવા અને લેઉવા વિદ્યાર્થીઓને મળતી. પ્રથમ અંક ૧૯૦૪ના ઓગસ્ટમાં બહાર પડ્યો ત્યારે તંત્રીએ હર્ષદરાય, નારાયણ હેમચંદ્ર, રસિકલાલ મહેતા, ચુનીલાલ શાહ અને અન્ય જાણીતા લેખકોનો ખૂબ આભાર માન્યો હતો. આ લોકો પોતાના સુંદર લેખો આ માસિકમાં આપતા હતા. તેમાં સ્વદેશી હિલચાલ, કૉંગ્રેસની વાત અને સુરેન્દ્રનાથ બેનરજીની ઓળખાણ પણ આપવામાં આવી હતી. આ અંકમાં લોકોને જાણવા સારુ કલેક્ટર તરફથી ૨૩મી જાન્યુઆરી ૧૮૭૦ના એક્ટનો ગુજરાતી અનુવાદ પ્રગટ થયો હતો. તેમાં ખાસ કરી અમદાવાદ અને ખેડા જિલ્લામાં વસતા કડવા કણબી જ્ઞાતિના લગ્નના ખર્ચા કેમ ઘટાડવા તેના નિયમો બનાવેલા. કડવા પાટીદારની જ્ઞાતિને સુધારવા માટે એક ત્રીજો વાર્ષિક મેળાવડો અમદાવાદના કવિશ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીને ત્યાં સંવત ૧૯૬૩ના રોજ ભરાયો હતો. તેમાં શ્રીયુત બાપુજી જગન્નાથ, શાસ્ત્રી નાગેશ્વર, શ્રી રેવાશંકર, પ્રો. જેઠાલાલ અને મોતીલાલ વ્યાસનું ભાષણ, નારણભાઈ જોરાભાઈ, મણિલાલ દોલતરામ, જીવણલાલ અમરતલાલ, બેચરલાલ અને પ્રમુખનું ભાષણ ખૂબ જ પ્રસંશનીય હતું.

'કેટલાક લોકો આપણને મશ્કરીમાં રાભા કહે છે. પણ તેમાંયે આપતા પૂર્વજોનું નામ જોડાયેલું જણાય છે. કણબીઓનો મૂળપુરુષ રુભુ હતું. તેનો અપભ્રંશ થઈ રાભો થયું. કૂર્મી વર્માના પુત્ર રુભુના આપણે વંશજો છીએ અને ક્ષત્રિયો છીએ. આ અંકમાં પાટડીના દરબારની સહાયથી શ્રી કડવા પાટીદાર સુધારક સભાની સ્થાપના કરવામાં આવી.' તે વખતે પાટીદારમાંથી મહાત્મા થયેલા સરયુદાસનું નામ ખૂબ જાણીતું હતું. તેમણે પણ સમાજસુધારણાનું કાર્ય કર્યું તેનો ઉલ્લેખ વિજયમાં કરવામાં આવ્યો છે. અમદાવાદમાં એક કડવા પાટીદાર બોર્ડીંગ હાઉસની જરૂર છે, તેની ચર્ચા પણ આ માસિકમાં થઈ હતી. કડવા પાટીદારની કૉન્ફરન્સ ભરવાની અગત્યતા ઉપર વિજયના અંકોમાં ખૂબ જ ચર્ચા ચાલી હતી. સ્વદેશી ઉદ્યોગો ખિલવવા અને સ્વદેશ-અભિમાન કઈ રીતે વધે તે સંબંધી પણ આમાં ચર્ચાઓ થઈ હતી. કન્યા વિક્રય અને વરવિક્રય જેવો કુરિવાજ અટકાવવા કેટલાક લેખો આ અંકોમાં છપાયા હતા. કડવા પાટીદારની

બીજી જ્ઞાતિઓ કરતાં પછાતપણું હતું તેને રોકવાના પ્રયાસો આ માસિક દ્વારા કરવામાં આવ્યા હતા.

ઈ.સ. ૧૯૦૭માં લટ્ઠુ કેશવલાલ માધવલાલના અધિપતિપણા નીચે અને પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખના તંત્રીપણા નીચે 'કડવાવિજય' શરૂ થયું. તે ઘણાં વર્ષો સુધી ચાલ્યું. તેના પ્રથમ અંકમાં પહેલા પાના પર લખ્યું છે. 'જે માણસ પોતાની જ્ઞાતિનું જાનથી પણ બૂરું ઇચ્છે છે તેનું આ લોકમાં તેમજ પરલોકમાં પણ બૂરું જ થાય છે.'[૫] કડવા વિજયનો જન્મ ને જરૂરિયાત બતાવતાં તંત્રી લખે છે. 'જ્ઞાતિની એકતા સ્થાપવા માટે, હિતાહિતની ચર્ચા કરવા માટે અને ઉન્નત વિચારો જાણવા માટે આ ઉત્તમ સાધન છે. ઉત્તમ પુસ્તક મિત્રની ગરજ સારે છે. આજે બ્રાહ્મણ, વાણિયા, લુહાણા વગેરેનાં જ્ઞાતિ માસિકો ઉત્તમ સ્થિતિએ પહોંચ્યા છે, ત્યારે આપણી જ્ઞાતિમાં તેવું જોવા મળતું નથી. કડવાવિજયના અંકોમાં ખાસ કરીને પાટીદારોની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિનો ઇતિહાસ, સુધારા વિશેના વિવિધ વિચારો, શારીરિક અને માનસિક કેળવણી, ગામડાંના કણબીઓની અધમ સ્થિતિ થવાનાં કારણો, કૃષિકારો અને કૃષિશાસ્ત્ર, સ્વજ્ઞાતિમાં સુધારો કરવાનો સરળ ઇલાજ અને કૉન્ફરન્સની ખુશખબરો, ખેડૂતોની અજ્ઞાત અવસ્થા, ખેડૂતોની અજ્ઞાનતા અને દેસાઈ અમરસિંહ દ્વારા રજુ થતાં સુધારક કીર્તનો અને તે વખતના સુધારકોની નામાવલિ અને તેમના કાર્યોનું વિશ્લેષણ કરવામાં આવ્યું છે. જ્ઞાતિ કૉન્ફરન્સ અંગે ચાલતા મતભેદોને અને તેને મળેલો આવકાર અને તેની વિગતો આ વર્ષના કડવા વિજયમાં આવેલી છે. કડી પ્રાંતના ખેડૂત સમાજની રચના કરવામાં આવી તેની વિગતે ચર્ચા અને ખેડૂતોને પડતાં દુઃખોની ચર્ચા, સ્ત્રીકેળવણીની આવશ્યકતાની ચર્ચા, તેના ફાયદા અને આવી પડતી હરકતો વગેરે લેખો દ્વારા સ્ત્રી જાગૃતિ અને સમાજચેતનાનો સંદેશો ફેલાવવામાં આવતો. એક લેખમાં સ્ત્રીઓની અવદશા માટે લખ્યું છે.

> 'આનો કાંઈ વિચાર કેમ ન કરે અંધા બની લોક આ,
> કોણે બાળવિવાહના નિયમને પી ભાંગને બાંધી આ ?
> એવો કોણ બની વિચાર વણ જે ઉન્મત થે ઉચ્ચર્યો,
> હે લોકો નિજ બાળ કાળ બનીને સૌ બાળલગ્નો કરો !'

કડવા કણબીઓની નાત કાઠિયાવાડ, કચ્છમાં પણ ફેલાયેલી હતી, એટલે જ્યારે કોન્ફરન્સ ભરવામાં આવતી, ત્યારે દૂર દૂરથી પ્રતિનિધિઓ આવતા હતા. એમાં કેટલાક ઠરાવો પણ થતા. કડીપ્રાંત ખેડૂત સભાએ એવો ઠરાવ કરેલો કે ન્યાતવરા કરીશું નહીં અને ચાલીશ વર્ષના સ્ત્રી-પુરુષ પાછળ કદી પણ જમણવાર કરીશું નહીં. આપણી કોમ કેળવણીથી ઘણી પછાત છે માટે નામદાર ગાયકવાડ સરકારના ફરજિયાત કેળવણીના કાયદાને જીગરથી અભિનંદન આપે. આ માસિકમાં સુધારાની કેટલીક કવિતાઓ પણ આવતી અને પંચના આગેવાનો દ્વારા જે સુધારાઓ થતા તેની માહિતી પણ આવતી.

'પાટીદાર જાગો રે ઘોરણના ઘેરેલા,
ઘોર નિંદ્રામાં રે આવી ગઈ અંત વેળા,
રુધિર માંસ, ન મળે શરીરે, હાડપિંજરવત્ પેખું...
કુધારો કોલેરા લાગી લેવા બેઠા પ્રાણ,
બાળલગ્ન ત્રિદોષની પીડા કરવા બેઠી હાણ.

કડવા પટેલો જેને કુળદેવી માને છે તે ઉમિયામાતાનો જબરજસ્ત મેળો ભરવાની અને મેળામાં ભાગ લેવાની પણ ભલામણ કરવામાં આવતી. મેળા વખતે સુધારકો જાતજાતના વિષયો ઉપર ભાષણો આપતા. કડી પ્રાંત ખેડૂત સમાજે એવી ભલામણ કરેલી કે ખેતીકામ કરવામાં પાડાનો ઉપયોગ કરવો સારું છે. બાળલગ્ન વિશે પણ અને બ્રહ્મચર્ય વિશે અનેક વિદ્વાનોના લેખો આ માસિકમાં છપાતા. ચોરાસી તથા ઓલપાડમાં કડવા જ્ઞાતિના લાલચૂડા અને કાળા ચૂડાવાળા વસે છે તેમણે પણ જ્ઞાતિમાં મરણ પાછળ કોટો ખર્ચ કરવાના રિવાજને બંધ કરવા, બોર્ડિંગો સ્થાપવા અને કેળવણી આપવા માટે તો એક મહત્ત્વનો ઠરાવ થયો હતો કે, ઘરદીઠ ઓછામાં ઓછા રૂ. પાંચ આપવા અને તેના નિભાવ માટે હરસાલ દરેક માણસે પોતે પકવેલા અનાજના પ્રમાણમાં દર અનાજની ગાડી દીઠ પાંચ શેર અનાજ તથા કપાસના દર ભારે ચાર આનાના પ્રમાણમાં સઘળાઓએ આપવું. આ ઠરાવ પર વિરુદ્ધ મતે ખૂબ રસાકસી ચાલી પણ ઠરાવ વધુ મતે પસાર થયો. કન્યાવિક્રય નહીં કરવાનો ઠરાવ થયો. કન્યાવિક્રય અટકાવવાનો ઠરાવ થયો. સીમંત કે અધરણીનો ખર્ચ ઓછો કરવાનો ઠરાવ થયો. આમ સુરત બાજુના પટેલોએ પણ સુધારાવાદી પ્રવૃત્તિ આલેખી.

કડવા વિજયના અંક-૧૧માં કડવા પાટીદારોને સૂચના :

'કમાણી તમારી જુઓ તેને ભાળી
કરોને વરા જ્ઞાતિ તેને વિચારી
નથી પાસ નાણું, ન ખર્ચો હજારો
ચહે હિત જ્ઞાતિ, કરોને સુધારો...
હશે બીજ સારુ, થશે છોડ સારો
સડેલું હશે તો ઉગ્યાનો ન વારો
કદાપિ ઉગે ફાલ આવે નઠારો
ચહે હિત જ્ઞાતિ કરોને સુધારો.

આમ નારણદાસ જોરાભાઈ મારફતિયા દ્વારા અનેક ગીતોથી જ્ઞાતિસુધારણાની વાત સરળ ભાષામાં મૂકવામાં આવતી હતી.

કડવા વિજયના બીજા પુસ્તકમાં આ માસિકના ફેલાવા માટે થયેલા પ્રયત્નો ખેડૂત અને ખેતી, વિરમગામના કડવા પાટીદારો, પટેલોનું મહત્ત્વ અને જ્ઞાતિઓએ કરેલા સુધારાઓની વાત આ માસિકના આ અંકોમાં કરાઈ હતી. પૈસા કમાવવા પરદેશ જતા ખેડૂતોને ખાસ ચેતવણી આપવામાં આવી હતી. સ્વ-જ્ઞાતિની પ્રાંતિક-સ્થાનિક

સભાઓમાં જે સુધારાઓની વાત થઈ તેની ચર્ચા આ વર્ષના અંકોમાં કરાઈ છે. કડવા પાટીદાર હિતવર્ધક મંડળ વિરમગામમાં સ્થપાયું. તેની માહિતી પણ આપી છે. કડવા પાટીદારના લગ્નનો દિવસ કઈ રીતે નક્કી થાય છે તેની સંપૂર્ણ વિગત કડવા વિજયના પુસ્તક બીજાના દસમા અંકમાં આપવામાં આવી છે. આ ઉપરાંત કજોડાંના લેખો, જૂનાં નાટકો દ્વારા રજૂ કરીને બાળલગ્નો અટકાવવાની સારી હિલચાલ દેખાય છે. સમગ્ર ગુજરાતમાં વસતા પટેલોને જ્ઞાતિસુધારા કરવાની હિમાવત આ અંકોમાં કરવામાં આવી હતી.

૧૯૧૦ 'કડવા વિજય' પુસ્તક-૪થું, અંક-૧લામાં ખાસ કરીને અમદાવાદના દસૈયા પદ્ધતિ સુધારાના સરલ ઉપાયો, સ્ત્રીઓની સ્વતંત્રતા, ગાયકવાડ સરકારમાં પટેલોનું કર્તવ્ય અને અધિકાર તેમજ કડવા પાટીદાર શુભેચ્છક સમાજના બીજા મહોત્સવનું પૂરું ધ્યાન આપવામાં આવ્યું છે. આ પહેલાં ૧૯૦૯માં જે સમાજ મળ્યો હતો તેની વિગતો આગળના અંકોમાં આપવામાં આવી છે. આ મહોત્સવમાં સુધારકો આવીને પોતાના વિચાર રજૂ કરતા. આવા મહોત્સવો ૧૯૪૭ સુધી પદ્ધતિસર મળતા હતા. તેમાં ખાસ કરી ઉમિયામાતાજીની પ્રાર્થના, બાળલગ્નની અયોગ્યતા, કેળવણીનો પ્રચાર, વહેવારીક જ્ઞાન, શારીરિક કેળવણી, માનસિક કેળવણી અને ધાર્મિક કેળવણીને લગતી ચર્ચાઓ થતી હતી અને બાળલગ્ન નાબૂદ કરવા ગાયકવાડ સરકારને વિનંતી કરવામાં આવતી. આ મહોત્સવનો મુખ્ય હેતુ કુરિવાજ નાબૂદ કરવાનો હતો તે તેના ઠરાવોનો અભ્યાસ કરતાં આપણને માલૂમ પડે છે. આ સમય દરમ્યાન કણબી ક્ષત્રિય ઉત્પત્તિનો ઇતિહાસ પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ કડવા વિજયના તંત્રી તરફથી પ્રગટ કરવામાં આવ્યો. તેમાં સુધારાના સમરાંગણમાં જે સુધારકોએ ફાળો આપ્યો તેમની ચર્ચા અને સુધારાનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. બાળલગ્નથી થતી હાનિ તેમજ અંધશ્રદ્ધાના વિરુદ્ધમાં પણ કેટલાક લેખો પ્રગટ થયેલા જોવા મળે છે. ઊંઝાના આગેવાનો, પાટડીના આગેવાનો, વિરમગામ, ચાણસ્મા અને બાવળાના આગેવાનો ગણાતા કુલીન પાટીદારોનાં સંકુચિત માનસ પણ આ દરમ્યાનમાં પ્રગટ થયેલા લેખોમાં જોવા મળે છે. ઊંઝાના અજ્ઞાન પાટીદારો દસ વર્ષીય લગ્ન પ્રથાના હિમાયતીઓ હતા, પણ બેચરદાસ લશ્કરી જેવા સુધારકોએ તેમની સામે ઝુંબેશ ચલાવીને ઇતિહાસ સર્જ્યાં અને આ પ્રથા બંધ કરાવી. ઊંઝા અને પાટડીના દરબાર વચ્ચે તેમજ અમદાવાદના આઢિયાઓ વચ્ચે તેમજ સુધારાની બાબતમાં જે વૈચારિક મતભેદો ચાલતા હતા તેનું સમગ્ર અવલોકન આ વર્ષોમાં પ્રગટ થયેલા કડવાવિજય સચિત્ર આપવામાં આવેલું છે. 'કડવા હિતેષુ'ના તંત્રી બાળલગ્નના હિમાયતીઓ હતા અને એક જ તિથિનાં લગ્નમાં માનનારા હતા. તેઓ પાટીદાર સમાજને ગેરમાર્ગે દોરતા હતા, એટલે 'કડવા વિજયે' તેમના વિરુદ્ધમાં દાખલાદલીલો સાથે બાલલગ્નની વાતને ઉડાડી મૂકી હતી અને તેના સંકુચિત દષ્ટિકોણ વાળાઓને જાકારો આપ્યો હતો.

કડવા વિજયના સમગ્ર અંકોને જોતાં આપણને એકવસ્તુ સ્પષ્ટ થાય છે કે, તેમાં ખાસ કરીને સમાજની બેઠકો અને તે બેઠકો દ્વારા સામાજિક સુધારણાની વાત હંમેશા મહત્ત્વની ગણવામાં આવતી હતી. આ સુધારકો પણ બાળલગ્ન પ્રતિબંધક નિબંધને આવકારતા હતા. છૂટાંલગ્નના સમયમાં એટલે કે ૧૯૧૧માં છૂટાં લગ્ન વિશે અનેક અંધશ્રદ્ધાઓ શરૂ થઈ પણ તેના પ્રત્યુત્તર આપવામાં કડવા વિજય યોગ્ય પુરવાર થયું. 'માધાના પિતાનું પ્રેતભોજન' નામનું આખ્યાન અમરસિંહ દેસાઈ જ્યારે ગામડેગામડે ફરતા ત્યારે આપતા. તેની સમાજ ઉપર ભારે અસર પડતી. કડવા વિજયમાં જે પાટીદાર પરિષદો મળતી તેના અહેવાલો પણ ધ્યાન ખેંચતા. આ પરિષદોની વિશિષ્ટતા એ હતી કે, આમાં કડવા આંજણા, લેઉવા વગેરે પાટીદારો ભાગ લેતા હતા. તેના મહત્ત્વના ઠરાવોમાં કોમના વિભાગોને એકત્ર કરવા, કન્યા તથા વરવિક્રય બંધ કરવો, બાળલગ્ન અને કજોડાં અટકાવવાં, નાતવરાનું ખર્ચ કમી કરવું, કેળવણીનો વધારો કરવો અને બોર્ડિંગો ખોલવી, રોવાકૂટવાનું બંધ કરવું અને જ્ઞાતિ સુધારાઓના બીજા ઠરાવો કરવામાં આવતા અને ગામડેગામડે ખેડૂતસભાઓ સ્થાપવાની વાત કરવામાં આવતી. પાટડી દરબાર કડવા પાટીદારોના રાજવી હોવાથી તેમનો ઇતિહાસ પણ આપવામાં આવતો. સ્ત્રીકેળવણી એ નામના ૧૯૧૩ના અંકમાં ભણેલી સ્ત્રી પાસેથી શું અપેક્ષા રખાય તેનું ચિત્ર રજૂ કર્યું છે.

''સામાજિક સુધારણા, કરો ભણેલી નાર,
સુનીતિ ભક્તિ વિનયથી, સાધો પરોપકાર,
અનિષ્ટ રૂઢિઓ દૂર કરો, પાળો શુભ આચાર,
ઉજ્જવળ મન વચન કાર્યથી, પામો સુખ સંસાર.''

સ્વજ્ઞાતિ માટે અને જ્ઞાતિનાં નિરાધાર બાળકો માટે અને સુધારકોમાં આવેલી શિથિલતા વિશે પણ માસિકમાં ટકોર કરવામાં આવતી. 'માધાના પિતાનું પ્રેત ભોજન' યાને 'કારજની કહાણી' ગાયનો અને ભાષણ સાથે રજૂ કરવાથી લોકો પર સારી એવી અસર પડતી હતી. બીજું 'મહાલક્ષ્મીનું મહાકાષ્ટ' અને 'બાળલગ્નના બળાપા'માં બાળલગ્નો અનર્થ કજોડા, કન્યાવિક્રય, વરવિક્રય, બેસૂમાર ખર્ચ અને લગ્નવિધિનું ફારસ. આ આખ્યાનોમાં તેના રચયિતા અમરસિંહભાઈ દેસાઈ બહુ ભાવુક બનીને રજૂ કરતા. પાટીદારો જનોઈ ધારણ કરી શકે કે નહીં. અમદાવાદમાં મળેલી નાતજાતનાં મંડળોની મળેલી પરિષદોના ઉલ્લેખો પણ આ પત્રમાં કરવામાં આવતા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે જે બેઠકો મળી તેમાં લેઉવા અને કડવા બંધુઓને બાળલગ્નો નહીં કરવાની હિમાયત કરવામાં આવતી.

પાટીદારનો જથ્થો માત્ર ગુજરાતમાં જ હતો એવું ન હતું. પરંતુ રાજસ્થાન અને મધ્યપ્રદેશ સુધી ફેલાયેલો હતો. મધ્યપ્રદેશમાં આજે પણ ૧૪ લાખ પાટીદારો વસવાટ કરે છે અને તેમાંથી ઘણાખરા પાટીદારો ઊંઝાની ઉમિયા માતાને પોતાની કુળદેવી માને છે. એક તિથિનાં લગ્ન વખતે કડવાઓની દેવી બોલતી અને લગ્નની જે તારીખ

નક્કી થતી તેનો મધ્યપ્રદેશના પાટીદારોમાં પણ અમલ થતો. પરંતુ ગુજરાતથી આ પ્રદેશ દૂર હોવાથી આ તારીખો સચવાઈ નહીં. ગુજરાતમાંથી પુરુષોત્તમ પરીખ, રામભાઈ મિસ્ત્રી, નારણજી મિસ્ત્રી અને ચંદુલાલ મણિલાલ દેસાઈ જેવાઓએ ૧૯૦૬થી મધ્યપ્રદેશમાં વસતા પાટીદારોમાં પણ ગુજરાત જેવા કુરિવાજો હતા. તેને નાબૂદ કરવાના પ્રયાસો કર્યા. કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકમાં મધ્યપ્રદેશના પણ પ્રતિનિધિઓ ભાગ લેતા. ખાનદેશમાંથી પણ પ્રતિનિધિઓએ જે ભાગ લીધેલો તેના હેવાલો અને નિમાડમાં મળેલી સભાઓના હેવાલો અને સુધારાઓનો ઇતિહાસ કડીબદ્ધ રીતે 'કડવા વિજય' પુસ્તક ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪ અને ૧૫માં સંપૂર્ણ રીતે રજૂ થયો છે. જેના પરિણામે ઘૂમટાપ્રથા નાબૂદી, એકતિથિલગ્ન નાબૂદી, પ્રેતભોજન નાબૂદી અને બાળલગ્ન નિષેધના કાયદાઓ ઘડવામાં ઇન્દોરના મહારાજા હોલ્કર, તેમજ ગ્વાલિયરના સિન્ધિયાએ જ્ઞાતિ સુધારાઓ કરવામાં અને આ કુરિવાજો અટકાવવામાં જે રસ લીધો હતો તે કડવા વિજયના અંકોમાં શબ્દશઃ રજૂ કરવામાં આવ્યો છે. રાષ્ટ્રવાદની જે લડતો ચાલી અને બ્રિટીશ સરકાર તરફની કેટલીક વફાદારીના ઉલ્લેખો પણ આ અંકોમાં જોવા મળે છે. પુરુષોત્તમ પરીખના અવસાન બાદ કડવા વિજય પ્રગટ કરવાની જવાબદારી કડવા પાટીદાર પરિષદે લીધી અને તંત્રીપદ પુરુષોત્તમ પટેલ (દાસકાકાએ) કડીમાંથી ઉપાડ્યું. છેલ્લા અંકોમાં ખેતી વિષયક બાબતો અને પાટીદોરમાં આવેલાં પરિવર્તનો સ્પષ્ટ ખ્યાલ જોવા મળે છે. તે વખતનાં આ માસિકો સુધારાની બાબતમાં ધાર્યું પરિણામ લાવી શક્યાં હતાં પણ કુલીનોના અભિમાનને કારણે તેનું સમાજમાં પાલન થવું જોઈએ તે પૂર્ણપણે થઈ શક્યું નહીં. તેમ છતાં આજે એક તિથિનાં લગ્ન અદૃશ્ય થઈ ગયાં છે. સ્ત્રીઓ કેળવણી લેતી થઈ છે અને જ્ઞાતિપંચોએ પોતાનું વર્ચસ્વ થોડાઘણા અંશે ગુમાવ્યું છે.

'કડવા વિજય' બંધ થતાં 'ચેતન' નામનું કડવા પાટીદાર જ્ઞાતિનું માસિક પોષ ૧૯૮૩ એટલે કે ઈ.સ. ૧૯૨૭માં બાબાભાઈ રામદાસ પટેલે શરૂ કર્યું. તેઓ તેમના પ્રથમ અંકમાં લખે છે, કડવા વિજય બહાર પડતું બંધ થયું છે તેની ખોટ પૂરી પાડવા 'ચેતન' માસિક શરૂ થયું છે. આપણી જ્ઞાતિમાં અવિદ્યારૂપી અંધકાર કાઢીને જ્ઞાનનો પ્રકાશ પાડશે તેવી શુભેચ્છાઓ. તેમણે સંબોધન નામના લેખમાં પોતે જ્યારે બોર્ડિંગમાં ભણતા ત્યારે તેમના ઉપર જે અસર પડી હતી તેના દ્વારા સુધારા લાવવા માગતા હતા. સમાજને લાભ કરે તેવી માનસિક, આર્થિક, નૈતિક, શારીરિક ખેતી અને સંસારસુધારણાની દિશામાં ચેતન પોતાનું બનતું કરશે. ઉન્નતિ થાય તેવા સુધારાને ઉત્તેજન આપવાનું હાનિકારક રિવાજોને તોડવાનું અને આપણને ઉપયોગી થાય તેવું સાહિત્ય પ્રગટ કરવાનું કાર્ય એ ચેતનનું લક્ષ્યબિંદુ હતું. આ માસિકમાં સ્ત્રીઓની શોભા, આપણાં લગ્નો, માસિક અને પરિષદ જેવા સુધારાવાદી લેખો ઉપરાંત ખેતીને લગતા અને ખેતી વિષયક જ્ઞાન આપતા વૈજ્ઞાનિક ઢબે લેકો લખાતા. કડવા પાટીદાર પરિષદ, યુવક મંડળો અને કડવા પાટીદારના હિતકારક મંડલોના ઉત્સવો પણ નોંધવામાં આવતા.

બાળલગ્નના બળાપા, બાળલગ્ન પ્રતિબંધક નિબંધનો મુસદ્દો, લગ્નની પરવાનગીનો નમૂનો, પાટીદાર અને ખાદી, ઉન્નતિનો માર્ગ અને પાટીદારોનાં શરૂ થયેલાં છાત્રાલયોના અહેવાલો, 'વિદ્યા વગોવાઈ' નામના લેખમાં વર્ષ ૧લાના અંક ૧૨માં છગનલાલ પિતાંબરદાસ લખે છે કે બોર્ડિંગમાં ભણેલા ગણેલા કુમારો સ્ત્રીઓને એક પછી એક બદલવાનું શરૂ કરે છે, પરિણામે વિદ્યા વગોવાય છે.

૧૯૨૭થી ૧૯૩૭ સુધી ચેતને નિર્ભયપણે સેવા બજાવી તેમાં ઉપરોક્ત માહિતી ઉપરાંત વેઠપ્રથા, ખેડૂતોની સમસ્યા, ખેડૂત પરિષદો, પાટીદાર પરિષદો, પાટીદારોની પડતી, યુવકો અને લગ્નવિચાર તેમજ બારડોલી સત્યાગ્રહ જેવી માહિતી પણ આપવામાં આવતી. ખેતીનો ધંધો કેટલો મહત્ત્વનો છે તે સમજાવતાં લખે છે :

"કણબી પાછળ કરોડ, કણબી કોઈ કેડે નહીં,
હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહનાં."

હિન્દુ સ્ત્રીઓનું સ્થાન અત્યાર સુધી ઘરની ગુલામડી કે ચાકરડી તરીકે ગણાતું. તેમાં સુધારો કરવાની અને સ્ત્રીશિક્ષણની હિમાયત પણ ચેતન માસિકે કરી હતી.

"કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન
સ,રસ રીત તો એ છે, દો માતાને જ્ઞાન,
દો માતાને જ્ઞાન, ઉછેરે રુડી રીતે સંતાન,
ઊછરે રુડી રીતે સંતાન, હોય જો માતાઓ ગુણવાન."

આમ, આ માસિક સ્ત્રીશિક્ષણનો ફેલાવો કરતું, સંસારમાં સ્ત્રીઓનો દરજ્જો વધારતું, લાજપ્રથાનો વિરોધ કરતું, કુલિનતાની ભઠ્ઠીમાં હોમાતી નિર્દોષ બાળાઓનો પક્ષ લેતું અને કારજનો વિરોધ કરતું. આ માસિકમાં આરોગ્યને લગતા પણ કેટલાક લેખો છપાતા.

ચેતનના ૪થા પુસ્તકમાં કડવા પાટીદાર પરિષદનો અહેવાલ આપવામાં આવ્યો છે. તે પરિષદની વિશિષ્ટતા એ હતી કે, સ્ત્રીઓની પણ સભા બોલાવવામાં આવી હતી. કન્યાવિક્રયને રોકવા માટે અને તેવા પાપમાંથી મુક્ત થવા માટે ચેતનને મહત્ત્વનો ફાળો આપ્યો છે. કડવા પાટીદાર સમાજમાં આવેલો સુધારણાનો વેગ સારી રીતે રજૂ કરવામાં આવ્યો છે. કેટલાક બનાવટી સુધારકોને પણ ખુલ્લા પાડવામાં આવ્યા છે. આ દરમ્યાનમાં રાષ્ટ્રીય ચળવળ ચાલતી હતી, તેમાં પાટીદારોએ શો ભાગ ભજવ્યો, તેની પણ માહિતી આપવામાં આવી છે. કડવા પાટીદારની અટકો સ્વદેશી અને સ્વરાજ, વિધવાઓનો વિક્રય જેવા લેખો દ્વારા પણ સમાજને જાગૃત કરવામાં આવતો. ચેતન પુસ્તક ૫ અને ૬માં ખાસ કરીને કારજ પીકેટીંગ ઉપર, વ્યસનથી થતી પાયમાલી ઉપર, વરવિક્રય, રાષ્ટ્રીય આંદોલનમાં ભાગ લીધેલા પાટીદારોની યાદી, બબ્બે ઊભી હોય અને ત્રીજી ઊભી કરે તેમના કુટુંબનો ઇતિહાસ, રુઢિનું જોર, રુઢિનો ભોગ, લગ્નપ્રપંચ, ગામડાના આગેવાનો જેવા લેખો સમાજનું ધ્યાન ખેંચતા હતા. 'લગ્નપ્રપંચ' નામના લેખ દ્વારા સ્ત્રીઓને પુરુષો તરફથી જે અન્યાય થતો તેની

ચોંકાવનારી વિગતો આપી છે. જ્ઞાતિનો ગોળ ઇષ્ટ છે કે અનિષ્ટ, એક જીવતી સ્ત્રીએ બીજી સ્ત્રી કરવાના લાભાલાભ, નારીની પરાધીનતા, મનુષ્યનું કર્તવ્ય અને બોર્ડિંગના હેવાલો જેમાં ખાસ કરી અમદાવાદ, સૂરત, ભરુચ, કડી અને મહેસાણા બોર્ડિંગના હેવાલો રજુ થતા. આમ આ માસિકે એક દસકા સુધી પોતાની સેવાઓ બજાવી. ખાસ કરી કેળવણીના પ્રચારમાં અને કારજ બંધ કરવામાં ચેતને મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

'ચેતન' માસિક બંધ થતાં મગનભાઈ રણછોડભાઈ પટેલે અમદાવાદમાંથી 'પટેલ' નામનું માસિક શરૂ કર્યું. તેનો પ્રથમ અંક સંવત ૧૯૮૩માં પ્રગટ થયો. આ માસિકના પ્રથમ પાના પર કાકા કાલેલકરના શબ્દોમાં લખે છે. 'આપણા સામાજિક દોષો પાણીથી કે શબ્દોથી ધોવાય તેવા નથી. આપણા પરસેવાથી તે ધોવા પડશે અને આજે તેમ નહીં કરીએ તો કાલે લોહીથી ધોવા પડશે.' આ શબ્દોથી આપણને એ વિદિત થાય છે કે સમાજસુધારણનું કામ લોઢાના ચણા ચાવવા જેવું છે. તેમણે આ પોતાનું માસિક કડવાવિજયના સ્વર્ગસ્થ તંત્રી પુરુષોત્તમ પરીખને અર્પણ કર્યું છે. આ પરીખે 'કડવાવિજય' દ્વારા સુધારાનું આંદોલન ચલાવ્યું હતું. પટેલ માસિક ત્રણ વર્ષના અલ્પ આયુ દરમ્યાન પાટીદાર સમાજના મુખપત્રોના ઇતિહાસમાં પોતાની આગવી પ્રતિભા મૂકતું ગયું છે. 'પટેલ' માસિકના તંત્રી મગનભાઈ પોતે રાષ્ટ્રવાદના રંગે રંગાયેલા હતા, એટલું જ નહીં, પણ ગાંધીજીના આદર્શોનું જતન કરનાર હતા. આ સમયગાળામાં જે રાષ્ટ્રીય પુરુષો થઈ ગયા અને રાષ્ટ્રીય લડત ચાલી તેનો ઇતિહાસ પણ આ માસિકમાં અપાયો છે. આ માસિકે શેકાતા તવા ઉપર (એક ઉપર બીજી કરવાના રિવાજ સામે) જોસીલી કલમે લેખો લખ્યા. પોળોમાં વસતા આઢિયાઓની ઊંઘ હરામ કરી દીધી. સ્ત્રી છૂટાછેડા માગી શકે અને મિલકતમાં ભાગીદાર પણ થઈ શકે તેવા લેખો પણ લખાવા લાગ્યા. માસિક માટે નગીનભાઈ વ્રજલાલ પટેલ જેમણે નાગપુર ઝંડા સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. તે લખે છે :

"પટેલ એકનું એક પણ અભિપ્રાય જુદા જુદા, કારણ ?
મીઠું મોળું લાગશે જેનું જેવું મન."

કુળાભિમાન વિશે ગાંધીજીના વિચારો વિશે આ માસિકમાં ખૂબ ચર્ચા થતી હતી.

'પટેલ' વર્ષ રજામાં ખાસ કરીને શેકાતા તવા ઉપરાંત, ગામડા વિશે, માણસાના સત્યાગ્રહ વિશે, આભડછેટ વિશે, કડવા પાટીદાર સ્ત્રીમંડળ વિશે અને પાટડી પરિષદના અનુભવ વિશે તેમજ કડવા પાટીદાર યુવકસંઘના આવકાર વિશે ખાસ ચર્ચાઓ કરવામાં આવી હતી. આ માસિકના મોટાભાગનાં ગીતો સ્વદેશાભિમાનને લગતાં હતાં.

વર્ષ ૩જાના અંકમાં કન્યાવિક્રયનું કોસ્ટક અને પંચાતિયાનો પ્રસ્તાવો, યુવક મંડળોનું કલંક, પૈઠણ નિષેધક બિલ, મંદિરોનું ધન, ખાદીનો ભરાવો, ગામડાની હોટલો, ભણેલાનું લગ્ન નિષ્ફળ કેમ ?, સાચી સ્ત્રીકેળવણી, સંત સરયુદાસ, અને રેંટિયો શા માટે ? જેવા લેખો સમાજનું ધ્યાન દોરતા હતા. આ માસિક ઉપરાંત

'પાટીદાર ઉદય' કરાંચીથી પ્રગટ થતું હતું. આ માસિકમાં ખાસ કરીને કચ્છી પાટીદાર પરિષદો ઉપરાંત પીરાણા પંથીઓ સામેનું દારુણ ચિત્ર રજુ કર્યું હતું. નારણજી મિસ્ત્રી નામના આર્ય સમાજવાદી સમાજસુધારકે વટલાયેલા પાટીદારો પીરાણા પંથ છોડે તે માટે ઝુંબેશ ચલાવેલી તેમણે પીરાણા પીરજાદાઓ અને કાકાઓ ભોળા કણબીઓને લૂંટતા હતા તેની સામે આ માસિકે જબરજસ્ત જેહાદ જગાવી અને હિન્દુત્વને જિવાડ્યું. આ ઉપરાંત વટલાયેલા પાટીદારોને પુનઃ પાટીદાર બનાવવા માટેની પણ ચર્ચા આ માસિકમાં આવતી હતી. ઉમિયામાતા આપણી કુળદેવી છે તેની ચર્ચા પણ આ માસિકમાં આવતી. કચ્છીપટેલના ગઢેરાઓ સામે આ માસિક જેહાદ ચલાવતું.

આમ, વિજય, કડવાવિજય, કડવાહિતેષુ, પટેલ પાટીદાર ઉદય અને ચેતનને બાદ કરતાં બીજાં કડવા પાટીદાર સમાજના અન્ય મુખપત્રો અલ્પ આયુષ્ય ભોગવીને અદશ્ય થઈ ગયાં. તેમ છતાં, તેઓ પોતાના સુધારાના ઉદેશ્યનો પ્રભાવ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મૂકતાં ગયાં. શ્રી પીતાંબર પટેલે 'કિરણ' મુંબઈથી પ્રગટ કરતા તેમાં સિદ્ધપુરના મૃતક લાડવા પર ઝુંબેશ ચલાવી.

**લેઉવા પાટીદારોનાં મુખપત્રો અને સમાજસુધારણા**

લેઉવા પાટીદાર સમાજના મુખપત્રોએ પણ સમાજઉત્થાનમાં અગ્ર ભાગ ભજવ્યો. એટલું જ નહીં, પણ સમાજના નવઘડતરમાં તે ઘણાં સફળ થયાં હતાં. જોકે આ પત્રો દહેજપ્રથા નાબૂદ કરી શક્યાં નહીં. 'લેઉવા વિજય' એ લેઉવા પાટીદારોનું પ્રથમ મુખપત્ર હતું. ત્યારબાદ ૧૯૪૭ સુધીમાં પાટીદાર હિતૈષુ, પટેલ બંધુ, પાટીદાર પત્રિકા, પાટીદાર, પટેલ પત્રિકા, પાટીદાર પ્રગતિ. (ઉત્તર ગુજરાતના લેઉવા પાટીદારોનું માસિક) આ ઉપરાંત પટેલ ગૌરવ, પાટીદાર સમાજ, પાટીદાર મિત્ર, પાટીદાર બંધુ, જેવાં અનેક મુખપત્રો બહાર પડતાં હતાં.

આ સમાજનું ધ્યાન ખેંચે તેવું ધારદાર 'પાટીદાર' મુખપત્ર ખૂબ પ્રશંસા પામ્યું હતું. પટેલબંધુમાં સુધારાઓ, કન્યા કેળવણી, વિદેશી શિક્ષણ, પાટીદારની ઉત્પત્તિ અને સિદ્ધિઓ, અખિલ હિંદ કણબીસભાની માહિતી, પાટીદાર પરિષદોના હેવાલો, કડવા-લેઉવા સંબંધો, લેઉવા પાટીદારના પદવીધરો, કડવા જ્ઞાતિના પદવીધરોની માહિતી 'પટેલબંધુ'માં છપાતી. પટેલબંધુ ૧૯૦૯માં સુરતમાં પાટીદાર આશ્રમમાંથી પ્રગટ થતું હતું. તેના તંત્રી કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા હતા. આ કુંવરજી મહેતા સ્વાતંત્ર્ય સંગ્રામના પ્રખર લડવૈયા હતા.

પટેલબંધુ ૧૯૦૮થી ૧૯૩૦ સુધીના ગાળામાં સામાજિક સુધારણા ઉપરાંત રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવામાં મહત્ત્વનું પ્રદાન કર્યું છે. 'પટેલબંધુ' જ્ઞાતિવાદ ઉપર ચાલતું માસિક હતું. તેના અંકોમાંથી પ્રાપ્ત થતી માહિતીના આધારે જોઈએ તો ૧૯૧૨ના પુસ્તક ૪થાના અંક ૯માં કલ્યાણજી ૮માં અંકમાં 'સૌભાગ્યવતી વિજયાનો સંસારમાં સ્ત્રીનો દરજ્જો' મહત્ત્વનો લેખ ગણાય. આ અંકોમાં વિદ્યા અંગેના લેખો તેમજ પાટીદાર જ્ઞાતિમાં સુધારા અંગેના લેખો અને જ્ઞાતિએ કરેલા સામાજિક

સુધારાઓની માહિતી આપવામાં આવતી. ઈ.સ. ૧૯૧૩ના 'પટેલબંધુ'ના પુસ્તક-૫ના 'દિવાળીના ખાસ અંક તરીકે પ્રગટ થયો હતો. તેમાં ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈને જ્ઞાતિભૂષણ અને સાક્ષર તરીકે બિરદાવવામાં આવ્યા હતા. સૌરાષ્ટ્રમાં એકબીજાને મદદરૂપ થવાય તે અંગેનો એક ઢાલનો રિવાજ હતો તે ખાસ ધ્યાન ખેંચે તેવો છે. ઢાલના રિવાજમાં એવું હતું કે કોઈની આર્થિક મુશ્કેલી હોય તો તેને ત્યાં તેની જરૂરિયાત મુજબ વસ્તુઓની ઢાલ બાંધવામાં આવતતી હતી. આ ઉપરાંત ખેતીની બાબતમાં પણ સુધારા થાય તે હેતુથી ખેતીવિષયક સમાચાર પણ આપવામાં આવતા. કડવા પાટીદારના શુભેચ્છક સમાજો મળતા તેની માહિતી પણ આ અંકોમાં આપવામાં આવતી. ૧૯૧૫ના પટેલબંધુના અંકોમાં પાટીદાર કવિઓ વિશે અને પટેલ સોરઠના સમાજમાં જે સુધારા થયા હતા તેનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો હતો. ૧૯૧૬ના અંકોમાં એક સમાજસેવકના પત્રો પાટીદાર યુવક મંડળ, ગુજરાત કેળવણી પરિષદ જેવા લેખો પ્રગટ કરી સમાજમાં તેનો બહોળો પ્રચાર કરવામાં આવતો. પાટીદાર પરિષદોના હેવાલ ૧૯૧૭ના પુસ્તક-૯માં પ્રગટ કરવામાં આવ્યા છે. રણજીતભાઈ વાવાભાઈ મહેતાના પ્રમુખસ્થાને ચોથી પાટીદાર પરિષદ જૂનાગઢમાં મળી હતી. દશકોઈ પાટીદારોના રીતરિવાજ, ખેતીવાડી-પ્રદર્શનો અને પ્રાસંગિક નોંધો ખાસ ધ્યાન ખેંચે તેવા કહેવાય. કલ્યાણજીભાઈના સમાજસુધારાના વિચારો રણજીતભાઈએ તેમને જે પત્રો લખ્યા હતા તેમાં આપણને જોવા મળે છે. વિદેશમાં પાટીદારો જે પ્રવૃત્તિ કરતાં તેના પણ અહેવાલો આ અંકમાં પ્રગટ થયા હતા.

પાટીદારોમાં શિક્ષણનું પ્રમાણ કેટલું હતું તેના ઉલ્લેખો તેમજ ૧લી ગુજરાતી રાજકીય પરિષદ ગાંધીજીનું ભાષણ અને ખેડાના લીલા દુકાળ વિશે ખૂબ વિસ્તૃત ચર્ચા કરેલી છે. કાઠિયાવાડ પરિષદમાં ગાંધીજીએ પ્રમુખપદે જે ભાષણ આપેલું તે પટેલ કોમ માટે યાદગાર ગણાય. તે વખતે જે ઠરાવો પસાર થયા તે ખેતીવિષયક તો હતા જ. તે ઉપરાંત બાળલગ્ન અને કન્યાવિક્રય જેવા કુરિવાજો બંધ કરવાના પણ ઠરાવો થયા હતા. પ્રજામંડળ દ્વારા ગુજરાતના ખેડૂતોની શોકજનક પરિસ્થિતિ કઈ રીતે સુધારી શકાય તના ઉલ્લેખો, ઉપરાંત મગનભાઈ ચતુરભાઈ, ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ અને સોમનાથ રૂપજી દ્વારા સમાજસુધારણા માટે કેળવણીસંસ્થાઓ ખોલવાનો જે પ્રયાસ હતો તે ખરેખર પ્રસંશનીય હતો. આવા અનેક અંકોમાં હિન્દની કૉન્ફરન્સ, હિન્દની રાષ્ટ્રીય પરિષદ, ગુજરાતની રાજકીય પરિષદો, હિન્દની વ્યાપારી કૉન્ગ્રેસ, પાટીદાર પ્રકાશ, હિન્દની મુસ્લીમ પરિષદ, ખેડૂતો અને ગોંડલ સ્ટેટ, દુકાળો વિશેની માહિતી, ગામડાની સેવા કઈ રીતે થઈ શકે, સ્વદેશી ગીતો, ઇતિહાસનું શિક્ષણ, વિદ્યાદાન, ખેડૂતોનું મહત્ત્વ, બીજી રાજકીય પરિષદ તેમાં થયેલા સમાજસુધારણાને લગતા સુધારાઓ, ધારાસભાઓ બહિષ્કાર, અઘટિત લગ્નમાં અસહકાર, ચરોતરના લગ્ન ઉપર એક દૃષ્ટિપાત, ભાગબટાઈ અંગેની કવિતા, ખેડૂતનું કડવું ચિત્ર રજુ કરે છે.

ચોથી પાટીદાર પરિષદ અને બીજી કાઠિયાવાડી પરિષદ ભેગી મળી હતી. ત્યારે સ્વાગત્ગીતમાં એમ કહેવાયું હતું.

"ભલે પધાર્યા સૌ ભ્રાત, મોંઘેરા મહેમાન અમારા,
જાડા ડુંગરિયા દેશ અંધાર્યા, જાડા ખાદીના વેશ અમારા."

પટેલબંધુના ૧૯૨૪ના અંકમાં વીર સાવરકર વિશે અને બોરસદ સત્યાગ્રહ વિશેની પણ કેટલીક ચર્ચાઓ કરવામાં આવી છે. ખાસ કરીને પાટીદાર યુવક મંડળે જે કંઈ પ્રવૃત્તિઓ કરી હતી એના દેશવિદેશના સમાચારો પટેલબંધુમાં છપાતા. પ્રથમ પાટીદાર પરિષદે મરણ પાછળ શાસ્ત્ર વિરુદ્ધ, રોવાકૂટવાનો રિવાજ બંધ કરવા ભલામણ કરે છે. બાળલગ્ન પ્રતિબંધક તથા ફરજિયાત કેળવણી દાખલ કરવા માટે આ પરિષદ ગાયકવાડને ધન્યવાદ આપે છે. મરણ પાછળ ખોટા ખર્ચ બંધ કરવા ભલામણ કરે છે. કોમમાં જે વિભાગો પડી ગયા છે તેને એકત્ર કરવા અંતઃકરણથી ઇચ્છે છે. કન્યાવિક્રય તરફ આ પરિષદ ધિક્કારથી જુએ છે. વર અને કન્યામાં વર ચાર વર્ષે કન્યાથી મોટો હોવોજોઈએ."

લેઉવા પાટીદારનાં નરરત્નો, ભારતભરમાં ભરાયેલી કૂર્મી પરિષદનાં ભાષણો અને તે ભાષણમાં થયેલા ઠરાવો 'પટેલબંધુ'માં છપાતા હતા. આ અંકોમાં લેઉવા પાટીદારોની ઉત્પત્તિ અને તેમના સમાજોનું ચિત્ર અને કુરિવાજોનો ખ્યાલ સ્પષ્ટપણે આપવામાં આવતો. કડવા-લેઉવાનો ભેદ આ સામયિકમાં આપવામાં આવતો નહીં. આ સામાયિકનો મુખ્ય ઉદેશ સમાજમાં શિક્ષણ દ્વારા લોકજાગૃતિ કરવાનો હતો.

૧૯૦૯માં દુર્લભભાઈ ભગવાનભાઈ પટેલ સુરતમાંથી 'પાટીદાર હિતેચ્છુ' બહાર પાડતા હતા. તેમના પહેલા જ પાના ઉપર લખેલો દૂહો સુધારાની વાત કરે છે.

'ઉઠો પાટીદાર તમે હોંસ ધારો, કરો પ્રેમથી જ્ઞાતિ મધ્યે સુધારો,
સુધારા સુધાને જમાનો લૂંટે છે, ઉંધે જાણજો ભાગ્યદેવી રુઠે છે.'

'પાટીદાર હિતેચ્છુ' લાંબુ આયુષ્ય ભોગવી શક્યું નહીં. તેમ છતાં પાટીદાર સમાજમાં ચાલતા કુરિવાજોને ખુલ્લા પાડી તેને સુધારવા માટે જોરદાર લેખો પ્રગટ કર્યા. જ્ઞાતિસુધારો, જ્ઞાતિસમાચાર, પાટીદાર હિતોપદેશ, જ્ઞાતિના અગ્રેસરોનું કર્તવ્ય, બાળલગ્ન, વ્યસનમુક્તિ, જ્ઞાતિસુધારા, પટેલબંધુઓ જાગો અને સમાજને સુધારો, 'પાટીદાર હિતેચ્છુ'ના પ્રથમ અંકમાં જ્ઞાતિસુધારા અને કરજ વિશે વાત કરેલી છે. પાટીદારોની ચડતીપડતી, સુધારાના શત્રુ વગેરે માહિતી 'પાટીદાર હિતેચ્છુ'માં પ્રગટ થતી હતી.

'પાટીદાર' શબ્દ દ્વારા કડવા લેઉવાના ભેદ દૂર થયા હોય તેવું લાગે છે.

'પટેલબંધુ' પછી જ્ઞાતિસુધારણામાં અગ્રીમતા ધરાવતું અને નરસિંહભાઈ પટેલના તંત્રીપદે ચાલતું આ પાટીદાર ૧૯૨૩માં આણંદથી પ્રગટ થતું હતું. આ બંને સામાયિકોએ સમાજની લાંબા સમય સુધી સેવાઓ બજાવી હતી. પાટીદાર મુખપત્ર ખૂબ પ્રસંશા પામ્યું હતું અને તેના તંત્રી નરસિંહભાઈ ઇ. પટેલ જર્મન, બંગાળી, અંગ્રેજી ભાષાનું સારું એવું જ્ઞાન ધરાવતા હતા. પાટીદાર મુખપત્રમાં લેખકવૃંદમાં

સરદાર પટેલ, દરબાર ગોપાળદાસ, મોતીભાઈ અમીન, નરસિંહભાઈ પટેલ આદિને ગણાવી શકાય. નરસિંહભાઈનું 'લગ્નપ્રપંચ' નામની કટાર ધારદાર રીતે રજૂ થતી હતી. પાછળથી તે પુસ્તકરૂપે પ્રગટ થઈ. મોતીભાઈ અમીન સમાજસુધારણાના લેખો લખતા હતા. પાટીદાર પત્રે સ્ત્રીમુક્તિ અને સ્ત્રીસ્વાતંત્ર્યવાદની હિમાયત કરી હતી. પાટીદારમાં મણીબહેન અને ભક્તિબા દેસાઈ દ્વારા સ્ત્રીઉદ્ધારની પ્રવૃત્તિ મોટા પાયા ઉપર થઈ હતી. ભગિની સમાજની જે પરિષદો મળી અને સ્ત્રીઓને લગતા જે ઠરાવો થયા તે ખરેખર પ્રસંશાને પાત્ર હતા. આ મુખપત્રોએ ક્યારેય કડવા-લેઉવાની સંકુચિતતાની વાત કરી નથી. મગનભાઈ બાર-એટ-લો, ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ જેવા વિદ્વાન પુરુષોના મનનીય વિચારો પણ છાપવામાં આવતા. લેઉવા પાટીદારો આર્થિક રીતે સુખી-સંપન્ન હોવાથી તેમજ ભણતરનું પ્રમાણ વધારે હોવાથી તેમનાં મુખપત્રોનો ફેલાવો ઝડપી બન્યો હતો. પાટીદારમાં વિદેશમાં બનેલા બનાવો તેમજ સમાજમાં કુલીનો દ્વારા થતા ગુનાઓની ખાસ નોંધ લેવામાં આવતી અને કડક શબ્દોમાં તેની ટીકા કરવામાં આવતી. પાટીદારના તંત્રી ખૂબ જ બાહોશ તંત્રી હતા. કોઈની પણ સહેજ શરમમાં આવ્યા વિના જે યોગ્ય લાગે તે લખતા. લેઉવા પાટીદારોનો મોટો જથ્થો ખાસ કરીને ચરોતર પ્રદેશમાં આવેલો હતો. ૧૯૩૩માં 'ઇન્ડીયન વોઈસ' નામનું પેપર અંબાલાલ પટેલે શરુ કર્યું હતું. આ ઉપરાંત ઘણા દૈનિકો ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં નીકળતાં. તેમાં ખાસ કરીને વિદેશમાં વસતા ચરોતરના પટેલોની અને તેમના સામાજિક પ્રશ્નોની માહિતી પ્રગટ થતી હતી. વિદેશમાં વસતા પાટીદારોની માહિતી પણ તેમાં પ્રગટ થતી હતી.

'પાટીદાર'ને સૌપ્રથમ અંક ૧૯૨૪ કાર્તિક મહિનામાં બહાર પડ્યો. તેના પ્રથમ અંકમાં તંત્રીએ પાટીદાર સમાજનું ચિત્ર આપ્યું છે. તે જ્ઞાતિ ક્યાં ક્યાં ફેલાયેલી છે અને તેને પોતાની કઈ રીતે સુધારો કરવો જોઈએ, જ્ઞાતિભેદ કઈ રીતે તોડવા જોઈએ, તે 'મંગળચરણ'માં લખ્યું છે. મોતીભાઈ નરસિંહભાઈ અમીન પાટીદાર પત્રીકા નામે પાટીદાર ભાઈઓને ઉદ્દેશીને પાટીદાર જ્ઞાતિના એકડાના નામે અને પાટીદાર જ્ઞાતિના સાંસારિક રીતરિવાજોની બાબતે, જ્ઞાતિના એકડાના ફાયદા-ગેરફાયદા વિશે આ અંકમાં લખેલું છે. 'પાપ સ્વીકાર' નામનો દરબાર ગોપાળદાસનો લેખ ધ્યાન ખેંચે તેવો છે. પાટીદારની 'સર્વાંગ સુંદરતા' નામનો લેખ અને પટેલ દૂધ ડેરી સાથે જોડાયેલો હોવાથી તે અંગેના લેખો પણ ધ્યાન ખેંચે તેવા છે. લગ્નગાળામાં શું શું કરશો ? આપણો ઘરસંસાર અને નરસિંહભાઈ પટેલનો 'પાટીદારો અને કાઉન્સિલ'નો લેખ કટાક્ષ રીતે રાષ્ટ્રવાદનો પ્રચાર કરે છે. તેમાં રેંટિયાની પ્રશંસા કરતાં લખે છે.

કાઉન્સિલ માયા કુડી રે, રુડો મારો રેંટિયો હોજી,
મિલે ભવને રોળ્યો રે, તારણહારો રેંટિયા હોજી.

આ સામાયિકમાં જમીનમહેસૂલ તેમજ તે વખતે ચાલતા સત્યાગ્રહોની માહિતી પણ આપવામાં આવતી. પાટીદાર પત્રિકા દ્વારા લગ્નગાળામાં શું શું કરસો. પીરસણા

હવેથી બંધ કરશો. વડી-પાપડ આપવા લેવાનું બંધ કરી દેવું જોઈએ. પરઠણ લેવાનું બંધ કરો, ઘર ઉકેલી જુઓ અને વિવાહ માંડી જુઓ, તેમાં વરરાજાને વિચારવા જેવા નિયમો, ઘરના પિતાએ વિચારવાના નિયમો, કન્યાના પિતાએ વિચારવાના નિયમો અને જાનૈયાઓએ વિચારવા જેવા નિયમો પહેલા વર્ષના પાટીદારમાં આ અંગે ખૂબ જ ચર્ચા કરવામાં આવી છે. આ ઉપરાંત આ વર્ષના પાટીદારનો વરવિક્રય, જાનમાં સ્ત્રીઓ અને 'પાટીદાર પત્રિકા' મોતીભાઈ અમીને આપેલો 'વિવાહ પ્રતિજ્ઞાસાર' આપણું ધ્યાન ખેંચે છે. અંગ્રેજ નોકરો અને પાટીદાર કુળવાનોની તુલના કરવામાં આવી છે તે પણ સારો લેખ ગણાવી શકાય. 'આફૂસની હરાજી'ને નામે તંત્રી ભલભલા કુળવાનોને જે દહેજ લીધું હોય તેની ખુલ્લેઆમ ચર્ચા કરતા. દરેકેદરેક અંકમાં મોતીભાઈ અમીન કોઈ ને કોઈ વિષય ઉપર સમાજસુધારણા થાય તેવી પત્રિકા 'પાટીદાર' અંકમાં છપાતી. ૧૮૭૦નો જે એક્ટ થયો હતો તે ખેડા જિલ્લાના લેઉવા પાટીદારોને કઈ રીતે લાગુ પડે તેની માહિતી 'સંસારમાં સ્ત્રીનું સ્થાન અને પાટીદાર જ્ઞાતિ', 'ભણેલાઓની મનોદશા', તેમજ ગાંધીજીના નવજીવનમાંથી કેટલાક સારા ઉતારાઓ પણ પાટીદાર અંકમાં આવતા. ખેતી વિષયક માહિતી તેમજ પાટીદાર જ્ઞાતિમાં થતા સુધારાઓ, વાકળ લેઉવા પાટીદાર યુવક સંગઠન, બીજા ગોળમાં થતા સુધારાઓ, પહેલા વર્ષના બધા જ અંકોમાં સુંદર રીતે રજુ થયા હતા.

પાટીદાર વર્ષ-૪થાના અંકમાં પણ રવીન્દ્રનાથ ટાગોરના કેટલાક લખાણોના અનુવાદો આપવામાં આવતા. પાટીદારની વિધવાઓને અપાતો ત્રાસ અને 'એક મહાન પાટીદાર સ્ત્રી' જેવા લેખો આપનું ધ્યાન ખેંચે છે. એક મહાન પાટીદાર સ્ત્રી ડાહીબા એ પોતે કવયિત્રી હતી. પાટીદાર કેળવણી ચરોતર ઉત્તર સરહદનું લેઉવા પંચ, પ્રસંગ કથાઓ, હરિજન અને વાળંદોને પાટીદાર તરફથી આપવામાં આવતો ત્રાસ તેનું પણ વર્ણન કરવામાં આવતું. 'ચરોતરના પાટીદારો' નામના લેખમાં સ્ત્રીકેળવણી, વિધવામરણ પાછળનું ગાન-તાન, મરણ પાછળનું જમણ આપણું ધ્યાન ખેંચે તેમ છે. કન્યાદાનમાં પાલકોનો કેટલો અધિકાર, પૂના અખિલ ભારત સ્ત્રી પરિષદનો હેવાલ, સ્ત્રીઓના અધિકાર, પાટીદાર ભગિની સમાજની ત્રીજી પરિષદના ઠરાવો. આ ઠરાવોમાં ખાસ કરીને સ્ત્રીઓનો ઉદ્ધાર થાય અને તેમને ગુલામીમાંથી મુક્ત કરવામાં આવે તેની ખાસ ચર્ચા કરવામાં આવી હતી. દરબાર ગોપાળદાસ સાથે વડોદરા રાજ્યનો બાળલગ્નનો કાયદો, કેટલે અંશે સફળ થયો છે તે માટે એક સમિતિ નિમેલી તેના પ્રશ્નોત્તરીના જવાબો એમણે આપ્યા છે. સમાજસુધારણાનું એક કાર્ય છે. રવિન્દ્રનાથ ટાગોરની સમર્પણ કથાઓ દ્વારા પણ સમાજસુધારણાની જ વાત થતી હતી. 'વિધવા બહેનોને બે બોલ', 'પાટીદાર સ્ત્રીસમાજ', 'કુળવાન' જેવા લેખો પણ સમાજસુધારણાની પ્રગતિ સૂચવે છે.

પાટીદાર વર્ષ-૫ના અંકોમાં પણ અગ્રલેખ પાટીદાર કુમાર-કુમારિકાઓનો પોતાનું જીવન કેવું ઘડવું તે અંગે લખેલો છે. જેમ કે, 'બહારની ટાપટીપતી રખે

લલચાતા, તનની સુંદરતા કરતાં મનની સુંદરતા વધારે શ્રેયસ્કર છે, વિધવા વિવાહના વિરોધીઓ, લગ્નનો આદર્શ, બહેનોને લગ્નગીતોનો સંદેશ, મોટાઈનો મિથ્યા ખ્યાલ, પાટીદારના ગોળ અને તેનું રક્ષણ, લંડનમાં ચાલતું પટેલમંડળ, કુળવાન અને કુલીનશાહી, પાટીદાર ભગિની સમાજની ચોથી પરિષદ, બારડોલીના લોકગીતો, બારડોલીનું ધર્મયુદ્ધ ગોળની ઉત્પત્તિનો ઇતિહાસ, બારડોલીનો પાટીદાર, આફ્રિકામાં વસતા પાટીદારો જેવા લેખો સમાજસુધારણાની માહિતી આપે છે.

પાટીદાર મુખપત્રનું ૧૫ વર્ષનું આયુષ્ય થયું ત્યારે તેણે ઘણી આગેકૂચ કરી હતી. આ વર્ષ દરમ્યાનમાં અનેક પ્રકારના લેખો લખાયા હતા. લગ્નના ખર્ચાઓ, ખેડા જિલ્લાનું ખેડૂતમંડળ, છૂટાછેડા, પરતંત્રતા, બાળલગ્નનાં અનિષ્ટો, યુવકો સમાજ સુધારણામાં કેવી રીતે ભાગ લે, સમાજસુધારણાનાં અંગો, સ્ત્રીસ્વાતંત્ર્યવાદ, સમાજના કલંક. આ માસિકમાં ઈશ્વર પેટલીકર પણ લખતા હતા. લગ્નજીવન સુખી કેમ થઈ શકે, આજનો ખેડૂત આવતીકાલનો બેકાર, નાતવરા અને વરઘોડો, સગર્ભા સ્ત્રીને સલાહ, હરિપુરાની મહાસભા, જેવા લેખો આ અંકોમાં છપાયા હતા. 'પાપના શિખર' નામે ઈશ્વર પેટલીકરનો લેખ આપણું ધ્યાન દોરે છે.

પાટીદારના ઉપરના ચાર અંકોનું વિશ્લેષણ કરીએ તો તેના લેખો દ્વારા આપણને સ્પષ્ટ જણાય છે કે, આ મુખપત્રનો મુખ્ય ઉદ્દેશ સમાજ સુધારણાનો હતો અને આ મુખપત્રએ સમાજમાં ક્રાંતિકારી વિચારો ફેલાવ્યા હતા.

ઉત્તર ગુજરાતમાં વસતા લેઉવા પટેલો ખેડા જિલ્લાના ભરૂચ અને અમરેલીના લેઉવા પટેલો કરતાં તદ્દન જુદા પ્રકારના છે. તેમનામાં બાળલગ્નનું પ્રમાણ આજે પણ જોવા મળે છે. તેમનામાં રોવા-કૂટવાનો રિવાજ લગભગ ચૌધરીઓને મળતો છે. આ સમાજમાં આજે પણ સમાજસુધારણાની બાબતમાં ખાસ પરિવર્તન આવ્યું નથી. તેમ છતાં ૧૯૪૦માં 'પાટીદાર પ્રગતિ' નામનું સામાયિક ઉમેદભાઈ મંજીભાઈ પટેલે શરૂ કરેલું તેમાં સમાજસુધારણાનાં ગીતો દ્વારા આપણા કનિષ્ઠ રિવાજો, સડેલા સમાજને સુધારવાના સારા માર્ગો, 'પાટીદાર પ્રગતિ'ના અંકમાં કવિતાની પ્રગટ થયેલી ચાર લીટીઓ સુધારાની સારી વાત કરી જાય છે.

ઊઠો ઊઠો યુવક યુવતી નાર, રૂઢિની સાંકળ તોડી નાખો રે,
એના આંકડે આંકડા જુદા થાય, રૂઢિની સાંકળ તોડી નાખો રે,
બાળલગ્નનો કરો બહિષ્કાર, રૂઢિની સાંકળ તોડી નાખો રે,
ઊભય દંપત્તિનું અધઃ પતન થાય, રૂઢિની સાંકળ તોડી નાખો રે.

પાટીદાર પ્રગતિમાં મહાત્મા ગાંધીજીના સમાજસુધારણાના અંગેના સમાજ સુધારણાના વિચારો પણ ૧લા પાના પર છાપવામાં આવતા. પાટીદાર સંગઠન ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો હતો. રોવાકૂટવાનો ઘેલાઈ, સડેલા સમાજ સામે જેહાદ જગાડો, શિક્ષિત બહેનોને પરિપત્ર, સંસ્કારી સમાજ માટેની કલ્પનાઓ આદર્શ પગલું, સ્ત્રીબુદ્ધિ, પ્રેતભોજન, દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય, સાદાઈથી જીવનની આબાદી

કે બરબાદી જેવા લેખો આ સામાયિકમાં છપાતા હતા. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વિધુરલગ્ન, સિદ્ધપુરમાં લાડુનો જમણ, ભાગોળના ઉકરડામાં બારોબાર થતા લગ્નના કરાર વગેરેની માહિતી આપણા અનિષ્ઠ રિવાજો' નામના લેખમાં દરેક અંકમાં જુદીજુદી રીતે આપવામાં આવતો. પાટણવાડા લેઉવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપના કરવામાં આવી અને તેમણે મોડામોડા પણ વિચારવાનું શરુ કર્યું. પાટીદાર પ્રગતિના તંત્રી ઉમેદભાઈએ જે જેહાદ જગાવી તેનાથી સમાજમાં ઘણું પરિવર્તન આવ્યું અને જ્ઞાતિપંચ દ્વારા યોગ્ય સુધારાઓ પણ દાખલ થયા. પાંચ-ગામ પાટીદારોની પરિષદો પણ મળતી. ૧૯૪૨માં 'પાટીદાર પ્રગતિ'ના તંત્રી જીવણભાઈ પટેલ આવ્યા અને તેમણે પોતાના તંત્રીપણામાં નાટકો દ્વારા સમાજસુધારણા અને કેળવાયેલી વ્યક્તિઓ દ્વારા સમાજસુધારો કઈ રીતે થઈ શકે તે તરફ લક્ષ આપ્યું. બે-ત્રણ સ્ત્રીઓ પણ પાટીદાર પ્રગતિમાં લખતી હતી. સાટાંપેટાં અને કન્યાવિક્રય જેવા સમાજનાં દૂષણો ઉપર ઘણા લેખો અને આ અંકોમાં આવતા હતા. 'પાટીદાર પ્રગતિ' નામના માસિકે તેમનો સમાજ તદ્દન અંધારામાં ડૂબેલો હતો તેને સુખી થવાનો માર્ગ બતાવ્યો, એટલું નહિ, અખાડે ગયેલા સમાજને બેઠો કરવાનું કામ પાટીદાર પ્રગતિના તંત્રીઓએ કર્યું હતું. દરેકે દરેક અંકમાં યુવાનો સમાજ બદલવામાં શું કરી શકે તેની ચર્ચા પણ કરવામાં આવતી હતી. આ સમાજનું એક અધિવેશન મળ્યું હતું. (બાલીસણા તા. ૧૬-૧૭ મે-૧૯૪૨). આ પરિષદમાં ખાસ કરી વસોના દરબાર ગોપાળદાસ અને તેમનાં પત્ની ભક્તિબા પ્રમુખપદે હતા અને રવિશંકર મહારાજે પણ પાટીદારોને સાચી સલાહ આપી હતી. આ અધિવેશનના પરિણામે પાટીદાર યુવક સંઘ અને પાંચગામ મહિલા સમાજની સ્થાપના કરવામાં આવી હતી. ૧૫-૫-૪૨ના બીજા દિવસે દરબાર સાહેબના પ્રમુખપદે મહિલાપરિષદ મળી હતી. તેમાં દરબાર સાહેબે જણાવ્યું સ્ત્રીઓને આજે મિલકત ગણવામાં આવે છે. તેનો વિરોધ થવો જોઈએ. સ્ત્રીઓને મિલકતમાં ભાગ મળવો જોઈએ અને તે જ દિવસે યુવકપરિષદ પણ મળી હતી. આ બંનેના બંધારણો તૈયાર કરવામાં આવ્યાં હતાં.'

આપણામાં કહેવત છે કે તલવાર કરતાં પેન વધારે ધારદાર હોય છે. કડવા-લેઉવાના મુખપત્રો તપાસતાં આપણને સ્પષ્ટપણે માલુમ પડે છે કે આ બંને કોમનાં મુખપત્રોએ સમાજ-સુધારણાની દિશામાં મહત્ત્વનું યોગદાન આપ્યું હતું. ૨૦મી સદીમાં આજે પાટીદારોમાં પ્રગતિ અને પરિવર્તન આવી રહ્યું છે તેમાં યોગદાન આપવામાં આ સામાયિકોનો ફાળો ઘણો મોટો રહ્યો છે. પાટીદારે આજે બીજી જ્ઞાતિઓની સરખામણીમાં શિક્ષણ, વેપાર અને ઉદ્યોગમાં સ્થાન જમાવ્યું છે. તે બધું આ સામાયિકોએ કરેલા સામાજિક ઉત્થાનના પ્રયાસનું ફળ છે. અત્રે એક વાત નોંધવી ઘટે કે આંજણા અને મતિયા પાટીદારોમાં શિક્ષણનું પ્રમાણ નહીં હોવાથી સુધારણાની પ્રવૃત્તિને વેગ મળેલો નહીં. તેમ છતાં કેટલાક આંજણાઓ પાટીદાર પરિષદોમાં હાજર રહેલા અને તેમની દૃષ્ટિ પોતાના સમાજ ઉપર પડેલી. તેમ છતાં આ બંને કોમના

પાટીદારોમાં ૧૯૪૭ પહેલા કોઈ સામયિક બહાર પડ્યું હોય તેવો ઉલ્લેખ આપણને મળતો નથી.

ટૂંકમાં, આ સામાયિકોનું સમાજ પરિવર્તનમાં યોગદાન મોકળું હતું.

## સંદર્ભ-સૂચી


૧. ઉમિયાદર્શન, તંત્રી : જયંતીભાઈ પટેલ - જ્ઞાતિમુખપત્રનો વિશિષ્ટ અંક.

૨. ડૉ. મંગુભાઈ પટેલ, 'કડવા પાટીદાર સમાજના મુખપત્રો (૧૮૮૩ થી ૧૯૯૫), ઊંઝા સંસ્થાન આયોજિત મુખપત્ર પરિષદ (૨૧-૮-૮૮)

૩. વધુ વિગત માટે જુઓ 'ઉમિયા દર્શન' ૧૯૮૮.

૪. વિજય, ૧૯૦૬. પુસ્તક-૪થું, નવેમ્બર, અંક-૪થો

૫. કડવા વિજય, સંવત ૧૯૬૩ પુ. ૧, અંક-૧.

૬. કડવા વિજય, સંવત ૧૯૬૪, પુસ્તક ૧લું, અંક-છઠ્ઠો

૭. 'કડવા વિજય' સંવત ૧૯૬૪, પુ. ૧, અંક ૧૦મો.

* 'પટેલબંધુ' ૧૯૧૯, પુસ્તક-૧૧, અંક ૧૧-૧૨

* પટેલબંધુ ૧૯૧૩, પુસ્તક-૫, અંક ૮, ૯, ૧૦, ૧૧

* 'પાટીદાર હિતેચ્છુ', ૧૯૦૯ નવે. સુરત, અંક ૧૨માં વર્ષ ૧લું.

* 'પાટીદાર' ૧૯૨૪, વર્ષ-૧લું, અંક ૨જો, પ્રકાશક તંત્રી નરસિંહભાઈ પટેલ, આણંદ

* પાટીદાર વર્ષ-૪થું, અંક-૧લો, પાન ૧૫,
પ્રકાશક તંત્રી, નરસિંહભાઈ પટેલ, આણંદ

* 'પાટીદાર પ્રગતિ', તંત્રી ઉમેદભાઈ પટેલ, વર્ષ-૨જું, અંક-૫મો, ૧૯૪૧, અમદાવાદ

* 'પાટીદાર ઉદય' તંત્રી-પ્રકાશક શ્રી રતનશી શીવજી - કરાંચી ઈ.સ. ૧૯૨૦

* કડવા પાટીદાર જ્ઞાતિના મુખપત્રો (૧૮૮૩-૧૯૮૫) શ્રીમતી નયનાબાળા ગુણવંતભાઈ પટેલ. એમ.ફિલનો લઘુશોધનિબંધ. ગુજરાત યુનિવર્સિટી અપ્રગટ ૧૯૯૨.

# ઉપસંહાર

'કૂર્મી ક્ષત્રિય' શબ્દ ભારતના મોટા ભાગના પ્રદેશમાં જાણીતો બન્યો છે. તે અંગેના હિન્દી અને ગુજરાતીમાં લખાયેલાં કેટલાક પુસ્તકો ઉપલબ્ધ છે. મધ્યપ્રદેશના અડધા ભાગમાં કૂર્મી શબ્દ જાણીતો છે. ગુજરાતના પાટીદારો તે શબ્દથી અજાણ છે. પાટીદાર શોધ સંશોધન કેન્દ્ર દ્વારા બે ઇતિહાસો પ્રગટ થયા છે. હિન્દીમાં 'કૂમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ' ભારતભરના હિન્દીભાષી પ્રદેશોમાં લોકાદર પામ્યો છે. જ્યારે તાજેતરમાં જ પ્રગટ થયેલું 'પાટીદાર ગૌરવ ગાથા' જેમાં ખાસ કરીને કૂર્મીઓની ઉત્પત્તિ, તેનો વિસ્તાર અને ભારતમાં મળેલા અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંમેલનોનો વિસ્તૃત અહેવાલ આપવામાં આવ્યો છે. આ પુસ્તક પણ દેશ-વિદેશમાં પહોંચી ગયું છે. બંનેની પ્રતો અપ્રાપ્ય બની છે.

આ બંને પુસ્તકોમાં હિન્દી પુસ્તકમાં શેઠ શ્રી કેશુભાઈનો આર્થિક સહયોગ મળ્યો હતો. જ્યારે 'પાટીદારોની ગૌરવગાથા' પુસ્તક માટે અમેરિકા સ્થિત શ્રી ભક્તિભાઈ પટેલનો આર્થિક સહયોગ મળ્યો હતો.

'પાટીદાર : પ્રગતિ-પરિવર્તન'માં કેટલાક નામી અનામી પાટીદારો અને ગામોનો ઇતિહાસ ઉપરાંત અત્યાર સુધી સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ, સુરત, ભરૂચ, કચ્છ તરફના નામી-અનામી ખમતીધર પાટીદારોની માહિતી ઉપરાંત ખેતી, શિક્ષણ અને તત્કાલિન સમાજનું ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. પૂર્વજોએ કરેલી મહેનત અને યોજનાઓ સાકાર બને અને માર્ગદર્શક બને તે આ પુસ્તક પાછળનો હેતુ છે. પાટીદાર પરિષદોના અહેવાલ પણ આ પુસ્તકમાં આપ્યા છે. ઉત્તર ગુજરાત, મધ્યગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં થયેલી પ્રવૃત્તિઓનો અને પાટીદાર પરિષદોના અહેવાલો પ્રગટ કરવામાં આવ્યા છે. સંપ અને એકતાની વિશાળ ભાવનાને કારણે તેઓએ કરેલો પુરુષાર્થ આંખે વળગે તેવો હતો. ખેડૂતોની દયાજનક સ્થિતિ, તે નિવારવા માટેના પગલાં, દેશી રજવાડાઓ અને ખેડૂતો સાથેના સંબંધો અને બોર્ડિંગો દ્વારા શિક્ષણ સંસ્થાઓની સ્થાપના તેમજ શ્રીમતી નયનબાળા પટેલના લઘુશોધ નિબંધને આધારે પાટીદાર સમાજના મુખપત્રોની એક નવી જ વાત આ પુસ્તકમાં કરવામાં આવી છે.

કેટલીક જ્ઞાતિઓએ વખતસર એની પોતાની જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડવાનો પુરુષાર્થ શરુ કરી દીધો છે. પરંતુ આપણી જાહોજલાલીથી પૂર્ણ રીતે દીપમાન થયેલી અને જે એક વખત સર્વશ્રેષ્ઠ ગણાતી પાટીદાર કોમના ઉદય માટે જ્ઞાતિબંધુઓમાં થોડી ઉદાસીનતા પ્રવર્તે છે. અત્યારે પ્રગતિમાં આગેકૂચ કરી રહેલી આપણી જ્ઞાતિના યુવાનો માર્ગ ભૂલ્યા છે તેમને આગામી દિવસોનું ભાન નથી, એટલે આપણી ફરજ બને છે કે, સઘળા જ્ઞાતિબંધુઓને તેમની પ્રાચીન તેમજ અર્વાચિન સ્થિતિથી વાકેફ કરી પોતાનાથી બની શકે તેટલી ફરજ બજાવવી અને જ્ઞાતિઋણમાંથી મુક્ત થવું.

આપણે આપણી કોમની ચઢતી કે પડતી તપાસવી હોય તો આપણે તેની સ્થિતિ, પ્રગતિ, પરિવર્તન, નૈતિકતા, આર્થિક અને સાંસારિક બાબતોનું ભાન હોવું જોઈએ. આપણા પ્રાચીન સમયમાં નૈતિક સ્થિતિ કેવી હતી અને આધુનિક સમયમાં કાળક્રમાનુસાર સ્થિતિનું પરિવર્તન કેવી રીતે થયું છે. સોએક વર્ષ ઉપર નૈતિક સ્થિતિનો પ્રતાપ કંઈક ઓર જ માલમ પડતો હતો. કોઈપણ બંધુઓ કોમ ઉપર ક્રોધની દૃષ્ટિએ જોતા નહોતા. પાટીદાર વચ્ચે ભેદરેખાઓ ન હતી. પરંતુ ભાઈચારાની લાગણી ધરાવી એકેક કામમાં મદદ કરતા હતા અને વડીલના બોલને ઉમંગથી વધાવી લેવામાં આવતો હતો. આજે તેનાથી ઊલટી દિશામાં કારભાર ચાલે છે. આપણા મહાન વડીલોનું મુખ્ય ગુણ પરમાર્થ અને ઉદારતાનો હતો. અને તે જ ગુણ વડે કરી તેઓ જ્ઞાતિને ઉચ્ચ શિખર ઉપર પહોંચાડી શક્યા હતા. સાધારણ વર્ગના લોકોમાં પણ ચર્ચા ચાલતી હતી કે, પાટીદારની ઉદારતાની તેમજ પરસ્પરની લાગણીની કોઈપણ કોમ સ્પર્ધા કરી શકતી નહોતી.

આજે આપણા સમાજની પીઠ ઉપર કાળ રાક્ષસ સવાર થઈ કોમનું ભક્ષણ કરવા તૈયાર થયો છે. ચાલુ જમાનામાં તેવા ગુણોની જગ્યાએ ઉડાઉપણું મમત્વ મોટાઈ અને વ્યસને કોમનું સત્યાનાશ વાળવાનો ખરાબમાં ખરાબ મત પટેલિયાઓના કોમળ પણ ટીપાઈ ટીપાઈને હૃદયમાં ભરાઈ બેઠેલું છે. આપણા પૂર્વજોના હૃદયમાં સંપરૂપી અતિ ઉત્તમ હિંમતભર્યું હથિયાર જડાયેલું હતું અને તેને લઈને મોટા મોટા કાર્યો કરવામાં ફત્તેહ નિવડ્યા. આધુનિક જમાનામાં યુવાવર્ગે એથી ઊલટું 'સંપ' શબ્દને પોતાના મગજમાંથી હંમેશને માટે તિલાંજલિ આપી દીધી છે અને ઈર્ષા, વ્યસન, કુસંપરૂપી કિડાઓને પોતાના હૃદયમંદિરમાં વારસો કરાવ્યો છે. આ બધા કિડાઓને તે ખૂબ જ વહાલથી પંપાળે છે. દુષણો અને વ્યસનોના પ્યારથી મિત્રાચારી કરી બેઠો છે. જેને લીધે ઘણાં જ બૂરા પરિણામો આવશે તે દિવસો હવે દૂર નથી. આર્થિક રીતે ભલે આપણે શિખરો સર કરતા હોઈએ, પણ નૈતિક પતન શરૂ થયું તો તેનો વિનાશ જરૂરથી શરૂ થશે. માટે પાટીદારોએ શરમ લગાડે તેવા કૃત્યો કરતા શરમાવું.

વીર યુવક આપણા બાપદાદાઓ કાંઈ પણ કામ કરતાં તો તે પુરા ઉત્સાહથી અને દૃઢ નિશ્ચયથી કરતા હતા. તે કામમાં ગમેતેટલું સંકટ પડતું હોય તો પણ પાર પાડવામાં પાછીપાની કરતા નહીં. એ સિવાય મુખ્ય ગુણ જાહેર હિંમતનો છે. જેથી જ્ઞાતિની અંદર કોઈપણ સાર્વજનિક કામમાં મત દર્શાવવો હોય તો તેઓ પૈસાદાર લોકોની તેમજ પટેલિયા લોકોની લેશમાત્ર શરમ ન રાખતાં ખુલ્લી રીતે યોગ્ય મત દર્શાવતા હતા અને ગરીબ વર્ગને સુખી કરવાનો માર્ગ યોજતા હતા. પણ આજે આરંભેશૂરા પછી તે કામ પાર પડે જ નહીં. જો તમારી જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડવી હોય તો તમારા બાળકોને જમાનાને અનુસરી રૂચિકર કેળવણી આપવી પડશે. દેખાદેખી અને ખોટા ખર્ચાઓથી દૂર રાખવા પડશે. તેમનું ઉડાઉપણું દૂર કરવું પડશે અને તેમનામાં સદ્વર્તનના બીજ વાવવા પડશે.

બંધુઓ આજે જાહેર હિંમતને બદલે બીકણ અને બાયલાપણું પ્રાધાન્યપણું ભોગવે છે. જેથી પ્રજાવર્ગના કોઈપણ કામમાં હિંમતભર્યો જવાબ આપી શકાતો નથી. સાચું કહેવામાં પણ શરમ લાગે છે. મેં તો પ્રત્યક્ષ જોયું છે કે, પંચના મેળાવડામાં અગ્રેસર બંધુઓ જે ઠરાવ પસાર કરે તે પહેલાં મોદમાં સાધારણ રૂઢીને વળગીને જનસમાજની સલાહ લે છે. ત્યારે સર્વ બંધુઓ ખૂણામાં પડ્યા પડ્યા બબડાટ કરી મૂકે છે. પણ પટેલિયાઓની આગળ અવાજ થઈ શકતો નથી. આગેવાનો નાદાન છોકરાની જેમ વર્તે છે અને ખરેખર નામર્દાઈને લીધે પૈસાદારના તેજમાં અંજાવું પડે છે અને તે જે કરે તે કબૂલ કરવું પડે છે. જ્યાં સુધી આ નામર્દાઈને મગજમાંથી કાઢી નાંખશું નહીં ત્યાં સુધી કોઈ પણ દિવસ સારા કામ થવાના નથી. આપણો સમૂહ મહિસાગર સમાન મોટો છે. તેમાં ફક્ત વાહણ ચલાવનાર સૂકાનીઓ ગણ્યાગાંઠ્યા છે અને તેઓ તેમની મરજી મુજબ ખરું કે ખોટું કરાવે છે. આ બધું થાય છે કારણ કે તમારામાં તમારાપણું છે જ નહીં, આગેવાનોની ધાકથી ખુલ્લી જગ્યામાં મ્હોં દેખાય તેવી જગ્યામાં બેસાતું નથી. એટલે બિચારા ખાસડા પડ્યા હોય ત્યાં તેની અપવિત્ર ગદારી પર બિરાજમાન થાય છે. પૈસાદાર બંધુઓ પણ ખુશામતખોર થઈ ગયા છે. સમાજની પીઠ પર સવાર થઈ રાજકીય લાભો લેવા દોટ મૂકે છે. જ્ઞાતિ પ્રત્યે પોતાની ફરજ શું છે તે સમજતા નથી -

લીધી જેણે દુઃખીઓની, ખબર તેણે બધું કીધું
કીધી જેણે ગુણીઓની, કદર તેણે બધું કીધું.
બજારોમાં નથી મળતી, રહેમ કીંવા કદરદાની
જીગરનું નૂર છે એ તો, નથી વસ્તુ તમાસાની

હૃદયનો હાથ લઈ કાનો નમાવે પાત્ર જે પુન્યનું,
વિવેચન શું પછી કરવું, કહો એના મહદ્ ગુણનું,
ભલે વખણાય દાતારો, જગતમાં મેઘ વૃત્તિના,
પ્રશંસાપાત્ર પણ દાતા, નિરંતર કૂપ વૃત્તિના.
વદે છે ત્રિકમસુત મોતી, ખબર લેવી દુઃખીઓની,
ધનાઢ્યોએ ભલા મનથી, કદર કરવી ગુણીઓની.

ઉપરના સર્વ ગુણોનું આધુનિક સમયમાં ઝડપથી પરિવર્તન શરૂ થયું. આપણી નૈતિક સ્થિતિમાં ઓટ આવી છે. પરિણામે 'પટેલ' શબ્દ તેનું 'નૂર' ગુમાવી રહ્યો છે. બીજી બાજુ આર્થિક બાબતોનો પણ વિચાર કરવો ઘટે. પ્રાચીનકાળમાં રાજ્યના સ્તંભરૂપ ગણાતા હતા તે માટે શ્રી નારાયણદાસ મારફતિયાની કવિતા દ્વારા જાણી શકાશે.

'હતા રાજ્યના થાંભલા પાટીદારો ભરાતો ખજાનો તમાથી વધારે,
દેતા રાજકાજે તમો શીર જ્યારે, મળે માન ને મરતબો તેણી વારે,
હતી રાજ્યમાં ખ્યાત કીર્તિ વધારો, થતા તે બળે રાજ્યના કામદારો,
લઢેયા લઢીને બતાવી શૂરતન, લેતા ગામ ગરાસ રીઝાવી રાજન

ઉપરની બાહોશી કે આમાંનું કાંઈ આધુનિક સમયમાં જોવા મળતું નથી. નહિ તો સરદાર પટેલ 'ભારતરત્ન' આટલા મોડા ન બન્યા હોત.

આ જગત આખું ભ્રમમય અને દોરંગી છે. એ ન્યાય અનુસાર આપણી કોમને બાહ્યભપકા અને દમામમાં રાખી છે એટલે જગતને એમ લાગે છે કે, પાટીદાર કોમની આર્થિક સ્થિતિ દિન પરદિન ચઢતી જાય છે, પરંતુ આર્થિક સ્થિતિનું ચિત્ર માત્ર બાહ્ય ભપકાથી માલુમ પડતું નથી. તેની આંતરિક સ્થિતિ પણ તપાસવી જોઈએ. પહેલાંના આપણા પૂર્વજો ઘણાં જ ગંભીર અને વિચારવંતા હતા. તેઓ પાસે સો રૂપિયાનું ભંડોળ હોય તો બહાર પાંચ રૂપિયા જેટલું જ દેખાડતા હતા. જ્યારે હાલના મારા શોખીન બંધુઓ ગાંઠનું ગોપીચંદન ઘસી, મોં પર તમાચો મારી મોં લાલ રાખે છે. જેના કારણે અનેક કુટુમ્બો પાયમાલ થયા છે અને થાય છે. જેની પાસે પાંચ રૂપિયા હોય તે સો રૂપિયા જેટલું બતાવા જાય છે અને ફેશનની હિરિયારીમાં લાંબો થઈ જાય છે. જેથી બધાને એમ જ લાગે કે, આની ચઢતી છે. અવળા માર્ગે આવતા પૈસાની સુરખી સંધ્યાના રંગ સમાન છે. જે પોતાની જિંદગી આપણી કોમને અને છેવટે રાષ્ટ્રને નકામી ભારરૂપ થઈ પડે છે. આર્થિક સ્થિતિમાં સુધારો થયો હોવા છતાં આપણે વૈભવ વિલાસને કારણે પતન તરફ જઈ રહ્યા છે.

પાટીદારોના સહયોગથી વિશ્વદર્શન કરનાર સ્વામી સચ્ચીદાનંદજી કહે છે કે, આ પાટીદારોમાં કેટલું મોટું સાહસ છે ! ક્યાંથી ક્યાં પહોંચે છે, રેતીમાં નાવ ચલાવે છે, આ લોકો બે પૈસે સુખી ન થાય તો કોણ થાય ? ઘણાં લોકોને તકો મળવા છતાં ઊભા નથી થઈ શકતાં, જ્યારે આ લોકો પોતાની મેળે તકો ઊભી કરે છે, ઊભા થાય છે અને દોડે છે.

આ પુસ્તકમાં મેં જે પાટીદાર પરિષદોનો ઉલ્લેખ કર્યો છે, તેમાં કડવા, લેઉવા, આંજણા તેમજ હાલારી લેઉવા પાટીદાર અને ઉદા પાટીદારોના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. આ પરિષદોના ઠરાવો ઉપર અને તેમના ભાષણો ઉપર દૃષ્ટિપાત કરીએ તો ખાસ કરીને ખેતીવાડીનું આધુનિકરણ કરવા તરફની ભલામણ, કુરિવાજોની નાબૂદી, શિક્ષણ માટે બોર્ડિંગો અને શાળાઓની આવશ્યકતા, સ્ત્રીકેળવણીની જરૂરિયાત તેમજ સ્વદેશાભિમાન અને દેશી રજવાડાના રાજ્યોમાં પોતાનો અવાજ રજુ કરી શકે તેવા એક ખેડૂત મેમ્બરને દાખલ કરવાની માગણી, પાટીદાર જાગૃતિની ચેતના બતાવે છે. પાછળથી ઘણાં ઉદાર રાજવીઓએ પ્રજામંડળો અને પ્રજાપરિષદો સ્થાપી અને ખેડૂતોને તેમજ પ્રજાના પ્રતિનિધિઓને દાખલ કર્યા. આમ આ પરિષદોએ લોકજાગૃતિનું જ કામ કર્યું હતું અને તે વખતના મોટા ભાગના કાર્યકર્તાઓ રાષ્ટ્રિય રંગે રંગાયેલા હતા.

છેવટે એટલું જ કહીશ :

ઉઠો પાટીદારો તમે હોંસ ધારો, કરો પ્રેમથી જ્ઞાતિમધ્યે સુધારો,<br>
સુધારા સુધાને જમાનો લૂંટે છે, ઊંઘે જાણજો ભાગ્યદેવી રૂઠે છે.

• • •